# *Niti Darpan.*



BY

**Chhaganlal Godidas Vakil**

SAYLAWALA.



PUBLISHED BY

**Tejshi Keshavji Vora**

**Rangoon.**



SECOND EDITION. A. D. 1913.







**Price Rs. 2.**

"પુસ્તક ઉપર આંખથી રીઝવા પહેલાં મનથી રીઝજો."

અમદાવાદ:
ધી 'ડાયમડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમા
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ.

"ઉમરે પહોંચ્યા પછી મેળવેલી અક્કલ કરતાં બાળ વયમાં લીધેલો બોધ આપણાથી છુટો થઇ શકતો નથી."

# નીતિ-દર્પણ.

સંગ્રહ કરનાર

છગનલાલ ગોડીદાસ વકીલ

સાયલાવાળા.

પ્રકાશક

તેજશી કેશવજી વોરા

કચ્છ-સમાગોગાવાળા.

મુ. રંગુન.

વિ. સંવત ૧૯૬૯. ઇ. સ. ૧૯૧૩.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.



મૂલ્ય રૂ. ૨.

# અર્પણપત્રિકા.

નીતિમય જીવન ગાળી શકાય એવાં અનેક બોધદાયક
વાક્યોની ગુંથણીથી ગુંથાયલા ઉત્તમ નીતિબોધક
પુસ્તકનો ફેલાવો કરી દેશબાંધવોને નીતિનો બોધ
આપનાર તથા બીજી આવૃત્તિ બહાર પાડવાની
આશામાં સ્વર્ગસ્થ થયેલા આ પુસ્તકના કર્તા
મર્હુમ **વકીલ છગનલાલ ગોડીદાસના**
અમર આત્માને તથા આ પુસ્તક વાંચી
તેમાંથી સારાંશ ગ્રહણ કરી નીતિમય
જીવન ગાળનારા આ પુસ્તકના
**પ્રત્યેક સુજ્ઞ વાચકને**
આ પુસ્તક સવિનય
સમર્પણ હો!

રંગુન.
અષાડ સુદી પુર્ણીમા.
સંવત્ ૧૯૬૯.

લી.
તેજશી કેશવજી વોરા.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.



વાંચનાર મેહેરબાનોને વિનતિ કરવામાં આવે છે કે આપણા દેશમાં હરહમેશ નીતિનો ફેલાવો થાય તેવાં પુસ્તકોની અગત્ય જાણી મેં આ ગ્રંથનું કામ માથે લીધું છે તે લોકોની સેવા બજાવશે એવી મને આશા છે; તોપણ મારા બનાવેલા આ પુસ્તકમાં કાંઇ ચૂક નજર આવે તો તે દરગુજર કરશો એવી મારી પ્રથમ અરજ છે.

ઈ૦ સને ૧૮૮૪માં મેં કાઠિયાવાડ એજન્સીની સરક્યુલર બુક બહાર પાડી અને સને ૧૮૮૬ ના જુલાઈ માસમાં ૧૦૦ વર્ષનું પં-ચાંગ બહાર પાડયું, જે સર્વ જનમંડળને અતિ ઉપયોગી થઈ પડવાથી તેની પેહેલી આવૃત્તિ ખલાસ થઇ જવાથી હાલ બીજી અને મોટી આવૃત્તિ અસાધારણ સુધારાવધારા સાથે છપાય છે. એ પંચાંગ બનાવ્યા પછી મારા મનમાં એમ આવ્યુ કે આજે અસંખ્ય પુસ્તકો બહાર પડે છે તેમાંનો મોટો ભાગ તો કેવળ નાટક અને વાર્તાનો જોવામાં આવે છે. મારૂં કહેવું એમ નથી કે એ પુસ્તકો ઉપયોગી નથી પરંતુ હું તો ધારૂં છુ કે જે પુસ્તક વાચવાથી એક બાલવય-નાથી તે છેક વૃદ્ધ વયના તમામ માણસોને મદદગાર થઈ પડે એવું પુસ્તક બહાર પાડવામાં આવે તો બેશક ઉપયોગી થાય, એવા હેતુથી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે.

પ્રથમ તો પંચોપાખ્યાન, વ્રજચાણાક્ય, જશુરામકૃત રાજનીતિ, પ્રમાણ સહસ્રી ઇત્યાદિ ગ્રંથોમાં જેમ બોધદાયક વચનો લખ્યાં છે તેમ લખવાનો મારો ઇરાદો હતો; પણ મને એવો વિચાર થયો કે હરકોઈ મનુષ્ય જાતિ બાળ યુવાન વા વૃદ્ધ, રાજા વા રાણા, ઠાકર

વા ચાકર, કારીગર વા મજુર, મેહેતા, કામદાર, નામદાર, ગામદાર, ઇનામદાર, માલદાર, મકાનદાર, દુકાનદાર, થાણુદાર, ખાણુદાર, વહાણુદાર, પ્હાણુદાર, પાનદાર, પાટીદાર, મતાદાર, મામલતદાર, વહીવટદાર, દફતરદાર, ગફલતદાર, જરદાર, જોરદાર, જમીનદાર, મોલદાર, મોજણીદાર, ફોજદાર, રોજદાર, રોફદાર, વફાદાર, વનદાર, વતનદાર, વાંટાદાર, દફેદાર, હોદ્દેદાર, સુબેદાર, કુમેદાર, કલમદાર, અમલદાર, ગુલામદાર, છળદાર, છડીદાર, છટાદાર, પટાદાર, જટાદાર, ધનદાર, ધધાદાર, ચોપદાર, તોપદાર, હવાલદાર, પગારદાર, રસાલદાર, મસાલદાર, ઇજારદાર, ઇજતદાર, અરજદાર, કરજદાર, લેણુદાર, દેણુદાર, વજનદાર, વળદાર, કલદાર, બલદાર, વકીલો, બારીસ્ટરો, મુખત્યારો યાને તેમના અસીલો, રેલવે તથા પોષ્ટ ખાતાના દરેક નોકરો, નાણુાવટીઓ, કારીગરો અને મજુરો; ઇત્યાદિ તમામ જનમંડળને ઉપયોગી થઇ પડવા ઉપરાંત વાંચતા ખુશી પેદા થાય અને ગમત સાથે જ્ઞાન મળવાથી એકવાર પુસ્તક હાથમાં લીધું તો પછી અથથી તે ઇતિ સુધી વાંચી રહ્યા પહેલાં હાથમાંથી નીચે મુકવાનું મન થાય નહિ એવી રચના કરવી. તેથી પ્રથમ તો મે મનુષ્ય બચ્ચો જન્મે ત્યાંથી તે છેવટ વય સુધીમાં જોઇતું સર્વ જ્ઞાન સંપાદન કરી શકે એટલા સારૂ આ પુસ્તકનાં ત્રીસ પ્રકરણો પાડેલાં છે; અને તે દરેક પ્રકરણુ શી બાબતનું છે તે મથાળે લખી તેને જ લગતી શિખામણો તે પ્રકરણો નીચે કલમવાર અને જુદી જુદી લખવામાં આવેલી છે. પરંતુ તેમાં એક અગત્યનો સુધારો એવો પણ કરવામાં આવેલો છે કે તે દરેક શિખામણુ નીચે તે વાકય સજ્જડ યાદ રહેવાને બની આવે એટલા માટે કોઇ ગદ્યમાં તો કોઈ પદ્યમાં કહેવતો મુકેલી છે, કે જે વાંચવાથી વાંચનારને વાંચેલું વાકય સજ્જડ યાદ રહી શકે.

પરંતુ જેમ કોઇ કારીગર પુરતા હથિયાર વગર પોતાનું કામ પાર પાડી શકતો નથી તેમ પુરતાં પુસ્તકોની મદદ વગર કોઇ પણ પુસ્તક બરાબર લખી શકાતું નથી, તેથી મારે આ પુસ્તક લખવામાં મોટા ભાગે મહાપંડિત વિષ્ણુશર્માના રચેલા પચોપાખ્યાન, અને મુંબઇનિવાસી યદુવંશી ઠાકરસી સુત પ્રયાગજીના રચેલા "પ્રમાણ સહસ્ત્રી" નામના ગ્રંથોની વધારે મદદ લેવી પડી છે તેથી તેઓ સાહેબનો મારે પહેલો ઉપકાર માનવો જોઇએ.

આ તો ખરૂં છે કે વખત, સુખાકારી અને નચિંતાઇ એ ત્રણે સંજોગો એવા તો પ્રબળ છે કે તે માંહેનો એકાદ પણ ન હોય તો ગાડીના જોડાના પઇઓ પૈકી એકાદ પઇ અટકી જવાથી ગાડી જેમ અટકી પડે છે તેમ એ ત્રણ માંહેની એક પણ ચીજની ગેરહાજરીમાં માણસ પોતાનું ધાર્યું કરી શકતો નથી. તેથી મને આ પુસ્તક લખ-વામાં, છપાવવામાં, અને બહાર પાડવામાં કેટલીક અણધારી અડચણો આવી પડવાને લીધે ઘણો લાંબો વખત પસાર કરવો પડયો છે. તો-પણ મને જેમ જેમ વખત મળતો જતો હતો તેમ તેમ પુસ્તક લ-ખવાનું હું કર્યે જતો હતો પણ તેમ થવાથી ઉપર લખ્યા મુજબ દરેક વાક્યને પુરતી સગવડમાં મુકવાને મને બની આવ્યું હતું.

અને વળી આ પણ ખરૂં છે કે જેમ નીતિના ગ્રંથો કાંઇ થોડા નથી તેમ કહેવતોના સંગ્રહો પણ કાંઇ થોડા નથી, તોપણ આ પુસ્તકમાં મેં જે રીતે વાક્યો અને તેને લગતી કહેવતોની ગોઠવણ કરી છે તેવાં પુસ્તકો મારા જોવામાં આવ્યાં નથી. તેથી મારી આ ગોઠવણ વાંચનારા સાહેબોને પસંદ આવશે એટલે મારો શ્રમ સફળ થયો સમજીશ.

આટલું છતા પણ આ પુસ્તકમાં લખેલાં વાક્યો તદ્દન સાદી અને સ્હેલી ભાષામા લખવામાં આવેલાં છે એટલે એક સાધારણ ભણેલો માણુસ પણ સ્હેલાઇથી તે વાંચી તથા સમજી શકે છે. થોડાજ વખત ઉપર સુરતના કલેક્ટર મે. **લેલી** સાહેબે **"ગુજરાતી ભાષા ગુજરાતીઓ બગાડે છે"** એ વિષે અમદાવાદ મુકામે એક વિસ્તારથી ભાષણ આપ્યું હતું. તેમા તેઓ સાહેબે જણાવ્યું હતું કે ગુજરાતી જાણનારા પોતાની ભાષા કોણ જાણે કે અપ્રિયતાના સબબથી કે બીજા કોઇ કારણથી પરભાષાના શબ્દો દાખલ કરી એવી તો બગાડી મુકે છે કે જેમ કરવાની અમારી ઈંગ્રેજી ભાષામાં સખ્ત મનાઇ છે. તેઓ સાહેબનું આ કહેવું કાંઈ ખોટુ નથી કેમકે હાલના લેખકોના લખાણની પદ્ધતિ જોઇએ તો તેમાં પરભાષાના શબ્દો નહિ આવ્યા હોય તેવી થોડી જ હશે. આ ઉપરથી મારી કહેવાની મતલબ તેવા લેખકોના લખાણને વખોડવાની નથી; પણ મેં આ પુસ્તકમાં વાપરેલી ભાષા એ જ ધોરણે સાદી રાખી છે એમ કહી બતાવવાની છે. છતાં તેમાં કાંઈ દોષ જણાય તો વિદ્વાનો દરગુજર કરશે એવી હું આશા રાખું છું.

આ પુસ્તકમાં લખેલાં વાક્યો અને તેને લગતી ગદ્ય કિંવા પદ્યમાં દાખલ કરેલી કહેવતો, કહાણીઓ, દુહા, છપ્પા, કે મનહર ઇત્યાદિ કોઇ કોઈ છુટા છવાયા પુસ્તકોમાંથી, કોઇ તેના કર્ત્તાની મંજુરીથી, કોઇ કોઇને મુખપાઠ થયેલી સાંભળીને, અને કોઇ મેં પોતે બનાવીને દાખલ કરેલા છે; પણ જ્યાં જ્યાં તેના બનાવનારનું નામ મળી આવ્યું છે ત્યાં ત્યાં તે જ કહેવત કિંવા કહાણી નીચે નામ મુકેલ છે પણ જ્યાં તેમ નથી થઈ શક્યું ત્યાં (મળેલું) એમ લખ્યું છે.

ગુજરાતના પ્રખ્યાત કવીશ્વર મર્હુમ દલપતરામ ડાહ્યાભાઇ

મારા ઉપર સારી માયા રાખતા હતા તેથી તેઓ સાહેબે મને આ પુસ્તક બનાવવામાં કેટલીક સહાયતા આપેલી હતી. આથી તેઓ સાહેબનો પણ મારે ઉપકાર ભુલવો જોઇએ નહિ.

પુસ્તકની શરૂઆત કરી રહ્યા બાદ તેની કાચી કોપી મેં મારા મુરબ્બી કાઠિયાવાડના કેળવણી ખાતાના એક ચુનંદા નરરત્ન રાવ બહાદુર ગોપાળજી સૂર્યભાઈ દેસાઈ સાહેબને વંચાવતાં તેઓ સાહેબે ઘણા જ વખાણ સાથે તાકીદે બહાર પાડવાનું કહેલું હતું, પણ મને ઉપર કહી ગયા મુજબ અણધારી અડચણો આવી ન પડી હોત તો બેશક હું આ પુસ્તક વહેલું બહાર પાડી શક્યો હોત.

આ પુસ્તક મેં મારા મુરબ્બી મેહેરબાન રા. મોતીચંદ તુળસીદાસ કે જેઓ કેળવણીના દરેક કામમાં પોતાના તન મન અને ધનનો મોટો ભોગ આપી આગળ પડતો ભાગ બજાવે છે તેઓ સાહેબને અર્પણ કરેલું છે તે ઉપરાંત તેઓ સાહેબની સુંદર છબી પણ વાંચનારની સેવામાં રજુ કરેલી છે.

આ પુસ્તકનાં પ્રુફ વાંચવા તથા સુધારવામાં સાયલા તાલુકાસ્કુલના મેહેતાજી મી. તલકસી ધારસીએ અને સ્પેશિયલ આસિસ્ટંટ મી. ગુલાબચંદ જેસંગ તથા મી. નાગરદાસ લવજી અને મી. જીવરાજ નિમચંદે કેટલીક મદદ કરેલી છે તેથી તેઓની પણ મેં નોંધ લીધી છે.

**સાયલા; ઇ. સ. ૧૮૯૮.** **છ. ગો. વ.**



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આજકાલ 'નીતિ' ના શિક્ષણ તરફ લોકોનું ધ્યાન વધારે પ્રમાણમાં ખેંચાએલું જોવામાં આવે છે. નિશાળોમાં પણ નીતિનું શિક્ષણ કેવા પ્રકારનું અને કેવી ઢબે દાખલ કરવું તેનો વિચાર હાલમાં સરકાર ચલાવે છે. મનુષ્યત્વની સંપૂર્ણ સફળતાને અર્થે મનુષ્યને નીતિએ દોરી આપેલે માર્ગે માર્ગે ચાલ્યા જવું જોઇએ અને તે માર્ગ છોડીને જો તે આડે માર્ગે ચાલે તો તેને અનેક ઠોકરો ખાવી પડે છે, એ તો આપણે ઘણી વાર સંસાર વ્યવહારમાં જોઈ ગયા છીએ. આ પ્રમાણે 'નીતિ' આ જગત્‌માં સર્વોપરિ ઠરે છે અને તેનું શિક્ષણ લેવું એ મનુષ્યોનું મુખ્ય કર્તવ્ય છે. નીતિ પણ કાંઈ એક પ્રકારની હોતી નથી. વિદ્યાર્થી અવસ્થામાં પાળવા યોગ્ય, તરૂણાવસ્થામાં પાળવા યોગ્ય, વૃદ્ધાવસ્થામાં પાળવા યોગ્ય અને જન્મથી મરણ સુધી સામાન્યતઃ પાળવા યોગ્ય સ્ત્રી તથા પુરૂષની નીતિના માર્ગો જૂદા જૂદા હોય છે અને એ સર્વ માર્ગોનુ ટુંકમાં શિક્ષણ આપનારા ગ્રંથો આપણા સાહિત્યમાં ભાગ્યે જ નજરે પડે છે. આ પ્રકારનાં જૂજ પણ ઉત્તમ પુસ્તકોમાં "નીતિ-દર્પણ" ની ગણના કરી શકાય છે. તે એક લોકપ્રિય નીવડી ચૂકેલું પુસ્તક છે. તેના કર્તા વકીલ છગનલાલ ગોડીદાસ ઇ. સ. ૧૯૦૭ માં લાંબી બિમારી ભોગવીને સ્વર્ગવાસી થયા હતા. તેમની બિમારી દરમીયાન આ પુસ્તકની પહેલી આવૃત્તિ ખલ્લાસ થઈ ગઇ હતી અને દરેક ઠેકાણેથી આ પુસ્તકની માગણી વધારે પ્રમાણમાં થવા લાગી હતી. બીજી આવૃત્તિ બહાર પાડવાની તેમની ખાસ ઇચ્છા હતી, પરન્તુ બિમારી અને કૌટુંબિક ચિંતાઓના કારણથી તેમને તે ઇચ્છા પરિપૂર્ણ કરવાનો પ્રસંગ મળ્યો નહિ.

પહેલેથી જ હું આ પુસ્તકનો એક વખાણનારો હતો અને જ્યારે મર્હુમ વકીલ છગનલાલના જ્યેષ્ઠ પુત્ર મી. છોટાલાલની મને રંગુનમાં મુલાકાત થઈ, ત્યારે તે પુસ્તક સંબંધી મારા ઉચ્ચ ભાવ તેમને મેં દર્શાવ્યા હતા. મારી માંગણીપરથી તેમણે તે પુસ્તકના સઘળા હકો મને આપવા કબુલાત આપી, અને એ રીતે આજે હું આ પુસ્તકની બીજી આવૃત્તિ ગુર્જર વાચકવૃંદની સમક્ષ રજુ કરવા ભાગ્યશાળી નીવડ્યો છુ. આ પુસ્તકની બીજી આવૃત્તિના પણ સંખ્યાબધ ગ્રાહકો અગાઉથી થયા છે એ તેની ઉત્તમતાની સાબીતીરૂપ છે. પહેલી આવૃત્તિની પ્રસ્તાવના પણ અક્ષરશઃ આપવામાં આવી હોવાથી મારા તરફથી પુસ્તક સંબંધે કશું વિશેષ કહેવા જેવું રહેતુ નથી.

હુ એક વેપારી લાઈનનો સાધારણ માણસ છું. નીતિનો પ્રચાર થાય તેવા હેતુથી અને આ પુસ્તક ઉપરની મારી પ્રીતિથી આ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પાડવા મેં મારાથી બનતું કર્યુ છે. હું આશા રાખું છું કે ગુજરાતી વાચકવર્ગ આ પ્રયત્નને ઉત્તેજન આપી મને આભારી કરશે.

આ પુસ્તક છાપી પ્રસિદ્ધ કરવામાં, છાપવા–સુધારવા વગેરે સંબંધી ગોઠવણ કરી આપવામાં મારા સ્વધર્મી બંધુ રા. ચુનીલાલ વર્ધમાન શાહે મને જે મદદ કરી છે તેને માટે હું તેમનો આભારી છું.

રંગુન.
તા. ૧–૮–૧૯૧૩.

તેજશી કેશવજી વોરા
કચ્છ–સમાગોગાવાળા.



"સોનાની બક્ષીસ કરતાં શિખામણની બક્ષીસ
વધારે કીમતી ગણજો."



"ડાહ્યો વાંચનાર જ્યારે ગુણ શોધવામાં રોકાય છે
ત્યારે એક મૂર્ખ વાંચનાર ખોડ શોધવામાં રોકાય છે."



"સ્ત્રીને સુવર્ણના અલંકારોથી શણગારવા કરતાં નીતિના
અલંકારોથી શણગારવાનું વધુ પસંદ કરજો."

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૨ | ઉં પર | ઉપર |
| ૬ | ૧૨ | આચરરણનું | આચરણનું |
| ૭ | ૫ | રાખજ | રાખજો |
| ૭ | ૬ | ચારો | ચારે |
| ૮ | ૧૦ | સવોત્તમ | સર્વોત્તમ |
| ૯ | ૩ | નહો | નહીં |
| ૧૨ | ૨૪ | ાન દા | નિંદા |
| ૧૫ | ૬ | પત્થ | પત્થર |
| ૧૮ | ૯ | તઓને | તેઓને |
| ૨૬ | ૧૨ | જાવું | જોવું |
| ૩૧ | ૧ | ચાલતે | ચાલતે |
| ૩૧ | ૧૫ | પડ | પડે |
| ૩૨ | મથાળે | દપણ | દર્પણ |
| ૩૪ | ૧૭ | ફાટલ | ફાટેલ |
| ૩૪ | ૨૩ | માટ | માટે |
| ૩૯ | ૬ | જોરકમ જોર | જોર કમજોર |
| ૪૨ | ૧ | આવ | આવે |
| ૪૫ | ૭ | કહા | કહી |
| ૪૭ | ૨૧ | વરીના | વૈરીના |
| ૫૩ | ૨૩ | મન | મત |
| ૫૯ | ૧૭ | સ્રી | સ્ત્રી |
| ૬૭ | ૧૬ | એકલે | એટલે |
| ૭૧ | ૨૨ | વગોવાઓ | વગોવીઓ |
| ૮૮ | ૧૦ | ાસપાઈ | સિપાઈ |
| ૯૮ | ૧૦ | સમાણુ | સમાન |
| ૧૦૨ | મથાળે | દપણ | દર્પણ |

| પૃષ્ઠ. | લીંટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૭ | ૧૨ | વળા | વળી |
| ૧૦૭ | ૧૫ | પ્રસન્ન | પ્રસન્ન |
| ૧૧૪ | ૧૦ | ાનર્માનીપણું | નિર્માનીપણું |
| ૧૧૫ | ૩ | કુડળિયો | કુંડળિયો |
| ૧૧૭ | ૩ | હોય | હોય |
| ૧૨૦ | ૮ | અનેસ ગાંવહાલાંને। | અને સગાંવહાલાંને। |
| ૧૩૨ | ૯ | વળા | વળી |
| ૧૩૯ | મથાળે | મુ ] | ૭ મુ ] |
| ૧૫૬ | ૭ | જડીઆ | જડીઆ |
| ૧૫૭ | ૭ | ચડતીમા | ચડતીમાં |
| ૧૬૪ | ૧૦ | નથા | નથી |
| ૧૮૨ | ૧૮ | ( મળેલુ | ( મળેલું ) |
| ૧૮૯ | ૯ | નાહ | નહિ |
| ૧૯૮ | ૪ | આવ | આવે |
| ૨૦૭ | ૧૬ | નાહ | નહિ |
| ૨૦૯ | ૧૦ | કન્દૂસ; | કન્દૂસ. |
| ૨૧૭ | ૬ | સમુધન | સુમધન |
| ૨૩૮ | ૩ | દોરાર | દોહરા |
| ૨૬૬ | ૯ | સવેંથી | સર્વેથી |
| ૨૭૦ | ૨૩ | પછવાઠે | પછવાડે |
| ૨૮૪ | ૪ | અ | એ |
| ૩૦૩ | ૧૧ | કરા | કરી |
| ૩૧૧ | ૧૦ | એદેખો | અદેખો |
| ૩૧૪ | ૧૨ | ત્રીજા | ત્રીજે |
| ૩૧૬ | ૨૩ | સ્થિાત | સ્થિતિ |
| ,, | ,, | માટ | માટે |
| ૩૨૧ | ૧૭ | હારા | હીરા |
| ૩૫૪ | ૬ | ાવના | વિના |



# નીતિ-દર્પણ.

## પ્રકરણ ૧ લું.

### ધર્મ.

દોહરો.

દુઃખમાં સઉ હરિને ભજે, સુખમાં ભજે ન કોય;
જો સુખમાં હરિને ભજે, તો દુઃખ શેનું હોય.

૧ જોકે આપણે ઇશ્વરને જોઇ શકતા નથી, અને પ્રત્યક્ષ રીતે આપણા મનોબલવડે કરીને સાબીત પણ કરી શકતા નથી; તોપણ ઈશ્વર સર્વવ્યાપી છે, એમ આપણે આશા રાખીએ છીએ. કારણકે તે સર્વ પ્રાણિને માટે ગુપ્ત રહેલ, સર્વ વ્યાપક,

સર્વ શક્તિમાન, સર્વ પ્રાણીનો અંતરાત્મા, કર્મનો અધિષ્ટાતા, સર્વ ભૂતમાં વસનાર, સર્વનો સાક્ષી, સર્વને ચેતન આપનાર, સર્વ પ્રાણિનો નિયંતા, અને ટુંકમા આખું બ્રહ્માંડ જેમાંથી ઉત્પન્ન થયુ છે, એવા અદ્દભૂત વ્યસનવાળા **ઇશ્વર** કે જેમની ઇચ્છાથી સમુદ્ર સ્થૂળરૂપ, અને સ્થૂળ સમુદ્રરૂપ થઇ જાય છે, રજકણુ પ્હાડરૂપ, અને પ્હાડ રજકણરૂપ, ખડ વજ્રરૂપ અને વજ્ર ખડરૂપ, અગ્નિ શીતળરૂપ અને હિમ અગ્નિરૂપ થઇ જાય છે, એવા ચમત્કારી મહારાજ કે જે "**ઇશ્વર**" તેમને હું પ્રથમ પ્રણામ કરૂં છું.

૨ **યાદ રાખજો** કે ધર્મમાં જ ખરૂં સુખ રહેલુ છે, માટે ધર્મની એક્યતા રાખવી, કારણકે ધર્મ આપણને પુન્ય કર્મમા મતિ આપે છે. વળી ધર્મ સદ્ અનુષ્ટાન સાપેક્ષ છે; કેમકે ધર્મમાં દયા, પવિત્રતા, અને સત્યતા પ્રાધાન્ય છે. ખરૂં કહીએ તો ધર્માચરણમાં જ ખરૂં સુખ મળે છે, અને તેનાથી જ સ્વર્ગના સુખો ભોગવી શકાય છે. માટે **ધ્યાનમાં રાખવું કે, "ધર્મનાં મુળ ઊંડાં."**

૩ આ સંસારમાં તેમજ મુવા પછી પણ ખરૂં સુખ મેળવવાનું સાધન ધર્મ જ છે. **ધ્યાનમાં રાખજો** કે ધર્મોપદેશક દાન એજ ખરૂં અને શ્રેષ્ટ દાન કહેવાય છે. માટે સ્વધર્મ વિવર્જીત કદી થવું જોઇએ નહિ; કેમકે જે માણુસ સ્વધર્મ વિવર્જીત, સર્વ પ્રાણિયોની પ્રત્યે દયા રહિત, અને વળી ક્રિયાહિણ હોય, તે ભલેને બ્રાહ્મણ હોય તો પણ ચંડાળ કહેવાય છે.

૪ **યાદ રાખજો કે** ભોગથી રોગનો ભય, કુળમાં કપૂતનો ભય, દ્રવ્યથી રાજાનો ભય, મૌન રહેવાથી દીનનો ભય, બળથી શત્રુનો

ભય, રૂપને લાંછનનો ભય, શાસ્ત્ર જાણનારને વાદવિવાદનો ભય, ગુણિજનને ખળનો ભય, કાયાને મોતનો ભય, એમ દરેક વસ્તુ ભયવાળી છે. પરંતુ અભય તો માત્ર એક " ધર્મ "જ છે. માટે ધર્મ કરવું. **ધ્યાનમાં રાખજો કે, " ધર્મ એ એક સંસાર-સાગરના તોફાની તરંગો ઓળંગવાની હોડી અને મોક્ષની અનુપમ લિલા દેખાડનારૂં વૈમાન છે. "**

૫ ઇશ્વિરની હસ્તી કબુલ રાખવી, એને વિષે અપમાનથી કદી બોલવું નહિ, અને તેને જ સદા વળગી રહેવું, તેના ધારાને માન આપી ભક્તિ કરવી અને તેને જ ખુશી રાખવાના ઉચાટમાં સદા ગર્કાવ રહેવું, એજ તેના કાનુનોને તાબે થવાની બરાબર છે. વળી **યાદ રાખજો કે** તમે પાપ કર્મ કરશો, **અને ઇશ્વિર** તમારા ઉપર ગુસ્સે થશે તો પછી તમારો નિભાવ બીજા કોઇથી પણ થઇ શકવાનો નથી. કહેવત છે કે **" દૈવ કરે તે માથા ઉપર "** એ કાંઇ ખોટું નથી માટે **" ઇશ્વર ફરમાન અપવિત્ર ન ગણવાં. "**

૬ **ધ્યાનમાં રાખજો કે** જે માણુસ દાનો અને દુનિયા તથા ધર્મના કામમાં ચોક્કસ હોય, અને વળી શરીરે તંદુરસ્ત હોઇ **ઇશ્વિર** ભક્તિમાં મશગુલ હોય, તેમજ ક્ષમાવાન હોય, તેને પછી ઇશ્વરના ઘરનો રસ્તો પુછવાની કશી જરૂર રહેતી નથી. મતલબ કે તેને **ઇશ્વિર** ચાહે છે. જે માણુસ પરમેશ્વરનાં કર્મો અને ભેદોનો વિચાર કરે છે તેની બુદ્ધિ વૃદ્ધિને પામે છે; અને જે તેમ નથી કરતો તે પાપી થતો જાય છે. માટે ધર્મ કરવું. **"તુલસીદાસ"** કહે છે કેઃ—

### દોહરો.

સત્ય બચન ઔર દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઇનકુ જો પ્રભુ ના મિલે તો, "**તુલસીદાસ**" જમાન.

૭ પરમેશ્વર તમને દેખે છે, પરમેશ્વર તમારી સાથે છે, અને તમારાં સઘળાં કાયિક, માનસિક, અને વાચિક એ ત્રણે જાતનાં કર્મો તેના ધ્યાનમાં છે; કેમકે પરમકૃપાળુ **પરમેશ્વર** વિના કોઇ પણ જગો ખાલી નથી. કહ્યું છે કે—

### દોહરો.

આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;
શ્વાસ ચાસની પાસ પણ, વિશ્વપતીનો વાસ.
ભોમાં પેસી ભોંયરે, કરીએ કાંઇ વાત;
ઘડિએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત.
ખાલી જગ્યા ખોળીએ, કણી મુકવા કામ;
ક્યાં એ જગકર્તા વિના, ઠાલુ ન મળે ઠામ.

ક. દ. ડા.

૮ પરમેશ્વરને પિછાણવાની સૌથી સરસ રીત એ છે કે દરરોજ નીતિના કામો કરવા તત્પર રહેવું; અને પરમેશ્વરને પિછાણવાની ખત ધરાવવી એજ તેના હુકમોના તાબે થવાની બરાબર છે; કેમકે નીતિ વિના પરમેશ્વર મળતો નથી, અને ધર્મ વિના નીતિ હોતી નથી. કહેવાય છે કે "**નીતિ એજ ધર્મ.**" તોપણ તમારાથી જો કદી એકાદ બુરૂ કામ બની જાય તો તુરત માફી માગી દેજો પણ તેની પુઠ પકડશો નહિ.

૯ વળી જે કોઈ નાસ્તિક હોય તેનો વિશ્વાસ તમે કદી કરશો નહિ; કેમકે તેવા માણસો ભુંડા કામનો બદલો શું મળશે તેથી બ્હીતા

નથી અને તે વિષે મનમાં કશી ચાનક ધરાવતા નથી. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ચકવા ચકવી ચતુર નર, નિતપત રહત ઉદાસ;
ખર, ઘુવડ, અરૂ અબુઝ નર, સદા મગન પ્રથિરાજ.

**નર્મદાશંકર.**

૧૦ **ધ્યાનમાં રાખજો કે,** આ સઘળી દુનિયા મોહરૂપિણી અને પળવારમા નાશ પામનારી છે. તેમાં માણુસો હમેશાં ઠગાય છે. જેમાં સમજુ મનુષ્યો ધર્મ કરે છે; અને અનાડી પાપકર્મ કરે છે, કારણુકે તે એમ નથી જાણુતો કે મારે કરેલાં કર્મનો જરૂર જવાબ આપવો પડશે. માટે ધ્યાનમાં રાખજો કે **જેવું કરશો તેવુંજ ભોગવવું પડશે.**

૧૧ "**ભર્તૃહરી**" કહે છે કે જે મનુષ્ય નિર્ધન હોય, સ્ત્રી પ્રાપ્ત થાય તેમ ન હોય, અને વળી શરીરે વ્યાધિગ્રસ્ત હોય તેણે તો ઉભય-ભ્રષ્ટ થઇને બન્ને ન બગાડવાં જોઇએ. કેમકે તે તો "**ધોબીનો કુતરો ઘાટનો પણુ નહિ ને વાટનો પણુ નહિ**" એ કહેવત જેવું થાય. માટે તેણે તો માત્ર ધર્મ જ આચરવો જોઇએ.

૧૨ ધર્મને જાણુવાથી કલ્યાણુ થતું નથી પણુ પાળવાથી જ થાય છે. જેમ ભોજન જોવાથી ક્ષુધા દુર થતી નથી પણુ જમવાથી જ થાય છે, એમ સમજશો તો જ તમોને સુખ અને આનદ પ્રાપ્ત થશે. **ધ્યાનમાં રાખજો કેઃ—**

**દોહરો.**

ધર્મ નિયમ પાળ્યા વિના, પ્રભુ ભજવા તે વ્યર્થ;
ઓસડ સેવે શું થશે? પળાય નહિ જો પથ્ય.

૧૩ જો તમારે ધાર્મિક અને સત્ય પુરૂષ થવું હોય તો, અદેખાઈ તજો, ક્ષમાને રાખો, પાપમા પ્રીતિ ન કરો, સાચુ બોલવાની ટેવ રાખો, મિથ્યાભિમાની ન થાઓ, વિદ્વાનોની સોબત કરો, સત્ય પુરૂષોના સત્ય કર્મોને અનુસરીને ચાલો, માનવાલાયક મોટાઓને માન આપો, શત્રુઓનો પણ વિનય કરો, અને દરેક જીવપર દયા રાખો. **ધ્યાનમાં રાખજો** કે ખરો ધર્મ અહિંસામાં જ છે. કહેવાય છે કે "**અહિંસા પરમો ધર્મ.**" વળી કહ્યું છે કેઃ—

## દોહરો.

દયા ધરમકો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
**તુલશી** દયા ન છાડીયે, જબલગ ઘટમે પ્રાન

૧૪ આ જગતમાં મનુષ્ય માત્રને જન્મથી મરણ પર્યંતના આચરરણનુ ફળ એજ તેની નામના છે, માટે જાણવું કે સદાચરણી થયા સિવાય સારી નામના મળવી કઠણ છે; અને સારી નામના મળી તો પછી સર્વ પદાર્થનો કાળ નાશ કરી શકશે, પણ તેની પાસે આવતા બેશક કંપવા લાગશે કહ્યુ છે કેઃ—

## દોહરો.

**સવાલ**—કાહુ ન અબલા કર શકે ! કાહુ ન સિંધુ સમાત,
કાહુ ન પાવક પરજલે ! કાહુ ન કાલ ન ખાત ?
**જવાબ**—સુત ન અબલા કર શકે, કીર્તિ ન સિંધુ સમાત;
પુન્ય ન પાવક પર જલે, નામ કાલ નહીં ખાત.

૧૫ **યાદ રાખજો કે**, ગમે તેવો નિચ ગતિવાળો માણુસ સદાચરણે કરીને ઉચ્ચ ગતિને પામે છે, અને ઉચ્ચ ગતિવાળો માણુસ

અધર્માચરણોવડે કરીને નિચપણાને પામે છે માટે સદાચરણથી ચાલવું એજ ઉત્તમ છે.

૧૬ આ શરીરમા કામ, ક્રોધ, મોહ અને લોભ એ એવા તો મોટા ઠગો છે કે તેને આધિન સર્વ મનુષ્યો રહેલા છે. પણ **તેને** હઠાવી કહાડનારા કોઇકિ વિરલાજ હોય છે. **ધ્યાનમાં રાખજો** કે એ ચારો ઠગોથી જે માણસ મુક્ત થશે તેજ મનુષ્ય સ્વર્ગના દ્વાર જોઇ શકશે.

૧૭ માટે **વાંચનાર**! તું ક્રોધી થઇશ નહિ. કારણકે ક્રોધ એ એક એવું તો તાતુ હથીયાર છે કે, તેથી આત્મઘાત થાય, ઘરનો ત્યાગ થાય, ધનની હાનિ થાય, અને સબંધીઓથી વિરૂદ્ધતા થાય. **ધ્યાનમાં રાખજો કે**–જેણે ક્રોધને પોતાના કોઠામાં દાખલ થવા દીધો છે, તે ઘડીવારમા મોટી ખરાબી કરી દેનાં વાર લગાડશે નહિ. માટે સમજુ માણસોએ ક્રોધ નહિ રાખતાં પોતાની મનશક્તિયોને **"વ્યાજબી ઉમેદરૂપી દરવાજા અને શાંતિરૂપી તાળાં રાખવાં જોઇએ."**

૧૮ **યાદ રાખજો** કે એકજ જન્મ લે છે, એકજ મરણ પામે છે, પુન્ય અથવા કર્મનુ ફળ પણ એકજ ભોગવે છે, નર્કમાં પણ એકજ પડે છે, અને મોક્ષ પણ એકનેજ મળે છે. મતલબ કે કોઈ કોઇને સહાય થતું નથી. **ધ્યાનમાં રાખજો કે** જે કાંઈ કરે છે તેનુ ફળ તેજ ભોગવે છે. કહેવત છે કે **"ડાબો કરે તો ડાબો ભોગવે"** માટે જે માણસ સત્ય વસ્તુનો ત્યાગ કરીને અસત્ય વસ્તુ ગ્રહણ કરે છે, તે પેલી સત્ય વસ્તુથી પ્રાપ્ત થનારાં સારાં ફળનો લાભ ખોઇ બેસે છે. કહેવત છે કે **"લેને ગઇ પુત પણ ખોઈ આઇ ખસમ."**

૧૯ જે માણસ પોતે જીવતાં છતાં નર્કરૂપી રોગને મટાડવાના ઉપાયો નથી કરતો તે માણસ જે સ્થાનમાં પછી ઔષધ મળતુંજ નથી ત્યાં જઇને શું કરી શકે? મતલબ કે મુવા પછી ધર્મ કરવાનો વખત મળતો નથી; માટે ધર્મ કરવું. **ધ્યાનમાં રાખજો** કે માણસને મદ ઉત્પન્ન કરનારી યુવાની જે ચાર દિવસજ રહે છે, તે છતાં પણ દુરાત્મા લોકો એવો અપરાધ કરે છે કે જે અપરાધને માટે તેઓનો સઘળો જન્મારો વૃથા જાય છે.

૨૦ માટે દરેક મનુષ્યે આ સંસારમાં રહી નીતિ તથા ભક્તિમાર્ગે ચાલવું એ સર્વોત્તમ કસોટી છે, કેમકે આ માયિક ભવસાગરની મોહિનીરૂપી લાલચોમાં રહી જ્યારે માણસ ખરી નીતિ તથા ભક્તિને બાઝી રહે છે, ત્યારેજ તેના મનની દ્રઢતા અને શુદ્ધતા જણાઇ આવે છે, અને **ઇશ્વરી** નિયમોનું પાલણ થાય છે. **યાદ રાખજો** કે આ સંસારમાં તેમજ મુવા પછી પણ સુખ અને શાંતિ મેળવવાનો **ઇશ્વરી** જ્ઞાન શિવાય બીજો રસ્તો નથી.

૨૧ **યાદ રાખજો** કે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ માંહેનો એક પણ પુરૂષાર્થ આ આર્ય ભૂમિમાં જન્મ લેઇને જે માણસે નથી કર્યો, તેનો જન્મ બકરીના ગળા તળે રહેલા આંચળ જેમ નિરર્થક છે, તેમ નિરર્થક છે. અર્થાત્ એ કાંઇ પણ કામમાં આવતો નથી.

૨૨ કેટલાક ઉદ્ધત અને મદાંધ મનુષ્યો વૃદ્ધપણે ધર્મકાર્ય કરવાનું મુલતવી રાખે છે પણ તેઓએ જાણવું જોઇએ કે, છતી શક્તિએ યુવાવસ્થામાં ન બન્યું તો પછી વૃદ્ધાવસ્થામાં અને વળી

અટકી પડેલા અવયવોમાં શું થઇ શકે? માટે **"ધર્મના કામની ઢીલ શી?"** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખી ધર્મ કરવું. **"બુઢી ઉમર સુકા ફુલ, તાજા થાય નહીં બિલકુલ"** એ ચિનાઈ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૨૩ **યાદ રાખજો** કે કાષ્ટ, પાષાણ, અને માટીની કરેલી મુર્તિયો વિષેજ દેવ રહે છે એમ નથી, પણ કેવળ ભક્તિને ઠેકાણે જ દેવ રહે છે. કહેવાય છે કે **"દીલભર દીલ છે"** એ કાંઇ ખોટું નથી. કેમકે માણસ આકીન રાખે તો **"પથ્થર પણ ફળે"** માટે ઇશ્વરપ્રાપ્તિને માટે કેવળ ભક્તિજ કરવી જોઇએ. કહેવાય છે કે, **"આકીન બડા કે દેવ?"**

૨૪ **યાદ રાખજો** કે દરેક માણસોએ દિવસે એવું કામ કરવું કે જેથી રાત્રે સુખથી સુવાય, આઠ માસ એવું કામ કરવું કે જેથી ચાર માસ સુખે જાય, યુવાવસ્થામાં એવું કામ કરવું કે જેથી વૃદ્ધાવસ્થામાં સુખ મળે, અને જીંદગીમાં એવું કામ કરવું કે જેથી મુવા પછી સ્વર્ગમા જવાય.

૨૫ **યાદ રાખજો** કે અન્ય માણસને ધર્મનો ઉપદેશ કરતી વખતે, તેમજ સ્મશાનમાં, અને રોગીને ઇશ્વર સ્મરણની જેવી બુદ્ધિ થાય છે, તેવી જો હમેશ રહે તો પછી પાપબંધનમાંથી કોણ છુટતો નથી? પણ પારકાને ઉપદેશ કરવો અને પોતે અધર્માચરણો આચરવાં તે તો **"પોથી માંહેલા રીંગણા"** એ કહેવત જેવું થાય માટે ધર્મ આચરવો.

૨૬ જે માણસ બીજાના જીવનને પોતાનું જીવન સમજે છે, અને જનમંડળમાં, નીતિમાર્ગમાં, તથા ધર્મ સંબધમાં સર્વ પ્રકારે

બીજાને મદદ કરવાને જેટલો બની શકે તેટલો પ્રયત્ન કરે છે, તે એક દૈવી અસર ઉત્પન્ન કરે છે.

૨૭ **ધ્યાનમાં રાખજો** કે મોક્ષે જવાની ઇચ્છા રાખનારા ઘણા હોય છે. પણ તે પ્રમાણે ચાલવાવાળા ઘણાજ થોડા હોય છે, કેમકે મોક્ષનો રસ્તો પકડવો એ ઘણું વિકટ કામ છે. કહેવાય છે કે "**મોક્ષનાં મોતી કોઇકિજ હોય**" એ કાંઇ ખોટું નથી.

૨૮ આ તો ખરૂ છે કે જે કોઈ ડહાપણથી પોતાનો ખટધર્મ પાળે છે, તેને લોકો ઢોંગી કહે છે, ચોખ્ખાઇથી પાળે તેને કપટી કહે છે, શરાને નિર્દય કહે છે, ક્ષમાવાનને ઘેલો કહે છે, પરાક્રમીને પાપી કહે છે, ઘણું બોલી જાણે તેને વાચાળ કહે છે, અને થોડુ બોલે તેને ઠંડો, આમ દુનિયાની અવળી રીત છે કાંકે "***જે વાઢે તેને પાળી અને પાળે તેને વાઢી**" એમ અવળુ બોલે છે એવી "**દુનિયા દોરંગી**" છે. માટે ધર્મકાર્ય કરતા કદાપિ આપણું બુરૂ બોલાતું હોય તોપણ તેને છોડવું નહિ, અને સબુરી પકડવી. **ધ્યાનમાં રાખજો** કે "**સબુરીનો બદલો સાહેબ વાળશે.**"

૨૯ જે માણસ સત્ય ધર્મથી ચાલે છે તે કદાચ પ્રારબ્ધે કરીને આપદામાં આવી પડે તોપણ તેણે નીતિ છોડવી નહિ; કાંકે આગથી બળેલાને પાણીજ ઠંડો કરે છે. તેમ નીતિવાનને પરમકૃપાળુ **પરમેશ્વર** દુઃખ રહેવા દેનાર નથી. માટે જીવ જાય તોપણ સત્ય ધર્મ છોડવો નહિ, કહેવત છે કે "**જે રાખે સત્ય તેની પ્રભુ રાખે પત્ય.**"

---

* કાઠીયાવાડ તથા ગુજરાતના ઘણા ખરા ભાગમા છૂરીને પાળી કહે છે, અને ઘી કાઢવાના વાસણને વાઢી કહે છે.

૩૦ **યાદ રાખજો** કે માણસને જ્યારે સારા કર્મનુ ફળ ભોગવવાનો સમય પાસે આવેલો હોય છે, એવે સમે જે ભુડુ કર્મ કરે છે, તેને એ સારા કર્મને લીધે જીત મળે છે, તે ઉપરથી દેખાવમાં એમ લાગે છે કે, માઠા કર્મ છતાં સારૂં ફળ થયુ, અને જે સત્ય ધર્મથી ચાલે છે તે કોઇ પૂર્વના માઠા કર્મયોગે કરીને વિપત્તિમાં આવી પડે છે, ત્યારે એમ દેખાય છે કે સારા કર્મને માઠું ફળ થયુ, આમ કેટલાક મનુષ્યો ધારે છે; પણ તેમા તેઓ ભુલે છે; કારણકે સારા કર્મનુ સારૂજ ફળ મળે છે, અને માઠાનુ માઠુંજ મળે છે. માટે ધ્યાનમા રાખજો કે " **જેવી કરણી તેવી પાર ઊતરણી.** "

૩૧ આપણો ધર્મ કેવો છે? તે શાસ્ત્રો સાભળવાથી સમજાય છે, અને શાસ્ત્રો ધર્મગુરૂઓથી સમજાય છે. વળી તેથી દુષ્ટ બુદ્ધિ દૂર થાય છે, અને ધર્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અને પછી તેમાથી જ મોક્ષપ્રાપ્તિ થાય છે. માટે ધર્મગુરૂઓ ખરા નીતિવાળા, ધર્મશાસ્ત્રમા પ્રવિણ, નિર્લોભી, દયાળુ, કામ, ક્રોધ, મોહ, લોભ અને લાલચથી રહિત, કચન કામિનીના ત્યાગી, સદાચરણી અને શુદ્ધ ધર્મના પાળનાર ઇત્યાદિ સદ્ગુણોના ભડાર હોવા જોઇએ. વળી તેઓ દર્શન, ધ્યાન અને સ્પર્શવડે કરીને માતાઓ બચ્ચાઓને જેમ પાળે છે, તેજ પ્રમાણે દર્શનાદિવડે કરીને દીનબંધુઓને તારી શકે એવા હોવા જોઇએ. પરતુ કેટલાક ઠગ ભક્તો ઉપલક મોટા ટીલાં તાણી અમે પુરા ભક્ત છીએ એવો ખોટો ડોળ બતાવી બિચારા ભોળા માણસોને ઠગીને ધર્મને બ્હાને ધુતી ખાય છે; મતલબ કે પોતાનુ પેટ ભરે છે. **કહેવત** છે કે " **હાથમાં માળા અને હૈયામાં લાળા** " અથવા

**" ઊપરકી તો અચ્છી પણ ભિતરકી રામ જાણે. "** આવા ઠગ ભક્તોએ અવશ્ય યાદ રાખવું કે તેઓ **ઈશ્વર**ના ગુન્હાના બેવડા ગુન્હેગાર થાય છે, માટે પોતાનુ કલ્યાણ ઇચ્છનારા મનુષ્યોએ કદી પણ પાખંડ તરફ પગલું ભરવું નહિ, અને **"મુખમેં રામ બગલમેં છુરી, બાતાં બડી ઓર નજરાં બુરી"** એવું રાખવું નહિ.

૩૨ વળી "સાધુ" ખરો એને જ જાણવો કે જે પેહેલી વયમાં (યુવાનીમાં) આ માયિક સસારથી મુક્ત થાય; પરતુ વૃદ્ધ વયે થાય તે શુ કામનો ? કેમકે વૃદ્ધાવસ્થાએ ધર્મક્રિયા બરાબર થઇ શકતી નથી.

૩૩ આપણા ધર્મગુરૂઓ અને તેમના શિષ્યો વચ્ચે પરસ્પર એવા સમ્બન્ધ છે કે ગુરૂ પાપ કરે તો તેનો શિષ્ય ભાગિયો થાય છે, અને શિષ્ય કરે તો ગુરૂ તેનો ભાગીદાર થાય છે. માટે ગુરૂ અને શિષ્યે એક બીજાને પાપ કરતાં અટકાવવા જોઇએ એવો તેઓનો ધર્મ છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ગુરુ લોભી શિષ્ય લાલચુ, દોનૂ ખેલે દાવ;
બૂડે દોનુ બાપડા, બેઠ પત્થરકે નાવ.

૩૪ **યાદ રાખજો** કે પાળે તેનો ધર્મ, મારે તેની તલવાર, ભણે તેની વિદ્યા, અને જે શિખ્યો તે પોતાનું; માટે દરેક શાણા વાચનારને લાજમ છે કે તેણે નિચેની પરેજ પાળવી જોઇએ.

૧ આકીનથી ધર્મ પાળવો.
૨ જૂઠું કદી બોલવું નહિ.
૩ નિંદા કોઇની કરવી નહિ.
૪ જુગાર કદી ખેલવો નહિ.
૫ હિંસા કદી કરવી નહિ.
૬ છળકપટ રાખવું નહિ.

૭ ચોરી ચૂગલી કરવી નહિ. ૧૦ મોટા સાથે બાથ ભીડવી નહિ.
૮ મદ્ય પી કદી થવું નહિ. ૧૧ પરાઇ નાર કરવી નહિ
૯ શક્તિ મુજબ દાન દેવું. ૧૨ શાસ્ત્રે શંકા ધરવી નહિ.

**૩૫ જૈન ધર્મના સાધુઓને બાર પ્રકારની સખ્ત મનાઈ.**

૧ જીવ જંતુનો જાન લેવો નહિ. ૭ પૈસો કદી રાખવો નહિ.
૨ જૂઠું કદી બોલવું નહિ. ૮ ટાઢું અન્ન ખાવું નહિ.
૩ રાત્રિભોજન કરવું નહિ. ૯ દીવો કદી રાખવો નહિ.
૪ સ્ત્રીને કદી અડકવું નહિ. ૧૦ પગમાં જોડા રાખવો નહિ.
૫ અંગરખું કદી પ્હેરવું નહિ. ૧૧ વાહન ઉપર બેસવું નહિ.
૬ ઠંડુ પાણી પીવું નહિ. ૧૨ ધંધો ધાપો કરવો નહિ (અર્થાત ધર્મોપદેશ સિવાય બીજુ કાંઇ કામ કરવું નહિ.)

૩૬ **યાદ રાખજો** કે જે સર્વ ઇંદ્રિયો જીત્યો, જેણે યોગ માર્ગ સાધ્યો અને શરીર માહેના મળમુત્રાદિક ધોઇને પોતાનુ અંતઃકરણ શુદ્ધ કીધુ, અને જેણે સંપત્તિ વિપત્તિમા સમાન વૃત્તિ રાખી એજ ખરો જ્ઞાની કહેવાય છે.

૩૭ "**વિષ્ણુશર્મા**" કહે છે કે બીજાનુ ઘર બાળનાર, વિપને વધારનાર, નાની સ્ત્રી સાથે જારકર્મ કરનાર, અને તેથી પ્રાપ્ત થયેલા પુત્રની કમાઇ ઉપર પેટ ભરનાર, મદ્ય પિનાર, મિત્રનો વધ કરનાર, પરદારાસક્ત, ગુરૂ વા મિત્રની પત્નિ સાથે મૈથુન કરનાર, ગર્ભપાત કરનાર, નિરાપરાધીને શાસન કરનાર, ધર્મને ધિકારનાર, વિશ્વાસઘાત કરનાર, એટલાં બધાં હમેશાં બ્રહ્મહત્યા કરનારાં ગણાય છે. અને દોષ વૃદ્ધિ, મર્મ ભેદી, કઠોર વચની, કિનાખોર, ઇર્ષાવાન, અને કપટી એટલા બધા નર્ક કુંડમાં જનારા ગણાય છે. એ કાંઇ ખોટુ નથી.

૩૮ તેમજ બીજાને સુખ આપનાર, પાપરૂપી સમુદ્રમાંથી તારનાર, પરસ્ત્રીનો ત્યાગ કરનાર, અને સત્ય બોલનાર એટલાં બધાં સંસારમા રહેવા છતાં પણ ત્યાગી જ ગણાય છે. અને યજ્ઞ કરનાર, દાન દેનાર, તપ કરનાર, અધ્યયન કરનાર, સર્વ ઇંદ્રિયોને જીતનાર, સત્ય બોલનાર અને ધાર્મિક, એ સઘળાંને સ્વર્ગમા જનારા જાણવાં.

૩૯ દરેક માણસે પોતપોતાના ખરા અને પવિત્ર ધર્મ શાસ્ત્રો વિષે કોઈ પણ જાતનો શક કે શકા રાખવી નહિ.

૪૦ "**કાળીદાસ**" કહે છે કે માણસનો સાચો સબધી તો એક ધર્મજ છે, કે જે મરણ થતા પણ સાથેજ આવે છે. એ વિના બીજુ બધુ તો શરીરની સાથેજ નાશ પામે છે. વળી **ધ્યાનમાં રાખજો કે** મુવા પછી તો માતા, પિતા, સ્ત્રી, મિત્ર કે પુત્રાદિ કોઇ પણ સ્હાય દેવા ઉભા થતા નથી, પરતુ કેવળ **ધર્મજ** સહાયતા કરે છે. માટે **ધર્મ** કરવું એજ ખરૂ છે; કેમકે જે માણસ ધર્મથી વિમુખ હોય તે બળવાન છતાં પણ નિર્બળ છે, ધનવાન છતાં પણ નિર્ધન છે, અને શાસ્ત્રોના અભ્યાસવાળો છતાં પણ મુર્ખ ગણાય છે.

૪૧ વળી તે કહે છે કે માણસ ભલેને કોઇની સાથે સ્વસ્થ થઇને ઉંઘતો હોય, બેસતો હોય, સૂતો હોય કે વસતો હોય તથાપિ માણસ જન્મને, જરાને, મરણને, ભયને, અને વ્યાધિને ભવિષ્યમાં આવનારાં જાણતો હોય તેનેજ ખરો પંડિત જાણવો.

૪૨ **યાદ રાખજો કે**—ધર્મશાસ્ત્ર જાણનાર અને પાળનારને સ્વર્ગમાં જવું સહેલ છે, શૂરાને પ્રાણ આપવો તે પણ સ્હેલ છે, જીતેન્દ્રિયને કામ વશ રાખવો તે પણ સ્હેલ છે, અને જે ઇચ્છા

વગરનો છે તેને જગતને જીતવું તે પણ સ્હેલ છે. પણ એક કઠોર છાતીવાળાને બોધ લાગવો બહુ કઠણ છે. કહ્યું છે કેઃ—

**સોરઠો.**

ફાલે ફુલે ન બેત, તદપિ સુધા વરસે જલદ;
મૂરખ હૃદય ન ચેત, જો ગુરૂ મિલે વિરચી સત.

**( મતલબ કે પત્થ પર પાણી ઢોળ્યાંજ કરો. )**

૪૨ છેલ્લે **ધ્યાનમાં રાખજો** કે—આ સંસાર માંહેની કાંઈ પણ વસ્તુ સાચી નથી, પણ એક પરમ કૃપાળુ **પરમેશ્વર**ની ભક્તિ કરી તેની પ્રીતિ મેળવવી એજ સાચું છે. કેમકે કીર્તિના તોરાનું તેજ ઝાંખું પડી જાય છે, વાદળાનો રંગ સાંજેજ બદલાઈ જાય છે તેમ સંસારના તોફાની તરંગો છે માટે હે શાણા વાંચનાર! **ચેત! ચેત!! ચેત!!! યાદ રાખજે** કે "**ચેતના મુખી સદાય સુખી.**" માટે,

**દોહરો.**

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત!

**ક૦ દ૦ ડા૦**





# પ્રકરણ ૨ જું.

## સત્યનો મહિમા.

### દોહરો.

સત્ય સાચવે તેહને, ખળ જન શું કરનાર;
કેમ શ્વાન કરડી શકે, જે ગજ શિર અસવાર.

ક૦ દ૦ ડા૦

૧ યાદ રાખજો કે, સર્વ સદાચરણનુ મૂળ સત્યજ છે અને જગતમાં સત્યનો જ મહિમા મોટો છે. કારણકે જગતનો તમામ વ્યવહાર સત્યવડે કરીને જ ચાલે છે. માટે સત્યપણે ચાલવું તેમાં જ મોટાઇ છે, તેમાં જ માન છે અને તેમાં જ આબરૂ દોલત અને સુખ છે. માટે **ધ્યાનમાં રાખજો કે**, સત્યપણે ચાલનાર મનુષ્યને કશી તરફની આપદા વેઠવી પડતી નથી. જેમ હાથી ઉપર બેઠેલા માણસને શ્વાન કરડી શકતો નથી, તેમ એક સત્ય સાચવનાર માણસને દુર્જન વિપત્તિ પાડી શકતો નથી, માટે શિર જાય તો પણ ડાહ્યા માણસોએ સત્ય છોડવું નહિ. કેમકે, **"સત્ય સદા શ્રેષ્ઠ છે."**

૨ વળી જગતમાં નાનાં મોટાં સર્વે રાજ્યોની વ્યવસ્થા પણ સત્ય વડેજ ટકી રહે છે. કેમકે રાજા, પ્રજા, પ્રધાન, કાર્યભારી વા વઝીર ઇત્યાદિનો પરસ્પર વ્યવહાર સત્યવડે કરીનેજ ચાલે છે, અને સત્યથીજ રાજ્યમાં સુખ હોય છે. તેમાંથી કોઇ પણ અસત્ય રીતિએ વર્તે તો સુખશાતિનો નાશ થતાં તુરત ક્લેશ ઉત્પન્ન થાય છે.

૩ **યાદ રાખજો કે,** જે રાજ્યમાં અસત્યની વૃદ્ધિ થાય છે તે રાજ્ય સમગ્ર નાશ પામે છે. માટે રાજાઓએ તો અવશ્ય કરીને સત્યથીજ ચાલવું જોઇએ, કેમકે રાજા સત્યપણે ચાલે તો તેની પ્રજા પણ સર્વદા સત્યપણે ચાલનારીજ થાય છે કહેવત છે કે "यथा राजा तथा प्रजा" અર્થાત્ **"જેવા રાજા તેવી પ્રજા."**

૪ વળી **યાદ રાખજો કે,** સત્યવડે પૃથ્વીનુ ધારણ એટલે સ્થિતિ થાય છે. સૂર્ય પણ સત્યવડે જ પ્રકાશ કરે છે, પવન પણ સત્યવડેજ વાય છે, અને આખું જગત સત્ય વડેજ ચાલે છે. તેથી સત્ય એજ સર્વનુ ધોરણ છે. એ કાંઈ ખોટુ નથી. માટે જે વખતે સત્ય નાશ પામશે તે વખતે જ પ્રલય થશે. કહેવાય છે કે **"સત્ય ગયું તો સર્વ ગયું"** એ કાંઈ ખોટું નથી. વળી કહ્યું છે કેઃ-

**દોહરો.**

સત્યપણું જો સર્વદા, નિશ્ચે પામે નાશ;<br>તો સુખની સંસારમાં, અલ્પ ન ધરવી આશ.

**ક૦ દ૦ ડા૦**

૫ સર્વ જગતમાં સત્યનો મહિમા અથાગ છે. આ અને પેલી દુનિયામાં સુખ સંપત્તિ પામવાનું કારણ પણ સત્યથી જ છે. વળી સત્ય રીતિએ વર્તવાની ટેવવાળો અને સત્ય ઉપરજ પક્કો વિશ્વાસ

રાખી દૃઢતાથી તે પ્રમાણે ચાલનાર મનુષ્ય છેવટે મહંત પુરૂષમાં ખપે છે. માટે શિર જાય તો પણ સત્ય છોડવું નહિ.

૬ વળી સર્વેને સત્યપણે વર્તાવવા માટે છેક પ્રાચીન કાળથી રાજાઓ અને પંડિતો કાયદાઓ અને ધારાઓ બાંધતા આવ્યા છે, તેથી તે નિયમથી ઉલટા ચાલનાર, વકીલ, મિત્ર સંબંધી વા રાજાઓને પણ શિક્ષા કરવામાં આવે છે, **એમ મનુસ્મૃતિમાં કહ્યું છે.**

૭ તેથી સત્ય રીતિએ વર્તવાની એટલી બધી તો અગત્ય છે કે, પિતા, ગુરૂ, માતા, મિત્ર, સ્ત્રી, પુત્ર અને પૂરોહિત એમાંથી પણ જે અસત્ય રીતિએ ચાલી સ્વધર્મમાં ન રહે તો તેઓને પણ રાજાઓએ શિક્ષા કરવી ઘટે છે.

૮ **યાદ રાખજો** કે, પિતા, પુત્ર, સ્ત્રી, પૂરોહિત, ભાઇઓ અને મિત્રોની પરસ્પર ગમે તેવી પ્રીતિ હોય, તથાપિ તે અસત્યવડે કરીને તૂટી જાય છે. એ ઉપરથી પણ એમ સિદ્ધ થાય છે કે, સૃષ્ટિનો સર્વ વ્યવહાર સત્યવડે કરીને જ ચાલે છે.

૯ માટે **યાદ રાખજો** કે સર્વ સ્ત્રી પુરૂષોએ સત્ય બોલવું અને સત્ય ચાલવું, કેમકે તેમ કરવાથી પ્રતિષ્ઠા વધે છે, અને સર્વના વિશ્વાસને પાત્ર થવાય છે. માટે જેનો વિશ્વાસ બેઠો તેનો વ્યવહાર સારી રીતે ચાલે છે. પછી ભલેને કોઇ વાર તે અસત્યપણે ચાલતો હોય, પણ કહેવત છે કે, **"શાએ વાણીયો રળી ખાય અને શાએ ચોર માર્યો જાય"** એ કાંઇ ખોટું નથી, માટે સત્ય સાચવવું.

૧૦ સત્યથી કાંઈ પણ શ્રેષ્ઠ નથી, અને અસત્યથી અતિશય કાંઇ ખરાબ નથી; માટે સમજુ માણસોએ શિર જાય તોપણ સત્ય છોડવું નહિ. જો તમે સત્યથી જ ચાલશો તો તમને વખત, મિત્ર, આબરૂ,

ધન અને બીજાં સર્વ સુખો આવી મળ્યા વગર રહેનાર નથી. "તુળસીદાસ" કહે છે કે:—

**દોહરો.**

સતિયા સત્ય ન છોડીએ, સત છોડે પત જાય;
સત્યની બાંધી લક્ષ્મી, ફેર મિલેગી આય.

૧૧ વળી વેપાર, વ્યવહાર, કે રાજ્ય દરબારમાં પણ તમે જ્યાં જોશો ત્યાં સત્ય બોલનાર અને પ્રમાણિક માણસને માન મળ્યા સિવાય કદી રહેશે નહિ. માટે લેવડદેવડ કે વેપારવણજના કામમાં સત્યપણે ચાલજો એટલે તમને તેમાં નફો થયા વિના કદી પણ રહેનાર નથી. કહ્યું છે કે:—

**દોહરો.**

લેવડ દેવડ ને વળી, વિવિધ ભાત વ્યવહાર;
ચાલે છે આજ જગતમાં, સત્ય તણે આધાર.

ક૦ દ૦ ડા૦

પણ જો તમે અસત્યથી ચાલશો તો પછી **ધ્યાનમાં રાખજો કે:-**

હાટ કરે જઇ વાટમાં, ઘાટ ઘડે ધન માટ;
કૂડે કાટલે ખાટવા, દાટ વળે ધન સાટ.

૧૨ સત્યમાં જ સર્વ રહ્યું છે, અને સર્વ કામમાં સત્યની જ જરૂર પડે છે; સત્ય વિના કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી, કારણકે દુષ્ટ પુરૂષો પણ બીજાના શરીર અને સંપત્તિને હાનિ પહોંચાડવા સારૂ પ્રથમ ઉપર ઉપરથી સત્ય બતાવે છે; અને જો તેઓ તેમ ન કરે તો તેમનું કાર્ય સિદ્ધ થતું નથી, કારણકે પ્રાણી માત્રને સત્ય વહાલું છે, અને તેમાંજ તેમનું કલ્યાણ રહેલું છે. જેથી ઉપર

ઉપરના સત્યને ખરૂં માની તેઓ પોતાનું કલ્યાણ થવાના લોભે કરીને દુષ્ટ પારધિના રચેલા પાસ ( જાળ ) માં ફસાઇ જાય છે. કહે વાય છે કે, **"પક્ષી ચારો દેખે પણ પાસ દેખે નહિ."**

૧૩ જે માણુસની અસત્યથી વર્તવાની છાપ પ્રસિદ્ધ રીતિએ પડી હોય, તે માણુસ રાજ્ય દરબાર અને ગૃહસ્થોની સભામાં હલકો પડી જાય છે. પછી કદાને તે સારી રીતે વર્તવા માંડે તોપણ તેના ઉપર વિશ્વાસ આવતો નથી. કહ્યુ છે કેઃ—

**દોહરો.**

જે જન કદી જુઠો પડે, એક વાર કો ઠામ,
સુણતાં સંશય ઉપજે, તેના બોલ તમામ.

ક૦ દ૦ ડા૦

૧૪ વળી સત્ય બોલવાથી કોઈ જાતનો પ્રપંચ કરવો પડતો નથી પણ જો એકાદ વખત અસત્ય બોલાયુ તો પછી તેનો ઢાંક પિછોડો કરવા સારૂ વળી બીજુ અસત્ય બોલવું પડે છે. અને એ રીતે જો કોઇ તપાસ કરનાર મળે તો અસત્ય બોલવાનો પાર આવે નહિ; કેમકે **"એક જુઠામાંથી સો જુઠાં શોધવાં પડે"** અને તોપણુ અંતે સત્ય બોલવું જ પડે છે; માટે ડાહ્યા મનુષ્યોએ પ્રથમથી જ સત્ય બોલવું જોઇએ. **ધ્યાનમાં રાખજો કેઃ—**

**દોહરો.**

સત્ય સંતાડયું નવ રહે, ખરો જુવો એ ખેલ,
જેમ ઉપર આવે તરી, જળ તળિયેથી તેલ.

ક૦ દ૦ ડા૦

૧૫ **"અખો ભક્ત"** કહે છે કે દુનિયામાં સત્ય બોલનાર મનુષ્યો જ વખણાય છે કેમકે સત્ય બોલનાર મનુષ્યને કોઈ તરેહનું કપટ કે પ્રપચ કરવો પડતો નથી પણ અસત્ય બોલનાર માણસને અનેક તરેહનું જુઠું બોલવું પડે છે અને તેથી તેને આપત્તિમાં આવી પડતાં વાર લાગતી નથી, માટે હુ તો ધારૂં છું કેઃ—

**ચાબખો.**

સ્વપ્ન માત્ર જ્યાં નથી પ્રપચ, ત્યાં તેને કેમ લાગે અંચ;
"અખો" જે જે કરવા ગયો, ત્યાં તે એમ અણબોલ્યો રહ્યો.

૧૬ માટે જગતમાં જુઠું યાને અસત્ય બોલનારને મિત્ર, પુણ્ય કે યશ કદિ પણ મળતા નથી, અને ઝેર ખાનારની પેઠે તેનુ ક્યાંય કલ્યાણ પણ દેખાતું નથી.

૧૭ **"એલેકઝાન્ડર પોપ"** કહે છે કે જે માણસ જુઠુ બોલે છે, તે પોતાને માથે કેટલો મોટો જોખમ તાણી લે છે તેની તે ખબર રાખતો નથી, કારણકે એક જુઠાને ટેકો આપવાને તેને સો જુઠાં શોધવાં પડે છે, એ કાંઈ ખોટું નથી.

૧૮ **"એરિસ્ટોટલ"** કહે છે કે જુઠું બોલનાર આપણને એક જાતનો નિર્ણય કરી બતાવે છે અને તે એ કે તેનુ સાચુ કહેલું આપણે માની શકતા નથી. વાંચનાર! જો જુઠાનુ ફળ! વળી કહ્યું છે કેઃ—

**દોહરો.**

જુઠાબોલાનું જુવો, બધું જુઠમાં જાય;
વીંછી કરડે ભાંડને, સાચે જુઠ મનાય.

કo દo ડાo

૧૯ માટે જે માણસ હમેશ જુઠું બોલે છે તે એક ખાલી મજુરી કરે છે; પણ જે સત્ય બોલે છે તે એક કિમતી ખજાનો એકઠો કરે છે, એ કાંઈ ખોટું નથી.

૨૦ વળી જે પોતાની ભૂલ છુપાવવા સારૂ જુઠું બોલે છે તે તદબીરો કરી જુઠો પડે તે કરતાં તુરત ભૂલ કબુલ કરી દેવી એ વધારે સારૂં છે. માટે શાણા માણસોએ મશ્કરીમાં પણ જુઠું બોલવું નહિ. **ધ્યાનમાં રાખજો** કે, કોઇને છેતરવું એ પણ એક જાતનું જુઠું જ છે.

૨૧ "પૃથ્વી એવું કહે છે કે અસત્ય જેવો બીજો અધર્મ નથી. હું સર્વ સહન કરીશ પણ અસત્ય બોલનારનો ભાર મારાથી સહન થતો નથી." **ભાગવત.**

૨૨ **"સર વોલ્ટર રેલે"** નુ આ કિમતી વાક્ય **ધ્યાનમાં રાખજો કે:**—"જે માણસ પ્રમાણિક નથી તે ડાહ્યો અને સહીસલામત નથી, તે મોટી સત્યની વાત જો માણસ વિચારે તો સર્વે લોકોને ખાનગી તેમજ જાહેર રીતિએ કહ્યે પાર આવે નહિ એટલો બધો બેહદ ફાયદો થાય!"

૨૩ ક્ષમા સમાન સાધન નહિ, વિદ્યા સમાન ધન નહિ, વિશ્વાસઘાત સમાન ઘાત નહિ, અને સત્ય સમાન પુન્ય નહિ. માટે સત્ય રાખજો. જે માણસ સત્યથી ચાલે છે તે લીનતા રાખે છે, અને સ્વર્ગના રસ્તાનો ભોમિયો થઈ પડે છે. કહેવત છે કે **"જે ચાલે સત્ય તેની પ્રભુ રાખે પત."**

૨૪ **યાદ રાખજો કે**–ક્ષમાવંત પુરૂષને કોઈ નિર્બળ કહે તો એટલું જ દુઃખ, પણ ક્ષમાવંત પોતાની દયાએ કરીને કોઇને ઉપદ્રવ

કરતો નથી માટે તેનામાં એ દુર્ગુણ છે એમ કહેવાય નહિ. ક્ષમા સરખું બીજું બળ નહિ, કારણકે ક્ષમા એ ક્ષમાવંતનું ભૂષણ છે. ક્ષમાથી સર્વ વશ થાય છે અને ક્ષમાથી જ સર્વ મળે છે. કહ્યું છે કે **"ક્ષમારૂપી તલવાર હાથમાં હોય તો પછી દુશ્મન** શું કરે?" માટે

## દોહરો.

ક્ષમા આપતાં વાંકની, રસ મનમાં રેલાય;
શિક્ષા કરતાં થાય રસ, તે તેવો ન ગણાય. (મળેલું.)





# પ્રકરણ ૩ જું.



## દરેક મનુષ્યે હમેશ યાદ કરવાનાં વચનો.



### દોહરો.

નિત્ય પ્રભાતે ઉઠવું, રાખી મન ઉમંગ;
દાતણ નાવણ આદિથી, કરવું નિર્મળ અંગ.

(૧)

### ખાવા પીવા, સુવા બેસવા અને ફરવા હરવાના નિયમો.

૧ યાદ રાખજો કે જરૂર પ્રમાણે સુઈ રહેવું, ખાવું, પીવું, હરવું, ફરવું, અને જાગી શકાય ત્યાંસુધી જાગવું પણ પો ફાટતાં પહેલાં ઉઠવાની ટેવ રાખવી. રાત્રે વેહેલા સુવાની ટેવ હોય તેની ચિંતા નથી, પણ મોડા ઉઠવાથી શરીર આળસુ બની જાય છે અને કામકાજ કરવામાં પણ આળસ આવે છે; માટે વેહેલા ઉઠવાની ટેવ રાખવી. જે માણસ હમેશાં વેહેલો ઉઠે છે, તે પોતાના કામકાજમાં વધારે ગુંથાય છે અને મોડો ઉઠનાર આળસુ થતો જાય છે. વળી વેહેલા ઉઠવાથી કેવા ફાયદા થાય છે તે જુવો—

**દોહરો.**

રાતે વ્હેલા જો સુવો, વ્હેલા ઉઠો વીર,
બળ બુદ્ધિ ધન બહુ વધે, સુખમાં રહે શરીર.

**"પુસ્તકમાળા."**

૨ હમેશાં વેહેલા ઉઠીને પ્રથમ દાતણથી મોં સાફ કરી નાવણાદિથી પોતાનુ શરીર સાફ કરવું તેથી શરીર સ્વચ્છ બને છે અને તંદુરસ્તી સારી રહે છે. અભ્યાસીઓને તો વેહેલા ઉઠવાથી બેહદ ફાયદા થાય છે, કેમકે વેહેલા ઉઠી અભ્યાસ કરવાથી સ્થિર મને ચિત તેમાં બરોબર પરોવાય છે માટે વેહેલા ઉઠવાની ટેવ રાખવી. કહેવત છે કે **"જે વેહેલો તે પહેલો અને ભુલે તે ઘેલો."**

૩ દુનિયામાં મોટામાં મોટી અને કિમતી દોલત તંદુરસ્તી ગણાય છે, કેમકે ઘણી ગરિબ હાલતમાં હોય તથાપિ તંદુરસ્તી સારી હોય તો તે દોલતજ છે. અને છતી દોલતે ખરાબ તંદુરસ્તીવાળો માણસ નિર્ધન અને દુઃખીયો ગણાય છે. **ધ્યાનમાં રાખજો** કે કોઇ પૈસાને નહિ પૂછે પણ તંદુરસ્તીનીજ સંભાળ લેશે. **"શરીર સંપત્તિ વિના દ્રવ્ય સંપત્તિ નકામીજ ગણાય છે"** એ કાંઈ ખોટું નથી, માટે તંદુરસ્તીના નિયમો ધ્યાનમાં રાખવા કહ્યું છે કેઃ—

**દોહરો.**

સાજું હોય શરીર તો, સઘળી વાતે સુખ;
નહિ તો નાણું બહુ છતાં, દિન દિન પ્રત્યે દુઃખ.

**ક૦ દ૦ ડા૦**

૪ સુસ્તી, અસ્વચ્છતા અને અનિયમિત ખોરાક એ ત્રણે બિમારીનાં મૂળીયાં ગણાય છે, માટે એ ત્રણેથી સાવચેત રહેવું; કેમકે ગફલત

રાખવાથી તેઓ વેહેલા વળગી પડે છે.

૫ બિછાનુ કદી નરમ રાખવું નહિ, કારણકે નરમ બિછાનાથી અને માથા તરફ ઉંચાઇ રાખીને સુવાથી પાચનશક્તિને હરકત થાય છે, અને સુસ્તાઈ વધે છે. માટે કઠણ બિછાના ઉપર સુવાની ટેવ રાખવી. એ વિષે એક હિંદુસ્તાની કહેવત છે કેઃ—

**દુહા.**

ભોંય પથારી જે કરે, લોટી ઢેબર ખાય;
તુએ પાણી જે પીયે, એ ઘર વૈદ ન જાય.
ઓકી દાતણ જે કરે, નરણા હરડે ખાય,
દુધે વાળુ જે કરે, એ ઘર વૈદ ન જાય. (મળેલું.)

૬ ખોરાક લેવો તો પ્રથમ તો યોગ્ય છે કે નહિ તે જોવું; અને યોગ્ય છે તો પચાવી શકાય તેવો છે કે નહિ તે જાવું, અને પચાવી શકાય તેવો છે તો રોગરહિત છે કે નહિ તે જોવું, એટલાં વાનાંનો તપાસ કરીને ખોરાક લેનારને વ્યાધિ વળગવા પામતો નથી; કેમકે “**ખાનપાનને ખાતર જીંદગી નથી પણ જીંદગીને ખાતર ખાનપાન છે.**”

૭ વળી અતિ આહાર, અતિ આળસ અને અતિ નિદ્રા એ સઘળાં નાકોવતી પેદા કરે છે માટે એ ત્રણે વિષે અનિયમિત થવું નહિ; “**આળસ, ઊંઘ અને આહાર એ ત્રણે વધાર્યા વધે અને ઘટાડ્યાં ઘટે**” એ કહેવત કાંઈ ખોટી નથી. “**શાક ખાધાથી રોગ વધે છે, દુધ ખાધાથી શરીર વધે છે અને ઘી ખાધાથી ચરબી વધે છે,** તેથી એ સઘળાં અતિશય ખાવાં નહિ; કેમકે “**અતિશય સર્વ અસાર.**”

૮ અન્ન પાચન કરવાનું મુખ્ય ઔષધ પાણી છે, કારણકે ખોરાક લીધા પછી પીધું હોય તો અજીર્ણનો નાશ થાય છે, પાચન થયા પછી લીધું હોય તો બળ વધારે છે અને ભોજન કરતાં પીધુ હોય તો તે અમૃત સમાન છે; પણ ભોજન કર્યા પછી તુરત અને વધારે પીધું હોય તો વિષ સમાન થઈ પડે છે. માટે જમીને તુરત વધારે પાણી પીવાની ટેવ રાખવી નહિ.

૯ **યાદ રાખજો** કે–ટુંકે ખાટલે સુવું નહિ, ટાઢું અન્ન જમવું નહિ, ઊભખોડીએ બેસવું નહિ, નીચુ નમીને ચાલવું નહિ, આપણાથી મોટી સ્ત્રી સાથે લગ્ન કદી કરવાં નહિ; કેમકે એ સઘળાં નાકૌવતી પેદા કરનારાં છે.

૧૦ દરેક માણસે હમેશાં કોણ કોણ મારે મિત્ર છે, દેશકાળ કેવો છે, મારે શી ઉપજ છે, અને શું ખર્ચ છે, મારી શી શક્તિ છે, કયો વેપાર કરવાથી ફાયદો થશે અને કેવાં કામો કરવાથી સુખ થશે, વિગેરે વિગેરે બાબતનો વિચાર કરી રાખવો જોઇએ. વળી દેશના કાયદા મુજબ ચાલવું, સારી નામના કહાડવાની કોશીશ કરવી, કુટુંબને શરમાવું પડે એવું કામ કદી કરવું નહિ. ગમે તેવી ગરિબ હાલતમાં હોઇએ તથાપિ ધર્મથી ચાલવા ચુકવું નહિ.

૧૧ વળી તમે ગમે તેવા ધનાઢ્ય, આબરૂદાર અને ચાલાક હશો તથાપિ ઇમાનદારી વિના એ સઘળા ગુણો કદી પણ દીપી નિકળવાના નથી, કેમકે તમે પ્રથમ તમારી પોતાની નજરમાં આબરૂદાર ઠરશો તો જ લોકો તમને આબરૂદાર તરિકે પિછાણશે; પણ તમે તમારાં કામો ધિક્કારવાયોગ્ય છે એમ જાણવા છતાં તે કરો, અને વળી એવું માંગો કે લોકો મને આબરૂદાર ગણે, એ તે કેમ

બને? કેમકે તે તો **"માઝન માબાપ છે પણ મારી ખુંટી નહિ ફરે"** એ કહેવત જેવું થાય. માટે સારાં કામો કરજો, જ્યાંસુધી જે માણસ પોતાને હલકો ગણી નમનતાઈ જણાવતો નથી, ત્યાંસુધી પારકાની પાસે પ્રામાણિક અને મર્તબાવાળો ગણાતો નથી.

૧૨ સંસારનુ સુખ આબરૂ છે અને પૈસો મેળવવાનુ સાધન સંપ છે માટે સૌ સાથે હળી મળીને ચાલવું અને સપ રાખવો. **"સંપ ત્યાં જંપ."** કહ્યું છે કેઃ-

**દોહરો.**

સંપથી સંપત્તિ સાંપડે, સપથી જાય ક્લેશ;
જેના ઘરમાં સંપ નહિ, સુખ નહિ લવલેશ.

ક૦ દ૦ ડા૦

૧૩ વળી આપણા પડોશીઓ સાથે સપીને ચાલવું, મીઠી વાણીવાળા થવું, દોલત સારે માર્ગે વાપરવી, ધર્મ કરવાથી કોઈને અટકાવવું નહિ, કોઇ સારા કામમાં આડી જીભ ઘાલવી નહિ; કેમકે તેથી ઈશ્વિર નારાજ થાય છે. કહેવત છે કેઃ—**"એક આલે, બીજો વારે, તેને ઘાલે જમને બારે"** એ કાંઈ ખોટું નથી. માટે કોઈ કામમાં આડી જીભ ઘાલવી નહિ.

૧૪ જેમ એક મસ્તાન ઘોડો પોતાની સ્વારીની દરમ્યાન એક સજ્જડ ઠોકર ખાધા શિવાય સરખો ચાલતો નથી તેમ એક અક્કલ વિનાનો અને બિનઅનુભવી માણસ સંસારસાગરની બિકટ ઘુસરીમાં પડતો નથી ત્યાંસુધી તેને એક પતંગ ઉડાવવા જેવું સ્હેલું અને વગર બિસાતનું કામ સમજે છે. માટે **"બત્રીશ ઠોકરો ખાય ત્યારે બત્રીસ લક્ષણો થાય"** એ કહેવત મુજબ માણસ

ઘડાય ત્યારેજ તેનામાં કિમત આવે છે, કેમકે માણસના સખ્યા વગરના ગુપ્ત ગુણ દોષો કે જે બીજી રીતિયે નિરંતર અજાણ્યા પડી રહે તે જાણવા સારૂ તેના પ્રારબ્ધમાંજ માત્ર ફેરફાર થવાની જરૂર છે. પછી ભલેને તે શ્રીમંતમાથી ગરીબ થાય કે ગરીબ-માથી તવગર થાય; પણ જેમ કસોટીના પત્થરાપર અજમાવ-વાથી સોનાની ખરી પરીક્ષા નજરે પડે છે તેમ માણસમા ફેરફાર થવાથી તેની ખરી ખુબીની માલમ પડે છે. મતલબ કે માણસ તો બધાં સરખા છે પણ તેમાં અક્કલનોજ માત્ર ફેરફાર છે. કહ્યુ છે કે:—

### દોહરો.

સાત વેંતના સર્વ જન, કિમત અકલજ તુલ્ય;
સરખા કાગળ હુંડીના, પણ આંક પ્રમાણે મુલ્ય. (મળેલુ)

૧૫ તમે તમારૂં વચન પાળવાની કોશીશ કરશો તો પછી દુનિયામા તમને આગળ વધવું ઘણું સ્હેલુ થઇ પડશે, તથા તમારાં સગાં સ્નેહીઓ કે દોસ્તો પછી ગમે તેવા હશે તથાપિ તેઓ તમારા ઉપર વિશ્વાસ રાખતા શિખશે. માટે ચાલે ત્યાસુધી તો કોઇને વચન આપવું નહિ અને આપવું તો પછી પાળ્યા વગર રહેવું નહિ, કેમકે વચન પાળવાથી પ્રતિષ્ઠા વધે છે. કહ્યું છે કે:—

### દોહરો.

બુદ્ધિશાળી ને વળી, ગુણિયલ પુરૂષજ હોય,
વચન પાળવાથી અધિક, પ્રિય બીજુ નવ કોય. (મળેલુ)

૧૬ જે માણસ દયાળુ હોય તે પોતાનું ભુંડુ કરનારનું પણ ભુંડુ થતું જોઇને રાજી થતો નથી. જો કે આપણા ગુન્હેગારને દયા લાવીને બચાવવો તે ઠીક તો લાગતું નથી! તોપણ છેલ્લી વારે દયાળુ

માણસને દયા આવ્યા વગર રહેતી નથી, કેમકે તેનો જાતિસ્વભાવજ એવો હોય છે, કે વેર લેવું એ તો એક હલકા માણસનું કામ છે, પણ ક્ષમા કરવી એજ મહંત પુરૂષનું કામ છે, અને એવા માણસોજ દુનિયામાં વખણાય છે. માટે "કિનો" તજવો.

૧૭ વળી ક્ષમા અને સંતોષ એ બેઉ ગુણ જેનામાં હોય તે પોતાનું જીવતર મોજમજા અને આનંદમાં ગુજારે છે પણ એક ક્રોધ અને તૃષ્ણાવાળાનુ જીવતર ક્લેશ અને કંકાસમાં જાય છે માટે દરેક માણસે પોતાના ગુસ્સાને તાબે રાખવો જોઇએ. કહ્યું છે કેઃ- "**જેણે પોતાના ગુસ્સાને કબજે કીધો તેણે આખા જગતને કબજે કીધો**" એમ સમજવું; છતાં જો તમારાથી વારવાર ગુસ્સાને તાબે થઈ જવાતું હોય તો નિચેની બાબતો ખુબ **ધ્યાનમાં રાખજો.**

૧ જ્યારે ગુસ્સો આવે ત્યારે કાંઇ જ બોલવું નહિ.

૨ જ્યારે ગુસ્સો આવે ત્યારે પોતાનાં આંગળાં કરડવાં.

૩ તમારા મિત્રોને કહી રાખજો કે જ્યારે ગુસ્સો આવે ત્યારે તે તમોને ચેતવે.

૧૮ વળી જે માણસે તમારો કાંઇ અપરાધ કર્યો હોય તેને તમે તુરત ઠપકો દેશો નહિ પણ થોડી વાર પછી તેને વળી ખાનગીમાં કેહેજો કે જેથી તેના મન ઉપર સારી અસર થશે એટલુંજ નહિ પણ વળી તે તમારી સાથે અપરાધ કરવાનું મન કદી પણ કરશે નહિ. પણ જો ખુલી રીતે અને માણસોમાં ઠપકો આપશો તો તે પછી તમારો મિત્ર મટી શત્રુ થઇ પડશે.

૧૯ આફતની વખતે ગભરાતા નહિ પણ પરમકૃપાળુ પરમેશ્વર ઉપર

પક્કો વિશ્વાસ રાખી સુનીતિથી ચીલજો ને તેમ કરવાથી તે તમોને મદદ કર્યા વગર કદી પણ રહેનાર નથી, કેમકે સઘળા માણસને સુમતિ અને કુમતિ એજ શાંતિ તથા વિપત્તિના કારણરૂપ છે અને એ બેઉથી જ માણસને ફળ અફળ થાય છે. માટે ધૈર્ય રાખવું.

૨૦ વળી સંકટ જ્યારે દૂર હોય ત્યારે જ તેનાથી ડરવું, પણ જો અંગ ઉપર આવી પડે તો બેધડક તેના સામા થવું. સંકટથી કાયર થઇ આપઘાત કરવાથી ઇશ્વિર નારાજ થાય છે, માટે આત્મઘાત કદી કરવો નહિ; કેમકે ગમે તેવું મહાન, વિકરાળ, કે ભયંકર રૂપ ધારણ કરીને વિપત્તિ કે સંપત્તિ આવે તથાપિ તેથી કિંચિત્ માત્ર પોતાનો સત્ય ધર્મ છોડવો નહિ. "**જે ચાલે સત્ય તેની પ્રભુ રાખે પત**" એ કહેવત મુજબ થોડા દિવસ સંકટ ખમવાથી ઘણા દિવસ સુધી સુખ મળે છે. કહેવત છે કે:-**પહેલો દુઃખી તે પછી સુખી**" એ કાંઈ ખોટું નથી. માટે "**દુઃખ વેઠે તે સુખને સારૂ**" એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખી જ્યારે દુઃખ આવી પડે ત્યારે તમે તેથી પણ વધારે ને વધારે દુઃખવાળાને દાખલો ધ્યાનમાં લેજો કે જેથી તમારૂં દુઃખ તમને થોડુ લાગ્યા વગર રહેશે નહિ. પણ તમે એવે વખતે કાયર થશો તો પછી "**દુઃખી અને દિવાનો**" એમ કહેવાશો. માટેઃ—

"દુખસેં ડર મત મરદ જન, પડતી ચડતી સદાય;
**મગન** કહે ધીરજ ધરો, [1]શશિવિતક મન લાય.

૨૧ વળી તમે સુખની વખતે દુઃખનો પણ વિચાર કરજો, કેમ સુખનું પાછું ફરવું હમેશાં દુઃખની તરફજ હોય છે. માણસ

---

૧ શશી એટલે ચંદ્ર ક્ષીણ થાય છે અને પાછો વૃદ્ધિ પામે છે.

માત્રને ચડતીના ચક્કર તળેથી નીકળીને પડતીના પડ તળે આવ્યા વિના છુટકો જ નથી, માટે **"સુખને છેડે દુઃખ અને દુઃખને છેડે સુખ"** તો રહેલું જ છે, એમ સમજી **"છતથી છલકાવું નહિ અને ઠપકાથી ડરી ઢળવું"** અર્થાત્ નમ્રતા પકડવી.

૨૨ માણુસની ખરેખરી હોંશિયારીની પરીક્ષા પણ સંકટ સમયે જ થાય છે, કેમકે બિકણુ માણુસો આફત આવવાની અગાઉ ડરે છે, નામર્દ પડતી વેળા ડરે છે, પણ એક હોશિયાર અને હિંમતવાન માણુસ આફત પડયા પછી પણ ડરતો નથી. કેમકે તે તો જાણે છે કે **"હિંમતે મરદા તો મદદે ખુદા"** એમ સમજી એવે વખતે હિંમત રાખવી. સંકટથી કાયર થનાર માણુસને સંકટની બેડી તૂટવાને બદલે ઉલટી સજ્જડ થાય છે. માટે જે વાતનો અટકાવ કરવાનુ કામ તમારા હાથમાં નથી તે વિષે ખાલી બળાપો કરી તમારૂં દીલ દુખાવશો નહિ. કહેવાય છે કેઃ–**"આવી પડેલી આફતથી નહિ ગભરાનાર અને પાપકર્મથી ડરનાર માણુસ પોતાની જીંદગી સુખ અને નચિંતાઇમાં ગુજારે છે"** એ કાંઇ ખોટું નથી.

૨૩ વળી દિલગીરી એ એક મનુષ્યની જીંદગી ઘટાડનારો મોટો મંદવાડ છે અને ખુશી એ એક દીલને આરામ આપનારી રામબાણુ દવા છે. માટે હમેશાં ખુશીમાં રહેવુ. તમે ગમે તેવી આફતમાં આવી પડયા હશો તથાપિ દિલગીરી રાખવાથી તમારૂં દુઃખ દુર થનાર નથી. કેમકે જે વસ્તુનો નાશ થયો તેનો શોક કરવો એ કાંઇ કામનો નથી. માટે આવે વખતે તમે ખુબ ધ્યાનમાં રાખજો કે **"આનંદી અંતઃકરણ વૈદ્યની રોજી હરે છે."** વળી કહેવાય છે કેઃ—

**દોહરો.**

નાશ થયો કે નવ મળે, તેનો તજીયે શોક;
જેનો ઉપાય નવ જડે, ફાંફાં તજીયે ફોક.

ક૦ દ૦ ડા૦

૨૪ એક અજ્ઞાન માણસ સંકટ સમયે ખરો માર્ગ તજી દેઈ વ્હેમી લોકોના સહવાસથી વ્હેમના પંજામાં સપડાય છે, પણ તેથી તો તેને ખરેખરી દિલગીરી અને નાશીપાસીનું કારણ ઉત્પન્ન થાય છે; કેમકે મંત્ર જંત્ર અને ભૂત પ્રેત એ તો સર્વે ખોટા છે. **"ભૂત એ તો સત્રળા તુતજ છે"** માટે વ્હેમી થવું નહિ. ધ્યાનમાં રાખજો કે **"મનસા ભૂત અને શંકા ડાકણ"** બાકી બીજું કાંઈ નથી. કહ્યું છે કેઃ—

**દોહરો.**

મંત્ર જંત્ર ને મેલડી, તે તો તુતે તુત,
વળગે છે [1] વસુધા વિષે, ભોળા જનને ભૂત.

ક૦ દ૦ ડા૦

૨૫ **યાદ રાખજો** કે કુભારજા, કુમિત્ર અને સર્પનો વાસો જેના ઘરમાં હોય તેનું મરણ થતાં વાર લાગતી નથી. વળી જેના ઘરમાં ધન, મોટી દીકરી અને સર્પ હોય તે તથા ચિંતાવાન મનુષ્યો રાત્રિએ સુખે ઉંઘતા નથી. કહેવત છે કેઃ—

**સુખે ન સુવે ધનનો ધણી,**
**સુખે ન સુવે જેને ચિંતા ઘણી;**
**સુખે ન સુવે દીકરીનો બાપ,**
**સુખે ન સુવે જેના ઘરમાં સાપ.**

---

૧ વસુધા એટલે પૃથ્વી અથવા જગત.

એ કાંઈ ખોટું નથી, માટે ગમે તેવું સંકટ આવે તોપણ હિંમત હારવી નહિ અને "**ચિંતાથી ચિતા ભલી**" એ કહેવત ધ્યાનમાં રાખવી. કેમકેઃ–

**દોહરા.**

ચિંતાસે ચતુરાઇ ઘટે, દુઃખસેં ઘટે શરીર;
પાપસેં ઘટે લક્ષ્મી, કહે ગયે દાસ **કબીર.**
ચિતા બડી અભાગણી, માંસ બટુકે ખાય;
રતિ રતિ ભર સિંચતા, તોલા ભર ભર જાય. ( મળેલુ )

**કુંડળીયો.**

ચિંતા ઝાલ શરીરમેં, દવ લાગે ન બુઝાય;
બહિર ધુંવા નહીં નિસરે, ભિત્તર હી ધુધવાય;
ભિત્તર હી ધુધવાય, જલે જ્યું કાચકી ભટ્ટિ;
લોહ માંસ જલ જાય, રહે પીંજરકી તટ્ટિ;
કહત **દિનદરવેસ,** સુણ લે મેરા મિતા;
સો નર ક્યું જીવત? જીનકે ઉરમેં ચિંતા.

૨૬ બેઠક હમેશાં ચોખ્ખી રાખવી, વસ્ત્ર સાફ રાખવાં, ફાટેલ હોય તેની ચિંતા નહિ પણ મેલાં રાખવાં નહિ. "**ફાટલ લુગડે અને ગરીબ માબાપે લાજવું નહિ.**" શરીર હમેશાં સાફ રાખવું, ગંદકી ગલિચી કે ગોબરાઇથી દૂર રહેવું, "**સ્વચ્છતા એ જ આરોગ્યતા**" એ કહેવત ખુબ ધ્યાનમાં રાખવી. "**સાદા રાયજાદા**" એમ સમજી **કુલણજી** બનવું નહિ; કેમકે ભુખ તરશ અને ટાઢ કરતાં પણ ભપકો મોટાઈ અને ડોળડમાક રાખવામાં વધારે ખર્ચ થાય છે, માટ ગજા ઉપરાંત ભપકો રાખવો નહિ. નહિ તો પછી "**ઠાલી ઠકરાઇ અને ભેટ બિછાના, પણ ઘેર**

**જાય ત્યાં કલેઢાં કાણાં"** અથવા "**ડેલીએ દીવાનું જોર ને ઘરમાં તો અંધારૂં ઘોર**" એમ લોકોમાં નિંદા થાય છે. માટે:—

**દોહરો.**

હદમાં રહીએ હરપળે, દીલ ચાહ્યું નહિ થાય;
હાથી પણ અંકુશ વિના, અટક્યો નહિ અટકાય.

( મળેલું. )

૨૭ શ્રીમંતના ઘરના થડમાં ઘર રાખવું નહિ, કેમકે તે કોઇ વાર તમારૂં ઘર પડાવી લેવાની ઇચ્છા રાખશે; માટે "**ઘર પાડોશી નબળો સારો અને હાટ પાડોશી જબરો સારો**" કારણ-કે તે કોઈ વાર પૈસા સબંધી મદદ કરશે. **ધ્યાનમાં રાખજો કે:-** "**ભળતી જગા અને માવતરનો દહાડો કોઇક વાર જ હાથમાં આવે છે**" માટે એવે સમયે સાવધ રહેજો.

૨૮ **યાદ રાખજો કે** આપણી સારી નરસી ચાલની ખબર આપણા ઘરના માણસોને જલદીથી પડી આવે છે. માટે ઘરને ખુણે પણ ખોટું કામ કદી કરવું નહિ, કારણકે આદમી જાતને વાત કરવાનું એ એક ઠેકાણું છે. "**ઘર ઘડ્યા ને ઉમર જડ્યા.**" રૂડા વિચાર, સત્ય વચન અને સત્ય કર્મ એજ નીતિ છે.

૨૯ મન, સ્ત્રી, અને વ્યાકુળતા એ ત્રણેને વશ રાખવાનું કામ આપણાજ હાથમાં છે, કારણકે જો મન વશ નહિ રાખો તો તમારી નીતિનો નાશ થશે, સ્ત્રી વશ નહિ રાખો તો તમારા સંસારનો નાશ થશે, અને વ્યાકુળતા વશ નહિ રહી તો તમારાં કામો નિષ્ફળ નિવડશે. માટે એ ત્રણેને વશ રાખજો, કેમકે મન ધુર્ત પણ છે અને મન મસ્તાન પણ છે, મન મિત્ર પણ છે અને મન શત્રુ

પણ છે, માટે મનને વશ રાખવું; કારણ કે "**મન જાણે પાપ ને મા જાણે બાપ**" એ કહેવત કાંઇ ખોટી નથી. છતાં તમારૂં મન વશ ન રહેતું હોય તો પછી-"**મન જાય તો જાને દો, તું મત જાય શરીર, બિના પણછકી કામઠી, કયું લાગેગો તીર.**" વળી કહ્યું છે કેઃ—

**કવિત.**

કબહુ મન રંગ [1]તુરગ ચડે, કબહુ મન શોચત હૈ ધનકું;
કબહુ ત્રિયા દેખકે ચિત્ત ચલે, કબહુ મૃગ હોય ફિરે બનકુ;
કબહુ મન રંગમેં ભગ કરે, કબહુ દલ સાજત હૈ રનકુ;
**તુલસીદાસ** બિચારી કહો, કરો શાંત સદા કપટી મનકુ.

પણ આ તો ખરૂં છે કેઃ—

**દોહરો.**

લિખના પઢના ચાતુરી, એ સબ બાતાં સ્હેલ;
કામદહન મન વશ કરન, ગગન ચઢન મુશ્કેલ.

( મળેલું. )

૩૦ પારકી સ્ત્રી ગમે તેવાઓની પણ આબરૂના કાંકરા કરાવે છે, અને કોઇ પણ પરસ્ત્રીપર બળાત્કાર કરનાર પોતાની આબરૂના પોતે જ કાંકરા કરાવે છે. વળી પરસ્ત્રીનો સંગ કરવાથી આ જગતમાં આબરૂ જાય છે, "**કાચડી ફુટો અને લંપટ**" કહેવાય છે, વહેવાર બંધ પડે છે, કીર્તિ નાશ પામે છે, અને વળી મુવા પછી નરકમાં જાય છે. "**વિષ્ણુશર્મા**" કહે છે કે "**જે પર**

---

૧ તુરંગ—ઘોડો.

**સ્ત્રીપર કુદૃષ્ટિ કરે તે કોઇકિ દિન વગર મોતે મરે"** એ કાંઈ ખોટું નથી; કારણકે પરસ્ત્રીના સંગથી ક્ષણ માત્ર સુખ મળે; પણ તેમાંથી અસહ્ય દુઃખ પ્રાપ્ત થાય છે. ધ્યાનમાં રાખજો કે **"પર-સ્ત્રીકા યાર, ખાંતે ખુવાર; કાંટેકા બિછાના, ઓર જુત્તેકા માર."** માટે પરદારાસક્ત થવુ નહિ. વળી તમે આટલું પણ **ધ્યાનમાં રાખજો** કે ગમે તેવી એકાત જગોમાં કરેલું જારકર્મ ખાધેલા લસણની પેઠે લોકોમાં પ્રસિદ્ધ થઇ જતાં વાર લાગતી નથી. કહેવત છે કે **"મોટાનો મંદવાડ અને ગરીબનું છી-નાળું"** છાનુ રહે નહિ, એ કાંઈ ખોટું નથી. તેમજ—

**ઈશક, મુશક, ખુશ્બસ, ખાંસી, ઓર પીવે મધુપાન;**
**ઈતિન છુપાવ્યા ના છુપે, પ્રગટ હોય નિદાન.**

એ પણ કાંઇ ખોટું નથી. માટેઃ—

### સવૈયો.

જો પરનારીની પ્રીત કરી ન કરી જન આબરૂ જાતિ જણાશે,
માન ઘટે અપમાન મળે ફિટકાર કરે જન જ્યાં નર જાશે;
લક્ષ્મિ ઘટે ઘટશે અતિ આયુષ્ય કાળપ કીર્તિ તણી રહિ જાશે,
**લલ્લુ** કહે છે **ત્રિભુવનને** પરનારી થકી પંડમાં પિડ થાશે.

## વળી પરસ્ત્રી કેવી છે તે જુવો !

### દોહરો.

પરદારા છે પાપણી, સાપણિ ઝેરી એહ;
કરે આપણી કાપણી, તાપણિ દુખની તેહ.

**એક સ્ત્રી પોતાના પતિ પ્રત્યે પરસ્ત્રી વિષે શું કહે છે તે જુવો.**

**કવિત.**

પ્યારી કહે સુન પ્રાનપતિ, પરનારકિ પ્રીત કબુ ન કીજે;
એક જાંગ ત્રુટે બીજું જોર ઘટે, ત્રીજુ ગાંઠકી સુડી ગુમાઇ દિજે;
ભાઇબિંધ જાણે ફટ ફટ કરે, દરબાર જાણે દસ બિસ લિજે,
કવિ **ગંગ** કહે સુન શાહ અકબર, નિચ નારકો સંગ કબુ ન કિજે.

**બ્રહ્માનંદ** કહે છે કેઃ—

**કવિત.**

પ્રભુ બંદગી જીંદગી નાંહિ કીયા, નીત ખ્યાલ કીયા દગબાજીયુકા,
મદ મોહ માંહિ મગરૂબ રહ્યા, તન તાકત નારીઉ તાજીઉકા;
સતગુરૂ સાહેબકા રંગ ચડયા નહિ, સંગ કીયા નર પાજીઉકા,
**બ્રહ્માનંદ** કહે ખબરદાર રહો, તુમ ગ્રાહક હૈ જુતીઉ ઝાઝીઉંકા.

**૩૧ યાદ રાખજો** કે કિસબણ ધનને કારણ હસે છે, રડે છે, અને એવા એવા અનેક તર્કવિતર્ક કરી પુરૂષોને વિશ્વાસ કરાવે છે, પણ પોતે તેનો વિશ્વાસ કરતી નથી. વળી તે પોતાના સ્વાર્થ જેટલીજ પ્રીતિ રાખે છે, અને મતલબ સર્યા પછી તજી દે છે, માટે સમજુ માણસોએ શિર જાય તોપણ ગણિકાનો સંગ કરવો નહિ. ધ્યાનમાં રાખજો કે **"ધુત્તા હોય સલક્ષણા, વેશ્યા હોય સલજ; ખારાં પાણી નિર્મળાં, પણ એ ત્રણે અકખજ"** એ કાંઈ ખોટું નથી. માટે સ્ત્રીના ચરિત્ર અને ગણિકાની પ્રીતિ એ સાચાં માનવાં નહિ. કહ્યું છે કેઃ–**"આભ ગાભ ને વર્ષાકાળ, સ્ત્રીચરિત્ર ને રોતાં બાળ; એની પરીક્ષા જે કોઈ કરે, તેને ઘેર સહદેવ જોશી પાણી ભરે."** માટે કિસબણના યાર થવું નહિ. **"વેશ્યા મિત્ર નહિ અને**

**અગ્નિ પવિત્ર નહિ"** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો. વળી વેશ્યા કેવી નિર્લજ છે તે જુઓઃ—

**દોહરો.**

નિર્લજ જો લજ્જા ધરે, સરે ન સ્વારથ કામ;
જો ગણિકા શરમાય તો, દેખે નહિ કદી દામ.

ક૦ દ૦ ડા૦

૩૨ વ્યસનથી છાકટા થયેલાની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે, યાદશક્તિ કમી થઈ જાય છે, આરોગ્યતા અળગી થાય છે, ખુબસુરતી ઝાંખ મારે છે, જોરકમ જોર થાય છે, અને "**બંધાણી**" એવું વિશેષણ લાગુ થઈ નિંદાને પાત્ર થાય છે, માટે સમજુ માણસોએ શિર જાય તોપણ અફીણ, ગાંજો, માજમ, તમાકુ ઇત્યાદિના વ્યસની થવું નહિ. ધ્યાનમાં રાખજો કે "**અફીણ રંગ ભુતિયાં, ગાંજા રંગ સુતિયાં, તમાકુ રંગ:તુતિયાં, અને દારૂ રંગ જુતિયાં**" એ કહેવત મુજબ વ્યસની થવાથી વજન અને વક્કર બેઉ ઘટે છે, વિશ્વાસ પણ આવતો નથી અને તેનું કહેલું સાચું મનાતું નથી. કહેવાય છે કે "**જુઠાની હા, છિનાળવાની મા, કસાઈની ગા, અને જુગારીની ના**" એટલાં કદી સાચા માનવાં નહિ. કેમકેઃ—

બંધાણી ને બાયડી, બેઉનો એક સ્વભાવ;
મ્હોડેથી માગે નહિ, પણ લીધા ઉપર ભાવ.

એ કાંઇ ખોટું નથી. માટે ધ્યાનમાં રાખજો કેઃ—

**કુંડળીઓ.**

કાયા બગડે કેફથી, અવગુણ થાય અપાર;
અક્કલહિણુપણું પામીએ, ભાગે ભવમાં ભાર;

ભાગે ભવમાં ભાર, સાર એમાં શુ સારો,
ગુણિ જનના ગુણ જાય, થાય નર તેજ નઠારો.
કહે રંક રણછોડ, છોડ કેફની છાંયા,
સાચો સુણજે સાર, કેફથી બગડે કાયા.

વળી કહેવાય છે કે **"ખાય તેનો ખુણો, પીયે તેનું ઘર, સુંઘે તેનાં કપડાં, પણ એ ત્રણે બરાબર."** એ પણ ખોટું નથી. કેમકેઃ-

**દોહરો.**

હોકા લઇને હર ઘડી, ચોરે જાવા ચ્હાય;
ગરાશીયા ગગડાવતા, કેફી સભાની માંય.
બજર લીયે દઇ બાજરો, ખાંતે બને ખૂવાર;
બંધાણી બેભાનને, ભાન નહિ તલભાર.

**લલુભાઈ.**

વળી હોકો શું કહે છે તે જુઓ!

**મનહર છંદ.**

બંધાણી થયા પછી ન, ચાલે હોકા વિણ ઘડી,
તડી તડી હોકો અને, હાથ લેવરાવું છું;
તમાકુ વિના ન ચાલે, એક પળે પ્રાણ જાય,
હાય એને તમાકુની, હૈયે વળગાડું છું.
કેળવે તમાકુ માંહી, ભેળવે અક્કલ એની,
અક્કલ વિનાનો અવનીમાં, હું બનાવું છું;
હુકો કહે લલ્લુ એને, કાળજે લગાડી ડાઘ,
દુઃખનાં નિશાન એને, શીર ગગડાવું છું.

વળી **"અખો"** ભગત કહે છે કેઃ—

## છપ્પો.

એક અફીણ બીજુ આળસ, એ બેમાં છે એવો રસ,
જેમ જેમ અધિકું ખાતો જાય, અંગે અકલે હીણો થાય;
જો મુકે તો કારજ સરે, નહિ તો **અખા** તે ખાતો મરે.

માટે વાંચનાર ! વ્યસની થશો નહિ. કહ્યું છે કેઃ—

## કવિત (મનહર છંદ.)

એક ઘડી ન્હોય જો અફીણુ મ્હોડે ફીણ આવે,
ઘટી તો ન બંટી પામે ઘણી ભુખ ઘરમાં;
ધંધો દૂર ધરી કેફ કરી પેટ ભરી ઊંધે,
કરજનો ભાર તે લગાર ન નજરમાં.
ફટ ફટ ફટ એમ લોકો ફિટકાર આપે,
એથી કેમ લાજ નથી આવતી અંતરમાં;
ચલમે તો ચપટ બેસાર્યા હવે ચેતો ચિત્ત,
ચલમ તજીને કાકા કલમ લ્યો કરમાં.

ક૦ દ૦ ડા૦

૩૩ **યાદ રાખજો કે "જુગાર"** એ જમદૂત સમાન છે. તેમાં પણ જુગાર જબરો છે; કેમકે જમ તો જીવજ લે છે પણ "જુગાર" તો માલ મિલકત અને જીવ સુદ્ધાંત લે છે, કારણકે તેણે પૂર્વના રાજાઓને રાજપાટ અને ઘરબાર વિનાના કરી મેલ્યા છે, કેટલાકને સ્ત્રી વિનાના કર્યા છે અને કેટલાકને વિષ પાયાં છે. એવો બૂરો જે "જુગાર" તેને તો સમજુ માણસોએ હાસ્ય રસમાં પણ કદી રમવો નહિ. **ધ્યાનમાં રાખજો કે** " જે ધન સ્ત્રીને હાથ ગયું તે કાળાંતરે પણ પાછું આવે છે, મૂર્ખ અને ઉન્મત્તને હાથ ગયું તે પણ

આવે છે, પણ જે ધન એક **"જુગારી"** ને હાથ ગયુ તે તો પાછું આવવાની આશા કદી પણ રાખવી જ નહિ. કહેવાય છે કેઃ—

**દોહરો.**

ગાંડી માથે બેડલુ, વાંદર કોટે હાર;
જુગારી પાસ નાણું રહે, તેને જતાં કેટલી વાર.

(મળેલુ.)

**ચોપાઇ.**

જુગટું છે તે દુર્ગુણ જાણ, ઘણા લોકની થાય જ હાણ;
માણસને એ વળગે સહી, પાછો તે તો જાયજ નહિ.
જુગટું છે તે દુર્ગુણ સહી, એમા ફળ કાઇ પણ નહિ,
જે જન એને વળગી રહ્યો, તેનો મનખો એળે ગયો.

**અમરસી.**

૩૪ આબરૂદારને જે કામ કરવાથી અપકીર્તિ થતી હોય, તેના કરતાં તે કામ ન કરવાથી કદાપિ મરણ થતું હોય તો પણ તેઓ તેને વધારે પસદ કરે છે, એ કાંઇ ખોટુ નથી. **ધ્યાનમાં રાખજો કે "કશા પણ ડાઘ વિનાની આબરૂ એ એક સૌથી ઉમદા અને ઉત્તમ કે જેની કિંમત ન કરી શકાય તેવું ઝવેર છે."** માટે હમેશાં સત્ય કર્મો કરવાં કે જેથી આ લોકમાં માન મળે અને પરલોકમાં સુખી થવાય.

A. M. V.

૩૫ **યાદ રાખજો કે** દરેક બાબતમાં પૂર્ણ અનુભવ મેળવ્યા સિવાય તમારો મત એકદમ આપી દેતા નહિ, કેમકે દરેક બાબતમાં ઉતાવળ કરવાથી નાસીપાસ થવું પડે છે. માટે **"ઉતાવળા સો**

**બ્હાવરા ઓર ધીરા સો ગંભીર"** એ કહેવત મુજબ બીજા અને ઝાઝા માણસોના વિચાર કરતાં આપણા વિચારો ઉમદા અને ઉત્તમ છે, એમ કહી તેનો તિરસ્કાર કદી કરવો નહિ. બીજાના વિચારો કદાચ તમારા મગજમાં ઉતરી શકે તેવા ન હોય તો પણ તેને ખોટા કહેવાથી હાંસી થાય છે અને સામા માણસને માઠું લાગે છે. માટે કોઈ સારૂં કામ કરવામાં એકલાએ વિચાર કરી નિર્ણય કરવા કરતાં આપણાથી વધારે અક્કલવાળા અને વિદ્વાનોનો મત લેઇને કરવું. કહેવાય છે કેઃ—**"કરવું પોતાનું ધાર્યું, પણ પુછવું સોને"** કેમકે **"સો વરસનો સુતાર અને પાંચ વરસનો ઘરધણી"** એ કાંઈ ખોટું નથી. કહ્યું છે કેઃ—

અનુભવી આગળ વાદજ વદે, ઊંટ આગળ જેમ પાળો ખદે;
ઉટ તણા આઘા મેલાણ, પાળાના તો છંડે પ્રાણ.

**નર્મદ.**

૩૬ વળી જે કોઈ માણસ એવું વિચારે કે મારે બીજા કોઈની ગરજ નથી તો તે તેની ભૂલ છે; પણ જે માણસ એવું વિચારે કે મારા વિના તો બીજાને ચાલશે જ નહિ, તો તેની તો મોટામાં મોટી ભૂલ સમજવી. માટે ધ્યાનમાં રાખજો કેઃ—

**દોહરો.**

એકલાના આધાર પર, કેમ ચાલે સંસાર;
ઓસડ એકનું એય તે, બેનુ ઓસડ બાર.

(મળેલુ.)

૩૭ આ તો ખરૂં છે કે એક ડાહ્યો માણસ બીજાની ખામીઓ દેખીને પોતાની ખામીઓ સુધારે છે, અને તે પોતાના અનુભવવડે કરીને

ડહાપણના રસ્તા ઉપર ચાલે છે; કેમકે **"ડાહ્યો ગુણ ગોતવામાં રોકાય છે અને મુરખ ખોડ શોધવામાં રોકાય છે"** એ કાંઇ ખોટું નથી. માટે દરેક માણસ પોતાના ચાકર કે પડોશીની સો ભૂલો શોધે તે કરતાં પોતાની એક ભૂલ શોધે એ વધારે બહેતર ગણાય છે, પણ પોતાની પહાડ જેવડી ભૂલ છતાં બીજાની રજ જેવડી ચૂક પેહેલી નજરે આવે છે. માટે તેમ ન રાખતાં આપણે આપણી ભૂલો સુધારીએ તો આપણામાંજ સુધારો થાય. કહેવત છે કે:—**"ડુંગર બળે તે જોવા કરતાં પગમાં બળે તે જોવું"** એ વધારે સારૂં છે.

૩૮ **વાંચનાર!** તારાથી બને તેટલું તું પારકાનું ભલું કરતો રહેજે એજ બહાદુરી છે. ખરેખરા ગરિબને મદદ કરવી અને "કિન્નો" તજવો. **યાદ રાખજો** કે પારકાનું બુરૂં ઇચ્છવું તે નામર્દાઇનું લક્ષણ કહેવાય છે; કેમકે તેથી પોતાનું જ બુરૂં થાય છે. કહેવત છે કે **"જેવું પારકું ઇચ્છે તેવું પોતાનું જ થાય"** અથવા **"ખોદીએ ખાડા તો આવે આડા"** એ કાંઇ ખોટું નથી. માટે જેવું વાવશો તેવું લણશો, કરશો તેવું ભોગવશો, બોલશો તેવું સાંભળશો, અને દગા કિસીકા સગા નહિ, એ સઘળા ન કર્યાં હોય તો કરી જુવો. પણ આટલી વાત તો ધ્યાનમાં રાખજો કે **"માણસ પોતાનું ભલું કે ભુંડું કર્યા સિવાય પારકાનું ભલું કે ભુંડું કરી શકે નહિ.** માટઃ—

**દોહરો.**

ઇચ્છે જેવું અવરનું, તેવું આપનું થાય;
નહિ માનો તો કરી જુવો, જેથી તુરત જણાય.

**દ૦ દ૦ ડા૦**

૩૯ તમે લડાઇમાં બહાદુરી મેળવશો તો રાજા પાસે જ માન મળશે પણ જો તમે જ્ઞાનમાં બહાદુરી મેળવશો તો આખી દુનિયામાં માન વધશે. માટે સરસાઈ મેળવવાની સખતાઇથી કાયર થશો નહિ, અને હમેશાં મધ્યમ બોલવું, મળેલી સ્થિતિ ઉપર સંતોષ રાખવો, તેમજ પોતાનો માનમરતબો વધારવાની કોશીશ કરતા રહેવું. ધ્યાનમાં રાખજો કે **"જે જ્ઞાનની સોબત કરશે તે એકાંતમાં કદી ગભરાવાનો નથી."**

૪૦ તમારે હરકોઇ કરાર કે કબુલાત કરવી પડે તે વખતે પક્કી સંભાળ રાખજો, કેમકે જેનો આગળ ઉપર અમલ થવાનો હોય તેમાં જો ચુક રહી ગઇ તો પાછળથી વિષમય થઈ પડે છે; કારણકે **"લખ્યું ભાખે"** એ કહેવત મુજબ પછીથી કાંઇ સુધારી શકાતું નથી. તેમાં વળી ઉપરી અમલદાર કે મોટા માણસ પાસે દરેક વાત કબૂલ કરતાં પહેલાં લાંબો વિચાર કરજો, કેમકે પાછળથી પસ્તાવું પડે નહિ. ધ્યાનમાં રાખજો કે **"થુંકયા પછી ગળાય નહિ"** કારણકે **"એક પેટીમાંથી બહાર કહાડેલી વસ્તુ આપણે અંદર મુકી શકીએ છીએ, પણ મોંમાંથી નિકળેલો શબ્દ પાછો અંદર લેઇ શકતા નથી."** માટે પ્રથમ તો વિચારીનેજ લખવું સારૂં, તેમાં વળી લખીને વિચારવું તે તેથી પણ વધારે સારૂ છે, અને વિચારીને લખવામા કોઈ ભૂલ રહી ગઇ હોય તો વખતે વિચારવાથી સુધારવાને બની આવે છે. માટે **"ભુલ્યા ત્યાંથી ફરી ગણો"** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ભુલ થઇ કે ચેતવું, એજ ખરો ઉપાય;
ભુલ્યો ત્યાંથી ગણુ ફરી, જેથી ભૂલ દેખાય.

(મળેલું.)

૪૧ આપણા વિષે કોઇ કાંઇ દ્વેષભાવથી બોલે તો તેનો ઉત્તર દેવાની કશી જરૂર નથી, કારણકે સાંભળનારના અંતઃકરણો જ તેનો જવાબ આપશે, કેમકે ખરૂ ખોટુ છુપુ રહેતું નથી. કહેવત છે કે **"પાણીનો પરપોટો પણ સાક્ષી પુરે"** એ કાંઇ ખોટું નથી. માટે **"સબસેં ભલી ચૂપ"** અથવા **"ન બોલ્યાના નવ ગુણ"** એ કહેવતો ખુબ ધ્યાનમાં રાખવી.

૪૨ દરેક કજીઓ ઘરમેળે પતાવવો, લડાઈ ટંટા કે લેણદેણની બાબતમા સરકાર દરબાર કે કોર્ટ કચેરીએ ચડવું નહિ. **"સરકારે ચડે તો પૈસાદાર જીતે"** એ કહેવત કાઈ ખોટી નથી. માટે ઘર મેળે પતાવવું એ ઘણી વાર ફાયદાભરેલુ થઇ પડે છે. માટે આવે વખતે **"જે જાય દરબાર તેનાં જાય ઘરબાર"** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૪૩ વળી તમોએ દરેક બાબતમાં થોડો ઘણો વગ કરી રાખવો જોઇએ, કેમકે વગવાળો માણસ હરકોઇ કામ સ્હેલાઇથી કરી શકે છે, અને વળી રાજ્ય દરબારમાં માન પામે છે; કારણકે જ્યા જોઇએ ત્યાં **"વગેવાવણા"** ચાલે છે. તેથી કહેવાય છે કે **"જેને હોય વગ તેમાં પહેલો પેસે પગ"** એ કાંઇ ખોટું નથી. માટ વગદાર થવું. કહ્યું છે કે:—

**દોહરો.**

બિના બસીલે ચાકરી, બિના ઢાલકો જવાન;
એ દોનું ફિક્કા લગે, જ્યુ કથ્થે બિન પાન.

(મળેલુ.)

૪૪ આપણા ઉપર કોઈ ખોટું કામ કરતો માલમ પડે તો એક વાર

તો તેને ક્ષમા કરવી, પણ જો બીજી વાર તેમ કરે તો તેને નસીહતે પહોંચાડવો; કેમકે કોઈ માણસ આપણને એક વાર ઠગે તો તેનો વાંક ગણાય; પણ જો તે બીજી વાર ઠગવામાં ફાવી ગયો તો તેમાં આપણોજ વાંક ગણાય છે. માટે **"થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ"** એ કહેવત ધ્યાનમાં રાખજો.

૪૫ દુષ્ટ માણસને કદી આશ્રય આપતા નહિ; કારણકે દુર્જન માણસનો **"નિરે તેને જ ખાય"** એ કહેવત મુજબ આશ્રય આપનારનેજ નડવું એવો સ્વભાવ હોય છે. માટે એવા માણસોને કદાપિ **"રોટલો આપવો, પણ ઓટલો આપવો નહિ."** **વિષ્ણુશર્મા** કહે છે કે **"કુકર્મીને ઘરમાં રાખીએ તો ઘરનો ધણી થાય"** એ કાંઈ ખોટું નથી. માટે દુર્જનથી દૂર રહેવું. બળદથી બે હાથ, ગાડાથી પાંચ હાથ, ઘોડાથી દસ હાથ અને હાથીથી હજાર હાથ દૂર રહેવું, પણ એક દુષ્ટ માણસથી તો દેશ મૂકીને પણ દૂર રહેવું; કેમકે માંખીના માથામાં, સર્પના દાંતમાં, અને વિંછીના આંકડામા જ ઝેર હોય છે, પણ દુર્જનના તો આખા શરીરમાં ઝેર હોય છે. કહ્યું છે કે:—

**મનહર છંદ.**

કોઇ કહે અતિઝેર, વિંછી તણા આંકડામાં;
કોઈ કહે તેથી ઘણું, સરપના તનમાં;
કોઈ કહે હોય ઝેર, હડકાયા કૂતરામાં;
કોઇ કહે હોય ઝેર, વરીના વચનમાં;
કોઇ કહે ઝેર ઘણું, રહે રતનાગરમાં;
કોઈ કહે ઝેર તણાં, ઝાડ ઝેરી વનમાં;
સુણો રૂડા રાજહંસ, દાખે **દલપતરામ;**
ઝાઝું ઝેર સૌથી ઝેરી, માણસના મનમાં.

૪૬ જે ચીજની તમારે જરૂર નથી તે ચીજ ગમે તેટલી સસ્તી મળતી હોય તોપણ તમે ખરીદ કરશો નહિ; કેમકે વખતે **"દમડીએ પણ ઊંટ વેચાય"** પણ ધ્યાનમાં રાખજો કે વગર જરૂરની ચીજ લેનારને વખતે જરૂરની ચીજને માટે રડવાનો વખત આવે છે, એ કાંઈ ખોટુ નથી. માટે વગર જરૂરની ચીજ લેવાની ટેવ રાખશો નહિ.

૪૭ સારી તક કાંઇ વારંવાર મળતી નથી, માટે જો તમે એક વાર મળેલી તક જવા દીધી તો પછી તેવીજ તક બીજી વાર તમારા હાથમાં આવે એવી આશા કદી રાખશો નહિ; **"કાળીચૌદસ ને આદિતવાર"** એ કોઇકિ વારજ આવે છે, માટે ધ્યાનમાં રાખજો કે **"જેણે આવેલી તક ખોઈ તેણે પોતાની સઘળી મિલકત ખોઇ"** એવું થાય છે, એ કાંઈ ખોટું નથી. કહ્યું છે કે: **"ટકો મળે પણ તક ન મળે"** માટે-

**દોહરો.**

સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ;<br>
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.

**ક૦ દ૦ ડા૦**

૪૮ બોલેલો બોલ, મારેલુ તિર, જુવાનીનુ જોર અને ખોયેલો વખત એ ચારે એક વાર ગયા તો પાછાં ફરીને આવતાં નથી. માટે વિચારીને બોલવું અને વખત પ્રમાણે વર્તવું. **ધ્યાનમાં રાખજો કે "વખતનાં ગીત વખતે ગવાય" તો જ સારાં લાગે.**

૪૯ જરૂરના કામથી ફારક થયા પછી પણ માફકસર મશ્કરી કરવી, નહિતો તેમાંથી વિનાશ થાય છે. માટે **"મશ્કરીનાં માઠાં મૂળ"**

એ કહેવત ધ્યાનમાં રાખી સામા માણસને માઠું ન લાગે તેની સંભાળ રાખવી; કેમકે વખતે **"મશ્કરીની ઠશ્કરી"** અથવા **"હાંસીમાંથી ખાંસી"** થઈ પડે છે. **"ઝાઝા દાંત રોયાના"** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો; કારણકે વખત વિનાનું હસવું તે બરોબર ગણાય છે. માટે **"દેખાડીએ માયા પણ ન દેખાડીએ દાંત અને કાયા."** યાદ રાખજો કે **"મોજમજાહ અને હસવું રમવું એ થોડી વાર હસાવે છે ખરાં; પણ અંતે રોવરાવ્યા વગર રહેતાં નથી."**

૫૦ હમેશ ચાલવાથી શક્તિનો નાશ થાય છે, ઉદ્યોગ બંધ રાખવાથી દ્રવ્યનો નાશ થાય છે, નહિ સંભાળવાથી વિદ્યાનો નાશ થાય છે, બાંધી રાખવાથી ઘોડો (વુનમતિ) હઠવાળો થાય છે, મૈથુન વગર સ્ત્રીને જરા (વૃદ્ધપણું) પ્રાપ્ત થાય છે; કહ્યું છે કેઃ—

### દોહરો.

પાન સડે ઘોડા હઠે, બિદ્યા બિસર જાય;
અંગારે રોટી જલે, કહો ચેલા ક્યુ થાય ?

**જવાબ**–ફિરાયે નહીં ઉસ લિયે.

૫૧ તમારે કદાચ મૂરખ માણસોની મૂરખાઇભરેલી વાતો સાંભળવી પડે તો તે સાભળીને તેમાંથી સાર માત્ર ગ્રહણ કરજો; કેમકે જે મૂરખ શ્રોતાઓ છે તે પંડિતની વિવેકદાર વાણીમાં સમજતા નથી; જેમકે અંધપતિની પત્ની સોળે શણુગાર સજીને ગમે તેવા હાવભાવ બતાવે તથાપિ તેના મનોર્થ સઘળા વ્યર્થ જાય છે, અને બ્હેરા પાસે ગાયનનો શ્રમ વ્યર્થ જાય છે તેમ પંડિતનાં મર્મનાં વચનો હવામાં ઉડી જાય છે. કહ્યું છે કેઃ—

## કવિત.

જડ્ કહા જાને ભટ્ટકો ભેદ, કુંભાર કહા જાને ભેદ જગાકો;
મૂઢ કહા જાને ગૂઢકી બાતમે, ભીલ કહા જાને પાપ લગાકો;
પ્રીતકી રીત અતીત કહા જાને, ભેંસ કહા જાને ખેત્ર સગાકો;
કવિ **ગંગ** કહે સુન શાહ અકબ્બર, ગધા કહા જાને નિરગ ગાકો.

**માટે,—**

## દોહરો.

અંધા આગળ આરસી, બહેરા આગળ વાત,
મૂરખને સમજાવતાં, સામો થાય સંતાપ.

( મળેલુ )

**૫૨** જનાવર સરખાં પણ રાખેલી માયા અને કરેલો ઉપકાર ભૂલતાં નથી. તો પછી માણસોએ શામાટે ભૂલવું જોઇએ ? **ધ્યાનમાં રાખજો** કે વખતે તણખલુ સરખું પણ કામમા આવે છે. કહેવત છે કે **"સંઘર્યો સાપ પણ કામનો"** માટે કોઇએ કદાપિ આપણો કાંઈ અવગુણ કર્યો હોય, તોપણ તે મનમા નહિ લાવતાં લાગ આવે તો તેના ઉપર ઉપકાર કરવો; તેમાં જ મોટાઈ છે, તેમાં જ માન છે, અને તેમાંજ ડહાપણ છે. કહ્યુ છે કે:—

## દોહરો.

અવગુણ ઉપર ગુણ કરે, એ સજ્જન અભ્યાસ;
જો સુખડ સળગાવીએ, આપે સરસ સુવાસ.

ક૦ દ૦ ડા૦

**૫૩** અપ્રમાણિકપણું જાહેર થયેથી દરેક કામમાં ગેરલાભ થાય છે, અને કોઇને આપેલી આશાનો ભંગ કરવાથી સામો માણસ શત્રુ થઈ પડે છે. માટે પ્રમાણિકપણે ચાલવું અને દુશ્મનો વધારવા

નહિ; કારણકે ઝાઝા દુશ્મનો કોઇ વાર પ્રાણ લેનારા થઇ પડે છે, જેથી વેરી વધારવા નહિ. **“ જેનો દિવસ પાધરો તેનો વેરી આંધળો ”** એ ખરૂં છે, તોપણ **“ધ્યાનમાં રાખજો કે દુશ્મન સાથે દોસ્તી અને વ્હાલા સાથે વેર”** કદી કરવાં નહિ. કહ્યું છે કેઃ—

**વ્હાલાશું વેર ન કીજીએ, ચુકી ન દીજે ગાળ;**
**ધીરે ધીરે છાંડીએ, જેમ સરોવર છંડે પાળ.**

૫૪ વળી જે શત્રુ છે તે પેહેલાં નાને વેશે કરીને પ્રવેશ કરે છે, અને પછીથી ધીમે ધીમે જોગવાઇ જોતો જોતો મોટું રૂપ ધારણ કરીને પાણીના તરંગની પેઠે નાશ કરે છે. માટે શત્રુ અને રોગને સદા સબળા ગણી તેનો વિશ્વાસ કદી કરવો નહિ. **“ વિષ્ણુશર્મા ”** કહે છે કે આપણો શત્રુ લાલચુ હોય તો ધન આપીને રાજી કરવો, અહંકારી હોય તો નમ્રતાવાળી મીઠી વાણીથી વશ કરવો, અને તે છતાં પણ હુજ્જત કરતો હોય તો સફાઈ ન કરતાં નમ્રતા પકડવી એ વધારે ઠીક છે. શત્રુ છે તે કામના જેટલીજ પ્રીતિ રાખે છે પણ કામ થયા પછી પાછો ઘાત કરવાને ચૂકતો નથી; કહેવાય છે કે **“ કરજ, રોગ, અગ્નિ, અને શત્રુનો લેશ માત્ર રહેલો ભાગ પણ પળ વારમાં મોટી ખરાબી કરનારો થઇ પડે છે ”** એ કાંઈ ખોટું નથી. માટે એ ચારેથી સાવધ રહેજો. કહ્યું છે કેઃ—

### ઇંદ્રવિજય છંદ.

કોમળ વાત કરે પણ ઘાત, ઘડી, ઘટમાં ઘડીમાં ઘર ઘાલે;
આતુરતા બતલાવી અહોનિશ, ચાતુરતા ચિત્તમાં ધરી ચાલે;

સ્વારથ સાધી ઉપાધિ તણા ખળ, ઝાડ કરી ઝટ મારગ ઝાલે;
દોસ્તી કીધે **દલપત્ત** કહે, દિલ સંકટના બહુ કંટક સાલે.

૫૫ " **વિષ્ણુશર્મા** " કહે છે કે શત્રુ, પાપી, ખોટો મિત્ર, દુર્જન, અને વેશ્યા એટલાં સાથે સીધાં ચાલીએ નહિ, અને ચાલીએ તો બચીએ નહિ. " **આડે લાકડે આડો વ્હેર** " એ કહેવત ધ્યાનમાં રાખી, થાય તેવા થવું. તેમજ સાધુ, ગુરૂ, અને દેવ એટલા સાથે કપટ રાખીએ નહિ, અને રાખીએ તો નર્કમાં જઇએ એ કાંઈ ખોટું નથી.

૫૬ દરેક માણસને તંદુરસ્તી, પૈસો, ઇચ્છા અને પરમેશ્વરની મદદ એ ચારે વસ્તુની ઘણીજ અગત્ય છે. તેમાં વળી પૈસો, કુળદીપક પુત્ર, સદ્ગુણી સ્ત્રી અને શરીરે આરોગ્યતા, એટલાં વાનાં જેના પાસે હોય, તેજ ખરો સુખીઓ ગણાય છે. સ્વર્ગમાં પણ એથી વધારે સુખ મળવાનુ બીજું શુ હતું ? મતલબ કે તેને અહિંયાંજ સ્વર્ગ છે. કહેવત છે કેઃ—

**પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ તે ઘેર દીકરા;**
**ત્રીજું સુખ તે કોઠીએ જાર, ચોથું સુખ સુકુળની નાર.**

એ કાંઈ ખોટું નથી. વળી કહેવાય છે કેઃ—

**સુખે સુવે કુંભારકા પૂત, સુખે સુવે વિધવાકા સૂત;**
**સુખે સુવે જોગી અબધૂત, સુખે સુવે જગમાં જમદૂત.**

૫૭ સમયસૂચકતા, ચાતુરતા, તર્કબાજપણું, ન્યાય, પ્રપંચ, કદર, હિંમત, અને રોફ એ સઘળાં માણસને શિખવ્યાંજ આવડતાં નથી; પરંતુ તે તો પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે. કહેવત છે કેઃ—

**તરવું તાંતરવું ને તસ્કરવું, નાડી ને વળી ન્યાય;**
**રાગ પાઘ ને પારખું, એ આઠે આપ કળાય.**

૫૮ એક ગરજવાન માણસને હમેશાં નીચું જોવું પડે છે, કેમકે "**ગળ્યામાં ગળી ગરજ**" એ કાંઈ ખોટું નથી. કહેવાય છે કે "**ગરજે ગધેડાને પણ કાકો કહેવો પડે**" પણ એક બીન-ગરજવાળો માણસ કોઇની પરવા ધરાવતો નથી, માટે ગરજવાન થવું નહિ. કહેવત છે કે "**ગરજવાનની અક્કલ જાય અને દરદવાનની શિક્કલ જાય.**" કહ્યું છે કેઃ—

**દોહરો.**

આપ આપની ગરજથી, ગરજુ જગત જણાય;
વગર દરદ ઘેર વૈદને, જરૂર કોઈ નવ જાય.

ક૦ દ૦ ડા૦

૫૯ લોભી પાસે સવાલ કરવો તે આબરૂ ગુમાવવા બરાબર છે. તે કરતાં દિલની આશા બર ન આવે તે બેહેતર છે, કે જે આશા કોઈ નીચ અને નાલાયક આદમી પાસે માગવી પડે. માટે જે શખસ તમારો સવાલ કબુલ રાખે તેમ ન હોય તેની પાસે કદી વચન નાંખશો નહિ; કેમકે નાહક '**સોનાની જાળ પાણીમાં નાંખવાથી**' પસ્તાવું પડે છે. કહ્યું છે કેઃ—

**કુંડળીયો.**

બચન સુનેરી જાલરી, બેહદ ઘડી સુનાર,
ઠેર ઠેર ચિત્ત રાખકે, મત પાનીમેં ડાર;
મત પાનીમેં ડાર, ગઇ સો હાથ ન આવે,
પડી ખલક કે પાસ, આપ કો માન ગુમાવે;
કથે સો કવીઆ **કાન**, અબેં નહીં લાજ હુનેરી,
મન પાનીમેં ડાર, જાલરી બચન સુનેરી.

એ કાંઇ ખોટું નથી; કેમકે સિંહની મૂછ, ભોરિંગનો મણિ, પતિવ્રતાનુ પતિવ્રત અને કૃપણ પાસેથી દ્રવ્ય એ સઘળાં જીવતાં હોય ત્યાંસુધી તો હાથ આવવાની આશા કદી રાખવીજ નહિ. કહેવાય છે કેઃ—

**દોહરો.**

સિંહ મૂછ ભોરિંગ મણિ, કૃપણ દ્રવ્ય સતી નાર;
જીવ ગયે પરકર જશે, પડ પાસા પોબાર.

**નંદબત્રીસી.**

૬૦ કહ્યુ છે, કે કોઇનો ભેદ ભરમ ખુલ્લો કરતા નહિ, કેમકે "**ખિસા ખાલી પણ ભરમ ભારી**" એ કહેવત મુજબ ભરમ છે તેજ માણસની આબરૂ છે; કારણકે ભરમવાળી વાત હમેશાં કિંમતદાર ગણાય છે. "**કહ્યો કોયડો કોડીનું મૂલ્ય**" એ કાંઈ ખોટુ નથી; કેમકે કોઇનો ભેદ ખુલ્લો કરવાથી હલકાઇ જાહેર થાય છે. ભેદ રાખવાથી એક કાગના હજાર તો કોડી જેવી નજીવી ચીજના સવા લાખ રૂપિયા ઉપજ્યા હતા. અને તેથી કહેવાય છે કેઃ—

**દોહરો.**

બાંધી મુઠી લાખની, ઉઘાડી વા ખાય;
કાગા મૂલ હજાર તો, કોડી લાખ સવાય.

( મળેલું. )

૬૧ "**વિષ્ણુશર્મા**"નું આ કિંમતી વાક્ય **ધ્યાનમાં રાખજો** કે જે કોઇ ગરીબ થઇ તાલેવંતનો સંગ કરે તે અંતે ભિખારી થાય એ કાંઇ ખોટું નથી; કેમકે મોટાની વધારે દોસ્તી રાખવાથી અંતે પસ્તાવું પડે છે. કહેવાય છે કે મોટા પાસેથી ગરીબોએ જે મેળવવાની આશા બાંધેલી હોય છે તે કરતાં પણ ગરીબ પાસેથી

મેળવવાની મોટાએ વધારે આશા બાંધેલી હોય છે. કહેવત છે કે "**સોનાના ચુડાવાળી દાતણવાળીનું ખાય.**" વળી મોટાને ગરીબે કાંઇ ગુણ કર્યો હોય તોપણ તે તેના ધ્યાનમાં આવતો નથી. માટે '**મોટાના પેટમાં પેસવું અને પિલાઈ મરવું**' એ કહેવત ધ્યાનમાં રાખી મોટાની વધારે દોસ્તી કરશો નહિ. કહ્યું છે કેઃ—

**દોહરા.**

સજન સમા બિચારીએ, અપના કુલકી રીત;
બરાબરીસેં કીજીએ, બિવાહ બેર ઓર પ્રીત.
**કેમકે**–રાગ વિના રાગોડવું, નિર્ધનીયો કુટાય,
નબળો સબળાને ગુણ કરે, તે આટા લુણમાં જાય.

( મળેલું. )

૬૨ આ તો ખરૂં છે કે જો કોઇ મોટાએ એકાદ અયોગ્ય કામ કર્યું હોય તોપણ તેને કોઇ કહી શકશે નહિ, પણ જો કોઈ ગરીબે એકાદ સાધારણ કામ કર્યું હોય તો તે અયોગ્યજ ગણાશે. કહેવત છે કે "**મોટા જે કરે તે છાજે, છતાં ઢોલ નગારાં વાગે**" અને "**નાના જે કરે તે જાય, ઉપર ગડદા પાટુ ખાય**" એ કાંઈ ખોટું નથી. કહ્યું છે કેઃ—

**દોહરો.**

મોટાને કહેવાય નહિ, નાનાને કહેવાય;
સાસુમાં સો વાંક પણ, વહુનો વાંક કઢાય.

કુ૦ દ૦ ડા૦

૬૩ જેઓ અધુરા છછાંછળા અને દ્વેષી છે, તેઓજ સ્તુતિના અતિ લોભી હોય છે. પણ એક વિચારવંત તેથી દૂર રહે છે, કેમકે તે તો

જાણે છે કે મારી ખોટી સ્તુતિ કરનારા અતિ જુઠા છે, અને તેથી તેના સહવાસથી તેના દુર્ગુણો કદાચ આપણને વળગી જશે. એમ સમજીને તેઓ ખુશામતખોર અને ખોટાં વખાણ કરનારાથી દૂર રહે છે. ધ્યાનમાં રાખજો કે **"મ્હોંના મીઠા તે દીલને કુડા"** હોયજ. માટે તમે ખુશામતખોરોથી દૂર રહેજો કહેવાય છે કે:—

**દોહરો.**

નમન નમનમેં ભેદ હે, બ્હોત નમે નાદાન;
દગલબાજ દુના નમે, જયુ ચિત્તા ચોર કમાન.

૬૪ તમે રાજાની ગુપ્ત વાત કદી બહાર પાડતા નહિ, કેમકે **'હોઠ બહાર તે કોટ બહાર ને પેટમાં તે પેટીમાં'** એ કહેવત ધ્યાનમાં રાખી ગુપ્ત રાખવા જેવી વાત ગુપ્તજ રાખજો, કારણ કે વિષ એકનોજ જીવ લે છે, પણ જો રાજા કોપે તો આખા કુટુંબનો પ્રાણ લે છે, માટે **'રાજપ્રકરણી બાબતોની પકએ ન ચડવું.'** મહા પંડિત **'વિષ્ણુશર્મા'** કહે છે કે જન્મન જન્મ સુધી રાજાની સેવા કરી હોય, તથાપિ એકાદ વખત જો કસુર થઇ તો એ સઘળા ગુણો ભૂલી જઇ જીવ લેવાને તત્પર થાય છે. કહેવત છે કે **'રજપુત ને ગરજપુત'** એ કાંઇ ખોટુ નથી. માટે રાજાનુ સેવન યત્નથી કરજો. કેમકે—"राजाकालस्य कारणम् ।"

૬૫ તમે ગમે તેટલું સંકટ વેઠજો પણ કરજ કદી કરશો નહિ, કેમકે કરજથી કંઇક કુવે પડેલા છે, કંઇકે આપઘાત કર્યા છે અને કંઈ વિષ પીધાં છે; કારણકે કોડીની કિંમતના લેણદાર પાસે કરોડોની કિંમતના કરજદારને નિચું જાવું પડે છે. કહેવત છે કે **"કરજ**

**વાન ને ગરજવાન"** એ કાંઇ ખોટું નથી. માટે શિર જાય તોપણ કરજ કરવું નહિ, કેમકે **"વ્યાજને ઘોડા પણ પહોંચે નહિ."** **ધ્યાનમાં રાખજો** કે જબરો **રાવણ** એકજ **રામ** પોતાને માથે ચડી આવવાથી લંકા જેવું પ્રબળ રાજ્ય ખોઇ બેઠો, ત્યારે જેના ઉપર (વ્યાજના) અનેક રામ ચડતા હોય તો પછી તેની તો પુરેપુરી કમબખ્તી થાય તેમાં શી નવાઈ? કહેવાય છે કે **"ઉધાર હાથી લેવાય પણ રોકડે બકરી ન લેવાય"** **માટે "કરજ કરીને ઉઠવા કરતાં ભુખ વેઠીને સુવું"** એ વધારે બેહેતર છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

એક રામ ચડતાં ગયું, રાવણુ કેરૂં રાજ;
સોળ રામ શિરપર ચડે, કહો રહે કયમ લાજ?

કo દo ડાo

૬૬ જેમ કાણું વાસણુ નકામુ ગણાય છે તેમ જે પોતાના પેટમાં વાત રાખી શકે નહિ તે માણસ પણ નકામુ ગણાય છે; માટે સમુદ્રમાં પડયું તે ગયું, જડબુદ્ધિને શીખવ્યુ તે પણ ગયુ, અગ્નિહોત્ર વિના હોમ્યું તે પણ ગયું, જુગારીને આપ્યુ તે પણ ગયુ, સ્ત્રીને કહ્યું તે પણ ગયું, અને જેના પેટમાં વાત રહે નહિ તેની પાસે કહ્યું તે પણ ગયું. માટે દરેક કામ કરતાં પેહેલાં તેના ફળ અફળ વિષે વિચાર કરવો જોઇએ. ધ્યાનમાં રાખજો કે—**"કાણે ઘડે પાણી ભરાય નહિ."**

૬૭ દરેક માણસે વગર વિચારનું રહેવું નહિ, કેમકે તરતું તુંબડું અને વગર વિચારનું માણસ એ બેઉ સરખાં ગણાય છે. વગર

વિચારનુ માણસ જીવતું હોય તોપણ મુવા બરાબર ગણાય છે, એ કાંઇ ખોટુ નથી.

૬૮ દરેક માણસને પોતાના પ્રમાણિકપણાના પ્રમાણમાં પૈસો અને પદવી પ્રાપ્ત થાય છે. માટે પ્રમાણિકપણે ચાલવું. સાચું બોલનાર માણસે લોકોની બદબોઇથી ડરવું નહિ, કેમકે અગ્નિને પાણીજ ટંડો કરશે તેમ સાચુ બોલવાથી થયેલી બદબોઇ પોતાની મેળેજ બંધ પડશે. કહેવત છે કે '**સાચે રાચે રામ અને જુઠાને કપાળે ડામ**' એ કાંઈ ખોટું નથી.

૬૯ વળી રસ્તે ચાલતાં કોઇને હરકત થાય તેમ કરતા નહિ. તપાસીને ચાલવાની ટેવ રાખવી. કાંઈ વસ્તુ તમને જડે તો તુરત જાહેર કરી તેના માલિકને સ્વાધિન કરજો. "**કોડી હરામ અને બચકા હલાલ**" એ કહેવત મુજબ જડેલી વસ્તુ પચાવી પાડશો નહિ; કારણકે તેમ કરવું તે પણ એક જાતની ચોરીજ ગણાય છે. કદાપિ જડેલી ચીજનો માલિક તમને કાંઇ આપે તો તે રાખો તેની ચિંતા નથી, પણ પડેલી ચીજ પચાવી પાડવાથી હલકાઈ જાહેર થાય છે. માટે કહ્યુ છે કેઃ—

**સેજ મિલા સો દુધ બરાબર, માંગ લિયા સો પાણી;**
**ખેંચ લિયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા વાણી.**

૭૦ જેનું તમે અન્ન ખાધું, જેના આશ્રયથી આબરૂવાન થયા, જેનાથી તમારી ચડતી થઈ, અને જેનાથી તમને લાભ થયો તેનો અનાદર કદી કરશો નહિ. "**બેસવાની ડાળ ભાગવી નહિ**" એ કહેવત હમેશાં ધ્યાનમાં રાખજો.

૭૧ **યાદ રાખજો કે** દુનિયામાં કરેલો ઉપકાર ભૂલી જનારા ૭ છે.

( ૧ ) પરણેલો પુત્ર માને.
( ૨ ) શિખવેલો શિષ્ય ગુરૂને.
( ૩ ) સંભોગ થઇ રહ્યા પછી સ્ત્રી પુરૂષને.
( ૪ ) વ્હાણુ પાર આવ્યા પછી ઉતારૂઓ ખારવાને.
( ૫ ) કામ થઇ રહ્યા પછી અસીલ વકિલને.
( ૬ ) દરદ દફે થયા પછી રોગી વૈદ્યને.

માટે ધ્યાનમાં રાખજો કેઃ—

**ગુણાંસે ગુણ કિયા, તો કોઈ દિન ગુણ જોયા;**
**નગુણાંસે ગુણ કિયા, તો આટા ફુલમેં ધોયા.**

એ કાંઇ ખોટું નથી. માટે પાત્ર જોઇને પરોપકાર કરજો; કેમકે કહેવાય છે કેઃ—

**દોહરો.**

પરી ગરજ મન ઓર હે, સરી ગરજ મન ઓર;
**ઉદયરાજ** મન મનુષકો, રહે ન એક હી ઠોર.

૭૨ દુનિયામાં ગુપ્ત વાત ખુલી થનારાં ૭ દ્વાર છે.

( ૧ ) મદ્યપાન કરનાર.
( ૨ ) નિદ્રાવાન.
( ૩ ) આસપાસ જોવાની અસાવધતા.
( ૪ ) અન્યાડી સેવક.
( ૫ ) અજ્ઞાન સ્ત્રી
( ૬ ) હજામ.

૭૩ ભોજન અને ભુખના બે પ્રકાર હોય છે, કેમકે જેનુ ભોજન નાનુ તેની ભુખ મોટી હોય છે, અને જેની ભુખ નાની તેનુ ભોજન મોટું હોય છે. કહેવત છે કે "**ભુખ્યો જાણે ધરાઈશ નહિ અને ધરાયો જાણે ખાઈશ નહિ.**"

૭૪ માણસ જ્યારે બ્હેકી જાય છે ત્યારે એમ સમજે છે કે મારો બરોબરીઓ કોઈ નથી પણ તેમાં તે ભુલે છે, કેમકે **“શેરને માથે સવાશેર તો હોયજ”** એમ સમજી પોતાના બળ વિષે ગર્વ આણવો નહિ. કહ્યું છે કે—

**બળ થોડું ગર્જે ઘણું, રહે છે ઠામ શરદ;**
**સૌથી કરડે ચોગણો, મચ્છર બડા મરદ.**

૭૫ કાંઇ વાંધો પતાવવો તો જોનાર પાસે આણવો, કેમકે **“ભેંસ પાણીમાં અને બજારમાં સાટું”** એ બને નહિ. તેમાં વળી બની શકે ત્યાંસુધી તો દેણદારોએ પોતાની વષ્ટિમાં ગરીબ પંચો પસંદ કરવા; કેમકે શ્રીમંતોને ગરીબોના ગજાંની ખબર હોતી નથી; તે તો **“જેવા પોતે હોય તેવાજ બીજાને દેખે છે.”**

---

## મહાપંડિત વિષ્ણુશર્માનાં કહેલાં દરેક માણસે હમેશાં મુખપાઠ કરવાના નિયમો.

---

૧ કોઈ મુગાં, બેહેરાં, લુલાં, લંગડાં કે આંધળાં માણસોની નાચારી કે ખોડ સામે કદી હસવું નહિ, તેમજ મશ્કરી પણ કરવી નહિ; કેમકે એવી બાબતમાં મશ્કરી કરવાથી માણસને બહુ લાગી આવે છે. માટે કહ્યું છે કે:—

**દોહરો.**

અંધાને અંધો કહે, કડવું લાગે કે'ણ;
ધીરે ધીરે પુછીએ ભાઈ, શ્યાથી ખોયાં નેણ ?

( મળેલું. )

૨ હમેશાં જીંદગીની સંભાળ રાખવી, સરસાઈ મેળવવાની સખ્તતાઇથી કાયર થવું નહિ, મધ્યમ બોલવું, સારી રીતે ચાલવું, મળેલી સ્થિતિ ઉપર સંતોષ રાખવો, કોઈ કામમાં ગભરાવુ નહિ, અને હમેશાં પોતાનો માનમરતબો વધારવાની કોશિશ કરવી. કાંઈ સારૂં કામ કરતાં થોભવું એ નાઉમેદીનું પેહેલું પગલું ગણાય છે, કેમકે સારૂં કામ કરવાનો વખત કોઇક વાર જ આવે છે. માટે નાઉમેદ થવું નહિ.

૩ કરજ, રોગ, અને અગ્નિનો લેશ માત્ર રહેલો ભાગ પળ વારમાં મોટી ખરાબી કરનારો થઈ પડે છે. માટે તે જ્યાંસુધી ન વધ્યાં હોય તેટલામાં તેનો નાશ નહિ કરનાર ગમે તેવો બળવાન હોય તથાપિ તેના હાથથી તે માર્યો જાય છે.

૪ રસ્તે ચાલતાં કોઈ ચીજ ખાવી નહિ, વગર કામે રખડવું નહિ. ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે તેવી વસ્તુઓનો જ સંગ્રહ કરવો. મોજશોખની વસ્તુઓનો વધારે ઉપયોગ કરનારને જરૂરની વસ્તુ સારૂ ફાંફાં મારવાનો વખત આવે છે.

૫ મુસાફરીમાં કરેલા મુકામથી ઉપડતી વેળા તપાસ કરીને પછી આગળ ચાલવું. અજાણ્યા સાથે મુસાફરી કરવી નહિ અને પરદેશમાં જઇને પ્રીતિ મેળવવી.

૬ હકિમ લોકોની તાબેદારી કરવી સારી પણ તેની નકલ કરવી તે ઘણી હાનિકારક છે. ધ્યાનમાં રાખજો કેઃ—" **સુંઠને ગાંઠીએ ગાંધી** " થવાય નહિ.

૭ એકલાએ ખાવું નહિ, એકલાએ દૂર વાટે ચાલવું નહિ, એકલાએ બધું દ્રવ્ય રાખવાની ઇચ્છા રાખવી નહિ, અને ઘણા જણા સુતા હોય ત્યાં એકલાએ જાગવું નહિ.

૮ તપ એકલાએ કરવો, અભ્યાસ બે જણાએ કરવો, ગાયન ત્રણ જણાએ કરવુ, પરદેશ ચાર જણાએ જવું, ખેડ પાંચ જણાએ કરવી, અને યુદ્ધ ઘણા જણાએ મળીને કરવુ. કહ્યું છે કેઃ—

**દોહરો.**

અલગ પડીને એકઠા, અકેક ધન લેનાર;
સંપીને સાથે વસે, બે એકડે અગીયાર.

ક૦ દ૦ ડા૦

૯ જે ગામમાં રાજા નથી, નદી નથી, વૈદ્ય નથી, અને ધનવાન નથી એ ગામમાં એક દહાડો પણ રહેવું નહિ.

૧૦ જે ગામમાં ઇનિસાફ નથી, વિદ્યાનાં સાધનો નથી, વિવેકની વૃત્તિ નથી અને ઉદ્યોગ નથી. એ ગામમાં ડાહ્યા માણસોએ ક્ષણ માત્ર પણ રહેવુ નહિ. ધ્યાનમાં રાખજો કે **"એક દુષ્ટ રાજાના રાજ્યમાં અમિર તરિકે રહેવા કરતાં એક ભલા રાજાના રાજ્યમાં કુતરા તરિકે રહેવું એ વધારે બહેતર ગણાય છે."** કેમકે નહિ તો પાવૈયાના શેહેરમાં ગણિકાએ દુકાન કર્યા જેવું થાય કહ્યું છે કેઃ—

**કુંડળીઓ.**

પાવૈયાકે શેહેરમેં, પાતરે કરી દુકાન,
તેલ જલાયા ગાંઠકા, કછુ ન પામી માન;
કછુ ન પામી માન, પાતર દિલમેં ખુબ રોઈ,
એ ભડવે કે શેહેરમેં, સો અપની પત ખોઈ;
કહે **દિન દરવેશ,** ભેખ ભવઇઆકા,
કયું નહિ સમજી નાર, **શેહેર** પાવઇયાકા.

( મળેલું. )

૧૧ નદીનો, નખવાળા જાનવરનો, રાજાનો, સ્ત્રીનો, અને શસ્ત્ર ધારણ કરનારનો વિશ્વાસ કદી કરવો નહિ, કેમકે તે કોપાયમાન થયાથી પ્રાણ લેનારાં થઇ પડે છે.

૧૨ અગ્નિ, રાજા, ગુરૂ, સર્પ, સ્ત્રી, જળ, મૂર્ખ, કરજ, અને રોગ એ સઘળાનુ સેવન હમેશાં યત્નથી કરવું; કેમકે આળસથી કર્યું હોય તો તેઓ તેજ વખતે પ્રાણ લેનારા થઇ પડે છે.

૧૩ રાજા, ગણિકા, જમ, અગ્નિ, ચોર, બાળક, યાચક, કાટો, અને કષ્ટ એ સઘળાં બીજાની દયા આણુતાં નથી પણ પોતાનુ જ કામ કરે છે.

૧૪ જે ખાતા ખાતાં ચાલતો નથી, હસ્તાં હસ્તાં બોલતો નથી, ગયેલાનો શોક કરતો નથી, કરેલાનુ અભિમાન ધરતો નથી, ને બે જાણુ વાત કરતા હોય ત્યા ત્રીજો થતો નથી એ જ ડાહ્યો માણસ ગણાય છે.

૧૫ સ્ત્રીના ચરિત્ર, વ્યસનીની પ્રીતિ, જુગારીનુ વચન, ઓરમાઇ માનુ હેત, ગણિકાની લાજ, દુશ્મનની નમ્રતા, કાગડાની પવિત્રતા, સર્પમાં અમૃત, અને રાજાની રહેમ એ સઘળાં કદી સાચાં હોતાં નથી.

૧૬ કુલટા સ્ત્રી, કુસ્વામી, કુમિત્ર, અને કપટી એટલાની પ્રીતિ વિજળીના ચમકારા સમાન જાણવી, કેમકે તે ઉત્પન્ન થઇ કે તુરત નાશ પામે છે.

૧૭ વાઘ, સર્પ, રાજા, બાળક, મધમાખ, પારકું કુતરૂં, અને મૂર્ખ એ સઘળાંને સુતાં કદી જગાડવાં નહિ.

૧૮ ચાકર, વટેમાર્ગુ, દરવાન, ભંડારી, ક્ષુધાવાન, અને વિદ્વાન એટલાએ હમેશાં જાગતાં રહેવું.

૧૯ અગ્નિ, ગુરૂ, બ્રાહ્મણ, વૃદ્ધ માણસ, અને કુમારિકા, એ પાંચેને કદી પગ અડાડવો નહિ.

૨૦ સાપ, જળાશય, ઝેર, અને અગ્નિ એટલાંથી હમેશાં દૂર રહેવું. કહેવાય છે કે **"સાપ કેફ ને જળની રેલ, તેની સાથ ન કરીએ ખેલ."**

૨૧ પુરૂષમાં વાળંદ, સ્ત્રીમાં માલણ, પશુમાં શિયાળ, અને પક્ષીમાં કાગડો એ બધાંને ઠગ જાણવાં.

૨૨ રાણી, ગુરૂપત્ની, મિત્રની સ્ત્રી, સાસુ અને પોતાની માતા એ સૌને માતા સમાન ગણવી.

૨૩ અદેખો, નિંદિત, અસંતોષી, બિકણો, ક્રોધી, સદાય શંકા લેનાર, અને પારકા ઉપર પેટ ભરનાર એટલા હમેશા દુઃખી રહે છે.

૨૪ અભિમાની, મિથ્યા વિવાદી, અપરાધી, ક્રોધી, એકલપેટો, અને મિત્રઘાતી એટલાનો જીવ હમેશાં જોખમમાં રહે છે.

૨૫ શાંતિ, ધૈર્ય, ઇંદ્રિયનિગ્રહ, પવિત્રતા, કરૂણા, મૃદુ ભાષણ, અને સત્ય· તા એ સઘળાં ધનસંપત્તિનાં સાધનો છે.

૨૬ સત્ય કર્મ, ધર્માચરણ, વિદ્યા, પ્રયત્ન, નિષ્કપટપણું, અને સત્સંગ એ સઘળાં મનુષ્યનો ઉદય કરનારાં છે.

૨૭ કામ, ક્રોધ, અપમાન, ઉન્મત્તાઈ, કલેશ, દંભ, મોહ, મત્સર, પાપ-કર્મ, રાજદ્રોહ, ચુગલી, વૈર, ગર્વ, અને દુર્જન જોડે વિવાદ એ સઘળાં ત્યજનાર મનુષ્ય મહાત્મા ગણાય છે.

૨૮ જે માણસ ધર્મને છોડી દઇ કામને વશ થાય છે, તેનો લક્ષ્મી, પ્રાણ, અને ધન ઉતાવળે ત્યાગ કરી જાય છે.

૨૯ નિર્લજ, લુચ્ચા, દુષ્ટ, ખટપટિયા, ચાડિયા, વૈર વધારનાર, નિંદિત, કામાતુર, વ્યસની, અને ક્રોધી એટલાનો સંગ કરવાથી સુખી થવા-ની આશા કદી રાખવી નહિ.

૩૦ ક્રોધ, અપમાન, ક્લેશ, પુત્રનુ મરણ, કુલટા સ્ત્રી, કરજ અને કષ્ટ, એ સઘળાં હમેશાં વિના અગ્નિએ બાળનારાં ગણાય છે.

૩૧ બુદ્ધિવાનોએ ધનનો નાશ, મનનો તાપ, સ્ત્રીનાં ચરિત્ર, કરેલો ઉપકાર, મેળવેલુ માન, અને થયેલું અપમાન, એટલાં વાનાં કોઈ પાસે પ્રગટ કરવાં નહિ.

૩૨ ધર્મ, પૈસો, ધાન્ય, ગુરૂનાં વચનો, અને ઔષધ એ પાંચેનુ હમેશાં ગ્રહણ કરવુ.

૩૩ મિત્રાઈ, વાચાળપણું, બુદ્ધિ, ભોળપણુ, સુખ, મોજ, શાસ્ત્રનુ ડહાપણુ, અને વિવેક એ સઘળા ગુણો જ્યાં અન્ન વસ્ત્ર સારી પેઠે હોય ત્યાંજ આવે છે.

૩૪ દુઃખ, ગરજ, દુશ્મનાઇ, ભક્તિ, લાભ, હાનિ, અને છીનાળી એ સઘળાં થોડાં હોય તોપણુ ઘણાં જણાય છે.

૩૫ સ્ત્રી, મદ્યપી, મૂર્ખ, માછલાં, બાળક, રાજા અને ગળી એ સઘળા જે એક વાર લે તે છોડતાં નથી.

૩૬ રાજા, ગુરૂ, વૈદ્ય અને વકીલ, એટલા પાસે જુઠું બોલનાર પોતાનો સ્વાર્થ ખોઈ બેસતાં વાર લગાડતાં નથી. માટે "**દાઈ પાસે પેટ સંતાડવું નહિ**" એ કહેવત ખુબ ધ્યાનમાં રાખવી.

૩૭ સત્ય બોલનાર, ધર્મચુસ્ત, ક્ષમાવાન, ધૈર્યવાન, અને ઉદ્યોગી એટલાને કદી છોડવા નહિ.

૩૮ આળસુ, દ્વેષી, કઠોર ભાષણ કરનાર, પ્રજા પીડક રાજા, મિષ્ટ નહિ બોલી જાણે તેવી ભાર્યા, અને ગામમાં રહેનાર ગૌચર એટલાંને ડાહ્યા માણુસોએ છોડી દેવાં જોઇએ.

૩૯ પોતાની જ્ઞાતિનો વૃદ્ધ, ગરીબ પણ કુલીન મિત્ર, નિમકહલાલ નોકર, અને છોરૂ વિનાની બ્હેન, એટલાંને ઘરમા રાખવાથી સારૂં કહેવાય છે.

૪૦ સ્ત્રીહઠ, બાળહઠ, રાજહઠ, અને અશ્વહઠ એ ચારે હઠો જગતમાં મોટી ગણાય છે, કહ્યું છે કે.—

### દોહરો.

સિંહ ગમન પુરુષ વચન, કેળ ફળે એક વાર;
ત્રિયા, તોરણ, ને હમિર હઠ, ચડે ન બીજી વાર.

( મળેલુ )

૪૧ આહાર, નિદ્રા, કજીઓ, આળસ, ઉદ્યોગ, ખજવાળ, અને જુગાર એ સઘળા સેવન કરવાથી વધતાં જાય છે.

૪૨ યૌવન, ધન, સતતિ, અને સત્તા, એ ચારે માહેનુ એકજ હોય છે તોપણ માણસ અનર્થ કરે છે, તો પછી એ ચારે જેની પાસે હોય તે શુ ન કરે ? માટે એવે વખતે દૃઢતા રાખી સુમાન વૃત્તિથી ચાલવું-ઉન્મત બનવું નહિ.

૪૩ સમજુઓની પાસે પોતાના ગુણો કહેવા નહિ, કારણકે તેઓ પોતાની મેળેજ જાણે છે. તેમજ મૂર્ખની પાસે પણ કહેવા નહિ, કેમકે તેઓ પંડિતનુ કહેલુ સમજતા નથી.

૪૪ છેલ્લે યાદ રાખજો કે જ્ઞાન વૃદ્ધોના ઉપદેશથી મળે છે, યશ ધનથી મળે છે, ધન ઉદ્યોગથી મળે છે, અને પ્રતિષ્ટા રાજાની સેવાથી મળે છે. માટે એ સઘળાં વાનાં સંભાળથી કરવાં. ધ્યાનમાં રાખજો કે **"શિયાળાનો તાપ, વહાલાનો મેળાપ, દુધપાકનું ભોજન, અને રાજાનું માન"** એ ચારે અમૃત સમાન ગણાય છે.





# પ્રકરણ ૪ થું.

## સુધરેલના સદ્ગુણો.

### દોહરો.

ગુણીજન ગુમ રહે નહિ, વણ મેહેનત પકાય;
[1]દિનકર વાદળ દળ વિષે, દાટ્યો પણ દેખાય.

ફ૦ દ૦ ડા૦

૧ સદ્ગુણો છે તે અમૂલ્ય સુગંધી જેવા છે; તેને જ્યારે સળગાવવામાં કે કચરવામાં આવે છે, ત્યારે તેઓ વધારે ને વધારે સુગંધી આપે છે; કેમકે જેમ સંપત્તિ દુર્ગુણોને સારી રીતે દેખાડે છે, તેમ વિપત્તિ સદ્ગુણોને તેથી પણ વધારે સારી રીતે દેખાડી આપે છે. માટે સદ્ગુણો સાથેજ દોસ્તી કરજો. **ધ્યાનમાં રાખજો** કે વિદ્વાનો પોતાની ભલી ચાલચલણથી અને ભલાં કામો કરવાથીજ તુરત પરખાઇ આવે છે. માટે સદ્ગુણને તમારો ભોમીઓ કરશો અને સદ્ગુણથીજ કામ લેતા રહેશો તો પછી તમારે ઉમરાવ થવાની કશી જરૂર નથી.

---

૧ દિનકર એટલે સૂર્ય.

૨ ગુણવાનની સૌ ઇચ્છા કરે છે, કેમકે જે ગુણવાન તથા સદ્દાચરણી હોય તેજ માન મેળવે છે, અને તેનેજ કશી તરેહનું દુઃખ હોતું નથી. માટે દુર્જનની સોબતથી દુર્વ્યસનમાં નહિ પડતાં નિરંતર સજ્જનોની સોબત કરવી એજ સુધરેલાનું કામ છે.

૩ માટે જ્ઞાન, કરકસર અને ઉદ્યોગ એ ત્રણે સુધરેલા માણસના સદ્‌ગુણો છે. વળી તે આખી કોમનો અચળ પાયો ગણાય છે, અને દરેક માણસના નશીબનો તે ઝરો છે. દોલત પણ એ ત્રણે ગુણો જ્યાં હોય ત્યાંજ એકઠી થાય છે.

૪ વાંચવું, લખવું, અને શિખવું એ ત્રણે કામ સુધરેલનાં છે, કેમકે આત્મા તથા ચિત્ત શુદ્ધ થવાનુ મોટું ઐાષધ નીતિના ગ્રંથો વાચવા એજ છે. વાપરવાને વિવેકથી, સાંભળવાને કાનથી, સખાવતને માટે હાથથી, અને નીતિના પુસ્તકો વાંચવાને આંખથી જે માણસ ઉદાર હોય, તેનેજ ખરો ઉદાર જાણવો.

૫ જે માણસ ભણીને ધર્મના ઉપદેશ વિષે પ્રસિદ્ધ કરવાને યોગ્ય અ-યોગ્ય યાને સારૂં નરસુ ઇત્યાદિ શાસ્ત્ર પ્રમાણે જાણે છે, તેજ લોકમાં શ્રેષ્ઠ ગણાય છે. કહેવાય છે કેઃ-“**જાણવાથીજ માણસ સર્વજ્ઞતા પામે છે**” એ કાંઇ ખોટું નથી, કેમકે “**કુળમાં કુ-ળાચારથી પ્રસિદ્ધ થવાય છે, વિદ્વાનોમાં વિદ્યાથી પ્રસિદ્ધ થવાય છે, અને દેશમાં સંભાષણથી પ્રસિદ્ધ થવાય છે.**”

૬ દુનિયાનો કારોબાર ત્રણ વસ્તુથી ચાલે છે, અને તે એ કે અક્કલ, અમલ, અને ડોળડમાક; તેમાં અક્કલ વિચારવંતને માટે, અમલ અધભણેલાને માટે, અને ડોળડમાક ઉપરથી જોનાર અજ્ઞાન માણ-સને માટે છે. ખરી મોટાઈ ડોળઘાલુ થઇને ફરવામાં નથી પણ

સાદાઇમાં છે; માટે ખાલી રોફ અને ફોગટની હિશિયારી નહિ રાખતાં સાદાઈ રાખવી. પણ કેટલાક આપસ્વાર્થી સુધારાવાળા અમે ખરા સુધારાવાળા અને દેશદાઝ જાણનારા છીએ એવો ફાંકો ધરાવી પોતાનું ગુજરાન ચલાવી મગરૂરીથી મોજ કરે છે, અને ધર્મ, દયા, અને પરમાર્થથી પછાત રહી છાતીમાં ઘડીયાળ, હાથમાં સોટી, પગમાં બુટ, અને આંખે ચશ્મા ચડાવી સુધરેલના ડોળથી ફરે છે, પણ તેવાઓથી સ્વદેશસુધારણાનું કાંઇ કામ થઈ શકતું નથી. પરંતુ ખરા સુધારાવાળા તો એજ કહેવાય કે, જેનામા શાંત ગુણ, દયા, સદાચરણ, અને સ્વધર્મમા દૃઢ રહી અંતર્‌ને વિષે સ્વદેશાભિમાન રટણ થઇ રહેલ હોય, અને સ્વદેશોન્નતિને માટે દેશમાં વિદ્યારૂપી દ્રવ્યનો ફેલાવો કરી મૂકે ત્યારે જાણવું કે એજ ખરા સુધારાવાળા છે. પણ કહેવાય છે કેઃ-" **જાહેર હિમ્મતનો સ્તુતિપાત્ર ગુણ ઘણા થોડા માણસોમાંજ હોય છે.** "

૭ લોકોમાં માન મેળવવાના મુખ્ય બે રસ્તા છે. તેમાં એક તો એ કે બધા ઉપર પ્રીતિ રાખવી અને બીજો એ કે પ્રમાણિકપણાથી ચાલવું તથા ગરીબની બરદાસ્ત કરવી. સુધરેલનો કુળધર્મ એજ છે કે વખતનું નિયમિતપણું, સુધારો, મેહેનત, ઉદ્યોગ, અભ્યાસ, અને હુંશિયારી. માટે જે માણસ પોતાની ઈંદ્રિયો વશ રાખી શકતો નથી, તે વિદ્યા, વૈભવ, અને સ્ત્રીથી વેહેલો ભ્રષ્ટ થાય છે. **ધ્યાનમાં રાખજો કે** સુધરેલ થઇને મગરૂરી કરે, ઓરતની સલાહ લે, અને નાદાનોની દોસ્તી કરી બેખબરેલાં કામો કરે તો પછી તેને " **સુધરેલ** " ને બદલે " **ઉધળેલ** " નું નામ આપવાને હરકત લાગશે નહિ.

૮ બહુજ સારા થવાની ધારણા આગળથી રાખવી તે યોગ્ય નથી,

પણ દર કલાકે અને દર પળે જે કામો સૌથી સારા છે તેજ કરતા જજો; કેમકે તેમ કર્યાથી ઝાડનું કાચુ ફળ જેમ પાકે છે તેમ તમે સારા અને શ્રેષ્ઠપણાને પહોંચી શકશો, માટે તમે તમારા કામમાં તમારા વિચારો એક ચિત્તથી ઘાલો, અને તેની તમે કુશળતા મેળવો, ઉદ્યોગી રહો, કિફાયત કરો, બીજા સારા માણસોના સારાં આચરણોનું અધ્યયન કરો, માનવાલાયક મોટાઓને માન આપો, અને પછી **યાદ રાખજો કે** તમે એકદમ સુખી થશો.

૯ ઇશ્વરને જાણવો, ગરીબની બરદાસ્ત કરવી, ઇશ્વરની બંદગી, સંકટમાં સબુરી, થોડુ બોલવું, વ્યાજબી ચાલવું, નીતિનાં કામો કરવા, સર્વ સાથે સંપીને ચાલવું, સંતોષ રાખવો, દુસ્મનના ભડકાથી બળેલા પક્ષકારોના મનની સમાધાની કરવી, દેશમાં કુસંપ ઘટાડી સંપ કરાવવો: એ સઘળા કામો સુધરેલા માણસોના ગણાય છે, કેમકે **“ જ્ઞાનોદય, દેશોદય, અને વ્યાપારોદય ”** કરવામાં સંપીલા માણસોની બહુ જરૂર હોય છે, અને એવા માણસોથીજ દેશની ઉન્નતિ થાય છે.

૧૦ વૃક્ષ પોતાની તુટલી ડાળખીઓ અને પડેલાં પાંદડાંથી જેમ ફળદ્રુપ થાય છે, અને પોતાના કોહી ગયેલા ભાગમાંથી પાછાં ઉગે છે તેમ માણસો કસોટીથી સારાં થાય છે, સુધરે છે અને ભ્રમ આશાઓ તથા વેરણ ઉમેદોમાંથી સાફ થાય છે; કેમકે જેમ **“ઘસ્યા વિના ઝવેર ચળકે નહિ તેમ કશ્યા વિના માણસમાં હુંશિયારી આવે નહિ”** માટે ધ્યાનમાં રાખજો કે **“ સોનું જોવું કસીને ને માણસ જોવું વસીને. ”**

૧૧ માણસનુ ખરૂં જીવતર જ્ઞાન, પરાક્રમ, કળા, કુળની લાજ, દાન અને ભોગમાંજ પંડિત લોકો માને છે, એ કાંઇ ખોટું નથી. માટે

જો તમે તમારી મનશક્તિને ખિલવવા માંગતા હો તો તમારી કલમને ખુબ કસો. **ધ્યાનમાં રાખજો કે મન અને માથું કેળવાયેલાં ન હોય તો** જ્ઞાનથી મુળગું પાપ કરવુ સુઝે છે.

૧૨ ભલાં કામો કરવાથીજ માણુસ ભલુ અને ડાહ્યુ ગણાય છે, કેમકે જેનામાં જેટલી ભલાઈ તેને તેટલુ સુખ હોય છે એ કાંઇ ખોટુ નથી. જે માણુસ બીજાનાં દુ:ખો ભાગે છે તે પોતે પોતાનાંજ દુ:ખો દૂર કરે છે. માટે તમે સુધરેલા હો તો **"કંચનવાન થવા કરતાં કીર્તિવાન થવામાં વધારે ડહાપણ માનજો."**

૧૩ વળી જે માણુસ બુદ્ધિમાન છતાં પોતાનુ ગુજરાન ચલાવી શકતો નથી તેના કરતાં એક વગર અક્કલનો પણ મેહેનતુ માણુસ વધારે ઉપયોગી ગણાય છે, કેમકે **" બેરોજગારી બુદ્ધિમાન કરતાં અક્કલ વગરનો પણ ઉદ્યોગી સારો "** એ કાંઇ ખોટુ નથી. માટે કહ્યું છે કે:—

**દોહરો.**

ભણતરથી ભાગે નહિ, ભુખ તરશના ભોગ;
દિલગીરી ઉપજે દસ ગણી, જો ન જડે ઉદ્યોગ.

( મળેલુ. )

૧૪ બુદ્ધિમાન માણુસને કોઇ કામ કઠણુ નથી. તે જે કરવા ચાહે તે સ્હેલાઇથી કરી શકે છે, જે શિખાય નહિ તે પણ શિખી શકે છે, અને જ્યાં જવાય નહિ ત્યાં પણ જઈ શકે છે. કહેવાય છે કે **"બુદ્ધિબળથી આગળી, જો ઉપજે તત્કાળ; વાંદર સિંહ વગોવાઓ, એકલડા શીયાળ;"** એ કાંઈ ખોટું નથી કેમકે **બુદ્ધિમાનના હાથ બહુ લાંબા હોય છે, એ ઉપરથી સિદ્ધ થાય છે.**

**“ વિદ્વાન લોકો વિદ્યાના બળથીજ મૂર્ખ માનવી ઉપર સરસાઈ ભોગવે છે. ”**

૧૫ વળી જ્યાં વિદ્વાન નથી ત્યાં અલ્પ બુદ્ધિવાળા માણસ પણ વખણાય છે એ કાંઈ ખોટું નથી, કેમકે જ્યાં નીચાં વૃક્ષ હોય ત્યાં એરંડો મોટું વૃક્ષ ગણાય છે, અને આંધળાં માણસોમાં કાણો મોટો ગણાય છે. કહેવત છે કે **“ આંધળા ગામમાં કાણો રાજીઓ. ”** માટે વિદ્વાન મનુષ્ય નાની ઉમરનો હોય તોપણ તેને મોટી ઉમરવાળા કરતાં શ્રેષ્ઠ સમજવો. મોટી ઉમરનો મૂર્ખ માણસ કદમાં મોટો પણ કિંમતમાં ખોટો હોય છે, અને નાની ઉમરનો વિદ્વાન કદમાં નાનો પણ કિંમતમાં મોટો હોય છે. માટે **“ નાનો તોપણ રાઈનો દાણો ”** એમ સમજી વિદ્વાનની સલાહ લેવી.

૧૬ **યાદ રાખજો કે** દગલબાજી એ બધા ગુન્હા કરતા પણ ક્ષમાને અયોગ્ય છે, અને વળી તે મંડળીના બંધારણના પાયાને જડમૂળથી ઉખેડી નાંખે છે. માટે તમે કોઈ પ્રકારની દગલબાજી કરશો નહિ. ટેક અને આકીન વગરનો માણસ વગર લગામના ઘોડા જેવો ગણાય છે, કેમકે તે અનર્થ કરતાં વાર લગાડતો નથી માટે ટેક અને આકીન રાખજો.

૧૭ **કહ્યું છે કે–“એક વસાનું માણસ અને વીસ વસાનું કપડું”** એ કાંઈ ખોટું નથી; કેમકે પોશાક અને રીતભાતમાં વિચિત્રપણું એ બંને માણસનું બમણું લક્ષ ખેંચે છે. **“ એક નૂર આદમી હજાર નૂર કપડાં ”** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૧૮ છેલ્લે તમે તનનો ચેપી રોગ વળગવાની જેટલી ફીકર અને ધાસ્તી રાખતા હો તેથી પણ મનનો ચેપી રોગ વળગવાની વધારે ફીકર રાખજો; કેમકે **“ કાળીયા જોડે ધોળીઓ બાંધે તો વાન**

**(રંગ) ન આવે પણ સાન તો આવશેજ"** એમ સમજી દુષ્ટ માણસની સોબત કરશો નહિ. કહ્યું છે કેઃ—

**નારાચ છંદ.**

કદાપિ કાળીઆ કનેજ, ધોરી ધોળીઓ વસે,
વળે ન વાન તોય સાન, સંગ જેથી શિખશે;
ઉડે ન તોય ઠેકવા, શિખે વસી [1]વિહંગમાં,
કુસંગીનો પ્રસંગ દે, કુસંગ રંગ અંગમાં.

**ક૦ દ૦ ડા૦**

## કવિ અને કવિતા.

૧૯ **યાદ રાખજો** કે સોનાની પરીક્ષા જેમ અગ્નિથી થાય છે, તેમ કવિની પરીક્ષા તેના કાવ્યથીજ થાય છે, માટે જે કાવ્યને વિદ્વાનો સ્વીકારે નહિ તે કાવ્ય કરવાથી શું ફળ? પણ આજે તો ઘેરે ઘેર કવિઓ થઈ પડ્યા છે! કવિ થવાનું કામ કાંઈ સ્હેલું, વગર વિસાતનું અને ખાઈ લેવાનું નથી; પરંતુ પુરતી હુંશિયારીનું અને અતિવિકટ છે. "**વિષ્ણુશર્મા**" કહે છે કે વેદ શાસ્ત્રનું એજ ફળ છે કે અગ્નિની સેવા કરવી, શાસ્ત્રનું એજ ફળ કે સારી રીતિ રાખવી, ધનનું એજ ફળ કે દાન દેવું, અને કવિઓનું એજ ફળ કે નીતિ અને વિદ્યાનો વધારો થાય, એવી કવિતાઓ લખવી. માટે કહ્યું છે કેઃ—

**દોહરો.**

થતાં નિશાળો ઠામુકા, વધી પડ્યા કવિરાય;
ઉત્પત્તિ જ્યમ જંતુની, જળદ પડે વધી જાય.

---

૧ પક્ષી.

જોડયા એ ત્રણ દોહરા, તેથી કવિ ન કહેવાય;
રાખે હળદર ગાંઠીઓ, ગાંધી કેમ ગણાય ?

ક૦ દ૦ ડા૦

૨૦ માટે કવિએ એવું કાવ્ય બનાવવું જોઇએ કે જેથી લોકોમા વિદ્યા વૃદ્ધિ અને સદાચરણપ્રતિ પ્રીતિ થાય. જે કાવ્ય રસવાળુ અને અલંકારયુક્ત હોય, તે કાવ્ય કવિઓની કીર્તિ બતાવે છે, અને એ વિનાનુ કાવ્ય હોય તો તેને વિદ્વાનો હસી કહાડે છે એ કાંઈ ખોટું નથી. મર્હુમ કવિ બુલાખીરામ ચકુભાઇએ કુકવિને વાંદરાની તુલના આપી કહ્યુ છે કે:—

**મનહર છંદ.**

વગર વિચારની છલગો, આસપાસ મારે,
પાપતણું પુછડું ફેલાવે, દસ દીશમાં;
દાડાઈના દાંતિયા, સજ્જનની સભામાં કરે,
ખુશામતથી ભરે ગલોફાં દિન નીશમાં;
પાસે આવે તેને ભરે, અનીતિના ઉઝરડા,
કાળે મોઢે ફરે, ખજવાળે બેઠો શિષમા;
કહે છે **બુલાખીરામ** સાંભળો સાહેબ તમે,
ફેર શો છે એહવા, કવીશમાં ? કપીશમાં ?

એ કાંઈ ખોટું નથી અને તેથી એવા કુકવિને માટે કહેવાય છે કે:—

**કવિ ચિતારો ને પારધી, વળી વિશેષે ભાટ;**
**જોષી નર્ક સિધાવીયા, વૈદ્ય દેખાડે વાટ.**

**"મતલબ કે એ સઘળા જુઠું બોલવાથી નર્કના અધિકારી થાય છે."**

૨૧ વળી સૂર્યની ગતિ જ્યાં નથી પહોંચતી ત્યાં પણ કવિની બુદ્ધિ પહોંચે છે. કહેવત છે કેઃ–**"જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ"** એ કાંઈ ખોટું નથી, કેમકે કવિઓ જેના ઉપર મેહેર કરે છે, તેને તેઓ આસમાનમાં લેઇ જાય છે, પણ જેઓના ઉપર ખફા થાય છે, તેમને તેઓ નિંદતા નથી. જેઓ ખરેખરા કવિઓ છે, તેઓ ખુશામતથી દૂર રહે છે, અને ખરેખરૂં કાવ્યજ કરનારા હોય છે.

૨૨ માટે જે માણસ કાવ્યોની સુંદર દિવ્ય રચનાને અને કવિઓની પદ્ધતિને જાણે છે, તેણે કવિઓને સોનાથી ભરપુર સઘળી પૃથ્વી આપી એવું માનવું યોગ્ય છે; કેમકે સારા કવિઓના સારા શબ્દોની લહેજત સારા કવિઓ હોય તેજ જાણે છે, બીજા જાણતા નથી. જેમકે વાંઝણી સ્ત્રીને ગર્ભિણી સ્ત્રીના ભાવ અભાવની ખબર પડે નહિ તેમ બીજાને તે માલમ પડેજ નહિ. કહેવત છે કેઃ–**"વંઝયા વેણમાં શું જાણે?"** કહેવાય છે કેઃ—

**દોહરો.**

કવિજન કાવ્ય કરી મરે, ગુણ ચાખે ગાનાર;
સોની ઘાટ ઘડી મરે, રાય સજે શણગાર.

કo દo ડાo

૨૩ વળી કવિતા સાંભળનાર સાંભળવામાં ધ્યાન ન દે તો તેનોજ વાંક ગણાય; પણ સાંભળવા છતાં તે રાજી ન થાય તો પછી તેમાં તે કાવ્ય કરનારનોજ વાંક ગણાય છે, એ કાંઇ ખોટું નથી. કહેવત છે કેઃ–**"કથ્યું કહે તે શાનો કવિ, ને શિખી વાત તે શાની નવી?"**

૨૪ "વિષ્ણુશર્મા" કહે છે કે માણસ બંધાપણું વેગળુ કરે છે એવું જે જ્ઞાન તેથી જે મોટો તેને વૈદ્ય ક્યાં મળવાનો છે? અને અમૃત કે જેણે વિષ થાય છે તેના રોગનો શુ ઉપાય?

૨૫ "કાળીદાસ" કહે છે કે કાદવવાળા ગામડામાં, ચાડીયાવાળા નગરમાં, મૂરખ રાજાના રાજ્યમાં, અને મૂરખ લોકોની સભામાં વિદ્વાન પુરૂષ પિડાય છે, એ કાંઈ ખોટું નથી, કેમકે ત્યાં ગોળ ખોળની પરીક્ષા નથી. કહ્યુ છે કે.—

### દોહરો.

કુરાજમાં જઈ કાન કવિ, લેશ ન પામ્યો માન
ઉતરવાને નવ મળ્યું, મકાન કે દુકાન.

કo દo ડાo

મતલબ કે "કાન" નામનો કવિ "કાનાજી" નામના ઠાકોરના રાજ્યમાં ગયો હતો, જ્યાં તેનું નીચે પ્રમાણે સન્માન થયુ હતું.

### મનહર છંદ.

ધ્યાન તો [૧]નિધાનના, [૨]વિધાનનું પ્રધાન ધરે,
કોણ પ્રભુ ધ્યાનના વિધાન મધ્ય ધ્યાન દે;
મહા અભિમાનભર્યા માનવી સમાન સર્વ,
કોણ મતિમાનને ત્યાં માનવીમાં માન દે;
દાનને નાદાન લેવા દાનને નિદાન દોડે,
કોણ ત્યાં વિદ્વાનને મેદાન પડી દાન દે;

---

૧ નિધાન-ખજાનો. ૨ વિધાન-ભરવાની રીત.

[1]કાનના મકાનમાં છકાનનું રકાન છે ત્યાં,
કોણ કવિ કાનને મકાન કે દુકાન દે?

ક૦ દ૦ ડા૦

માટે ધ્યાનમાં રાખજો કે—

**દોહરો.**

જહા જીનકો નહીં પારખો, તહાં તિનકો નહીં કામ,
ધોબી બિચારા કયા કરે, [2]દિગમ્બરકે ગામ.

( મળેલુ )



૧ કાનના–કાનાજીના દરબારમા ત્રણ દીવાનની મન્જુરીથી મેમાનને ખાવાનુ મળતુ હતું. ૨ દિગંબર–નાગા બાવા.



# પ્રકરણ ૫ મું.

## રાજનીતિ.

### દોહરો.

**રાજનીતિ પ્રીતે ભણો, રૂડા રાજકુમાર;**
**તોજ ચલાવી જાણશો, આપ તણો અધિકાર.**

ક૦ દ૦ ડા૦ .

**યાદ રાખજો કે** ખોરાક વગર પ્રાણીઓના શરીરની શક્તિ જેમ ટકી શકતી નથી તેમ નીતિ વગર સર્વ લોકના વ્યવહારો પણ ટકી શકતા નથી. માટે રાજાઓએ નીતિશાસ્ત્રનુ અવલોકન કરવું જોઇએ, કેમકે રૈયતનુ પુત્રની પેઠે પાલન કરવા સારૂ રાજાઓએ ન્યાયશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને તર્કશાસ્ત્ર તો અવશ્ય કરીને જાણવાં જોઇએ. "**રાજનીતિ**" એજ રાજાની જીવનમાળા ગણાય છે. એટલા માટે રાજાઓના મુખ્ય મુખ્ય ધર્મોજ આ નીચે લખવામાં આવેલા છે. તે પ્રમાણે રાજાઓએ ચાલવું જોઇએ, કેમકે જે રાજાના રાજ્યમાં ન્યાય અને નીતિ હોય છે, તે રાજાનું રાજ્ય મોટી સમૃદ્ધિવાળું ગણાય છે, એ કાંઈ ખોટું નથી. માટે હે રાજેંદ્ર! તમે સાંભળો.

# રાજાઓનો વિદ્યાભ્યાસ.

૧ જે રાજા વિદ્યા ભણેલો ન હોય તે છતે ચક્ષુએ પણ ચક્ષુ વિનાનો ગણાય છે, કેમકે વિદ્યાહીણ રાજાના નોકરો સ્વચ્છંદપણે રાજ્યલક્ષ્મી ફોલી ખાય છે, એટલુંજ નહિ પરંતુ પ્રજા પાસેથી પણ અન્યાય, અધર્મ અને જોરજુલમથી જર મેળવે છે, છતાં તેની રાજાને માલમ પડવા દેતા નથી. કહેવાય છે કેઃ—**"ભણેલાને ચાર આંખ અને અભણ આંધળો"** માટે અનેક યત્નો કરીને પણ રાજાઓને વિદ્યાભ્યાસ કરાવવો જોઈએ. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ભૂપ ભણેથી વસ્તીને, સઘળી વાતે સુખ;
મૂરખ મહિપતિની પ્રજા, પૂરણ પામે દુઃખ.

કo દo ડાo

એ કાંઈ ખોટું નથી, કેમકે મોટા નાવવી પણ ભાગ્યેજ તરી શકાય એવા [1]અગાધ જળવાળા સમુદ્રને માણસ ઘાસની બનાવેલી જુની અને નાની હોડીમાં બેસી તુરત તરી જાય, તોજ વિદ્યાહીણ રાજાને આધિન રહેલી પ્રજા સુખ મેળવે તથા વિપત્તિ કાળમાં વિઘ્નરહિત થાય. મતલબ કે વિદ્યાહીણ રાજાની પ્રજા લેશ માત્ર સુખ પામતી નથી, કેમકે તેવા રાજાના રાજ્યમાં ભરાયેલા અન્યાય કરવાવાળાઓથી પ્રજા હમેશાં પિડાએલી રહે છે. કહ્યું છે કેઃ—

---

૧ ઉંડા.

## દોહરો.

જહાં ભણેલ ન ભૂપતિ, ત્યાં અંધેર જણાય;
રાજા પ્રધાન સૌ કરે, લાંચ લેઇને ન્યાય.

ક૦ દ૦ ડા૦

૨ માટે રાજ્યની અંદર લક્ષ્મી અને વિદ્યા એ બેઉ તો અવશ્ય કરીને હોવાંજ જોઇએ, કેમકે લક્ષ્મી છે તે રાજ્ય સત્તાને વધારનારી છે, અને વિદ્યા છે તે તેને ખિલવનારી તથા કીર્તિને આપનારી છે; માટે રાજાઓએ વિદ્યાભ્યાસ કરવો. રાજાઓને કરાવેલો વિદ્યાભ્યાસ પ્રજાના વારવાર ઘણાં કલ્યાણોની સમૃદ્ધિનુ કારણ થઇ પડે છે, એ કાંઈ ખોટું નથી.

૩ બાદશાહી ઇનિસાફ વિના ભોગવી શકાતી નથી, ઇનસાફ અક્કલ વિના આપી શકાતો નથી, અને અક્કલ વિદ્યા વિના આવતી નથી. માટે રાજાઓને પ્રથમ તો વિદ્યાજ ભણાવવી જોઈએ, કેમક વિદ્યાહીણુ રાજા એક સુકાયેલી શાહીના ખડીઆ જેવો ગણાય છે; કારણકે તેને ઉંધો યા ચત્તો ગમે તેમ ફેરવીએ તથાપિ તેમાંથી એક ટીપુ સરખું પણ પડતું નથી તેમ વિદ્યાહીણુ રાજાથી પ્રજાને કશું સુખ મળતું નથી.

૪ **કહેવાય છે કે** કુભાર્યાનું સુખ તેના પતિને ક્યાંથી? કપૂત છોકરાનુ સુખ તેના કુળને ક્યાંથી? તેમ વિદ્યાહીણુ રાજાનું સુખ તેની પ્રજાને ક્યાંથી? કેમકે વિદ્યાહીણુ રાજા અન્યાય કરવાથી ખેદ પામતો નથી અને બૂરાં કામોથી લજવાતો નથી. તેથી "**એક જુલમગાર રાજા કરતાં ફાડી ખાનાર સિંહ ભલો**" એમ તેની પ્રજા માને છે, એ કાંઈ ખોટું નથી; કારણ કે "**દુષ્ટ મનુ-**

**બ્યને મોટાઈ, મંદાગ્નિવાળાને ભારે ભોજન અને દુર્બુદ્ધિવાળાને ભારે રાજ્ય"** મળ્યુ હોય તો તેનું પરિણામ કદી પણ સારૂં આવતું નથી. માટે વિદ્યાહીણ રાજાને મળેલી સમૃદ્ધિ કેવળ પારકા સારૂજ હોય છે. કહ્યુ છે કેઃ—

**દોહરો.**

બુઢ્ઢા પરણે બાયડી, અભણ્યો લેશે રાજ;
બોજ ઉપાડે બળદીયા, એ સૌ પરને કાજ.

**ક૦ દ૦ ડા૦**

૫ **વળી** વિદ્યાહીણ રાજા વિદ્યારૂપી ચક્ષુ વિનાનો હોવાથી તેની સર્વ સંપત્તિનો ભોગ કેવળ બીજાઓજ કરે છે, કેમકે વિદ્યારૂપી ચક્ષુ વિનાનો રાજા પોતાનીજ સપત્તિ **"ખોદે કોળ ને ભોગવે ભોરિંગ"** એ કહેવતની માફક પોતેજ ન ભોગવી શકે તો પછી તેને આશ્રયે રહેલી પ્રજાની સપત્તિ કેમ સાચવી શકે ? માટે,

**મનહર છંદ.**

પ્રજાનો અપાર માલ, પામવા ઈજારદાર,
મારી કુટી લુટી ઝુટી, લહે અતિશય છે;
ધોળે દા'ડે પડે ધાડ, રાંકની ન શ્રણે રાડ,
ચાડિયા લબાડ લુચ્ચા, લોક નિરદય છે.
દિન દિન દુઃખી લોક, દુઃખથી સદાય શોક,
સુખ તો ન સ્વપ્નમાંહે, દિસે દુખમય છે,
ભાગજો રે ભાગો ભાઇ, ભાગો જ્યમ ભાગી શકો;
ભણેલો ન ભૂપ તે, ભૂમિમાં ભારે ભય છે.

**ક૦ દ૦ ડા૦**

૬ "**કાળીદાસ**" કહે છે કે ઘણે દૂર રહેલી વસ્તુને દેખાડનારૂં નેત્ર એક વિદ્યાજ છે. શરીરની અંદરના તેમજ બહાર રહેલા પ્રબળ શત્રુને શાસન કરનારૂં એક શસ્ત્ર પણ વિદ્યાજ છે. અનેક અર્થને સિદ્ધ કરી બતાવનારૂં એવું અને જેમાં કોઇ જાતનો ભય કે ભાગ લાગે નહિ એવું અખુટ ધન પણ વિદ્યાજ છે. તેમજ સંપત્તિ વિપત્તિમાં સાથે રહેનાર અને સાચો પ્રેમ ધરાવનાર માત્ર વિદ્યાજ છે. એવી ચમત્કારી જે વિદ્યા તેનો રાજાઓએ તો અવશ્ય અભ્યાસ કરવો જોઇએ, કેમકે જો રાજા ભણેલો હોય તો તેની પ્રજા પણ સર્વદા ભણેલી થાય છે; કારણકે જેમ વૃક્ષમાં સિંચેલું જળ તેની શાખાઓ વિગેરેમાં પોતાની મેળે ફેલાવો પામે છે, તેમ રાજાઓએ મેળવેલી વિદ્યા તેની પ્રજામાં અનાયાસે પ્રસરી જાય છે. કહેવત છે કે "**કુવામાં હોય તો હવાડામાં આવે**" એ કાંઇ ખોટું નથી. માટે રાજાઓએ તો અવશ્ય વિદ્યા મેળવવી જ જોઇએ.

## રાજાઓનું રાજ્યગૃહ.

૭ **યાદ રાખજો** કે રાજાઓએ મજબૂત કિલ્લાવાળા, પુષ્કળ પાણીવાળા, વૃક્ષોની ચોમેર ઝાડીવાળા, નદીવાળા, મોટા મેદાનવાળા, બહોળી સરહદવાળા, અને જ્યાં શત્રુથી આવી શકાય નહિ એવા નગરમાં મધ્ય સ્થળે રાજ્યગૃહ બાંધવું, અને તેમાં રાજાઓએ રહેવું; કેમકે હજારો હાથીઓ અને લાખો લોકોથી જે કામ નથી થતું તે એક કિલ્લાથી બની આવે છે. કિલ્લાના મજબૂત બુરજ ઉપર રહી એકજ યોદ્ધો અનેક યોદ્ધાઓને હેરાન કરી શકે

છે. માટે ધ્યાનમાં રાખજો કે–**"દાઢ વગરનો સરપ, મદ વગરનો હાથી, અને કિલ્લા વગરનો રાજા"** એ ત્રણેને દુશ્મનના પંજામાં સપડાઈ જતાં વાર લાગતી નથી.

૮ વળી રાજાઓએ પોતાના રાજ્યગૃહની અંદર અતિ ચમત્કારી અને મનોહર વસ્તુઓ રાખવી તથા બહાર જળ ઉડવાના ફુવારા, વખત બતાવનારાં યંત્રો, સુંદર સ્વરવાળાં વાજીંત્રો, કાષ્ટ, પાષાણ કે ધાતુ ઈત્યાદિનાં પુતળાં ગોઠવવાં કે જે જોઇને પ્રજા આનંદ પામે એવાનો સંગ્રહ કરવો જોઇએ. **ધ્યાનમાં રાખજો કે, "રાજાઓ સોનું, મણિ, લશ્કર અને આડંબરથીજ પ્રખ્યાતિને પામે છે."**

૯ રાજાએ પોતાના રાજનગરની અંદર વસનારી પ્રજાના સુખને સારૂ સુંદર રસ્તા તથા જળ જવાના માર્ગો બંધાવવા અને બન્ને બાજુએ વૃક્ષો રોપાવવાં તથા ચકલે ચકલે પેહેરેગીરો રાખવા. વળી પોતાના રાજનગર અને બીજાં ગામોમાં વસનારી પ્રજાના કલ્યાણાર્થે કાળે કરીને હરકત ન આવે એટલા સારૂ કૂવા, નવાણુ કે બંધો બંધાવવા, ધર્મશાળાઓ કરાવવી, ઔષધશાળાઓ અને પોતાની પ્રજાને વિદ્યાવાળી કરવા સારૂ ઠામ ઠામ વિદ્યાશાળાઓ સ્થાપવી, અને તેમાં પોતાની પ્રજાને સર્વદા સસ્તી કેળવણી અપાવવી જોઇએ. તેમાં પણ ધ્યાનમાં રાખજો કે નીચ કુળનાને વિદ્યા આપવી તે **"કઠણ જમીનમાં અને કવખતે કણ વાવવાની બરાબર છે."**

૧૦ વળી પોતાની પ્રજાના રક્ષણ સારૂ રાજાઓએ પોતાનાં ગામ, **નગર વા શેહેરમાં સર્વદા રાત્રિ દિવસ ચોકીદારો રાખી દુષ્ટ માણસના ત્રાસથી પોતાની પ્રજાને મુક્ત કરવી જોઇએ.**

૧૧ છેલ્લે **યાદ રાખજો કે:**–રાજાઓએ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી સુંદર લક્ષણોવાળી અને જેનાથી પોતાનાં નેત્ર અને મનને આનંદ થાય તેવી રાજકન્યાઓ પરણવી અને પોતાનુ રાજકુળ વધારવા તથા સુધારવા સારૂ સર્વદા તેઓનુ સારી રીતે રક્ષણ કરવું જોઇએ કેમકે **“ રાણીજાયો રાજ્ય કરે અને દાસીજાયો કામ કરે ”** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૧૨ રાજાઓએ પોતાના રાજ્યગૃહની અંદર રાજકુંવરીઓને સુંદર લક્ષણવાળા સેવકોના સમાગમે રાખી સર્વદા કેળવણી આપવી જોઇએ.

૧૩ રાજાઓએ પોતાના રાજપુત્રોને પણ સારા ગુણવાળા સેવકોના સમાગમે રાખી સર્વદા સારા આચરણોવાળા બનાવવા કે જેથી ભવિષ્યમાં તેઓ પોતાની પ્રજાનુ સર્વદા સારી રીતે રક્ષણ કરી શકે ધ્યાનમા રાખજો કે **“ સંગત તેવી બુદ્ધિ. ”**

---

## રાજાઓનું સૈન્યબળ.

---

૧૪ **યાદ રાખજો કે,** ધનબળ, સૈન્યબળ અને રાજબળ વિનાનો રાજા એક બાળક જેવો ગણાય છે: માટે રાજાઓએ સૈન્યબળ રાખવું જોઇએ. તેમાં વળી પોતાની પ્રજાના કલ્યાણાર્થે દેશની સરહદ અને જળમાર્ગે શત્રુઓના સંહારને અર્થે અતિ સામગ્રી સહિત કવાયતવાળું, શૂરવીર અને યુદ્ધકળામાં પ્રવિણ એવું સૈન્ય રાખવું, અને તેની નાની મોટી જુદી જુદી અને સ્થળે સ્થળે ટુકડીઓ રાખવી. તેમજ તેના પોશાકો વિચિત્ર પ્રકારના રાખવા. **ધ્યાનમાં રાખજો કે,** દુર્બુદ્ધિનુ બળ દુરાચરણ, દરિદ્રીનુ બળ

દીનતા, સારા માણુસનુ બળ સચ્ચાઈ અને રાજાનું બળ સેના છે, માટે સૈન્ય રાખવું. કહ્યું છે કેઃ—

**દોહરો.**

વ્યાપારે ધન સાંપડે, ખેતી થકી અનાજ;
અભ્યાસે વિદ્યા મળે, ખાંડાબળેજ રાજ.

( મળેલુ. )

એ કાંઈ ખોટું નથી. કહેવત છે કે **"રાજા રાખે દળ અને વૈદ રાખે મળ"** તોજ જીતે.

૧૫ પ્રત્યેક શેહેર વા ગામમાં સર્વ કાર્યની તપાસ માટે કુલિન, ગુણુવાન, અને બુદ્ધિમાન યોદ્ધાઓને રાખવા. તેમાં દરેક ગામનો એકેક મુખ્ય અધિકારી ઠરાવવો; તેનો ઉપરી દસ ગામનો, તેનો ઉપરી સો ગામનો અને સો ગામનો ઉપરી હજાર ગામનો એમ એક બીજાના ઉપરી ઠરાવવા. એટલે હજાર ગામના ઉપરીએ સો ગામવાળાની, સો ગામવાળાએ દસ ગામવાળાની, અને દસ ગામના ઉપરીએ એક ગામવાળાની સર્વદા સંભાળ રાખવી.

૧૬ રાજાઓએ બુદ્ધિમાન, શૂરવીર, કુલિન અને પોતાના પ્યારા પ્રાણુની પણ દરકાર કરે નહિ તેવા સામંતો રાખવા જોઇએ. વળી તેઓનો દરમાયો પુરતો અને તુરત આપવો એટલું જ નહિ પરંતુ જે સેવક રણુસંગ્રામમાં રાજાના સારૂ પ્રાણુત્યાગ કરે તેના કુટુંબની સર્વદા સભાળ લેવી; અને તેના કુટુંબને કવાયતવાળું કરી મરનારની જગોએ ગોઠવવું જોઈએ કે જેથી બીજાઓ પણ તેવાનો દાખલો લેઈ પોતાનો પ્રાણુ અર્પણુ કરવાને પછાત રહે નહિ. માટે રાજાઓએ પોતાના લશ્કરને પોતાના

પ્રાણની માફક પાળવું જોઇએ; કેમકે “ **હરેક રાજાએ પોતાની સત્તા લશ્કરથીજ મેળવેલી હોય છે.** ”

૧૭ વળી પોતાના રાજ્યમાં જન્મેલા, બુદ્ધિવાળા, યુદ્ધકળામાં પ્રવિણ, હિંમતવાન, રણસંગ્રામમાં અતિ ઉત્સાહથી આગળ ચાલનાર એવા જ્યાંસુધી મળી આવે ત્યાંસુધી અન્ય દેશના દાખલ કરવા નહિ; કેમકે સ્વદેશના સામંતો કરતાં પરદેશના યોદ્ધાઓ પ્રાણ આપવામાં પછાત હોય છે. “ **સામળભટ** ” કહે છે કેઃ—

**છપ્પો.**

તાતી બાંધી તરવાર, વળે વાટથી વે'લો;
તાતી બાંધી તરવાર, પછી નાસે સૌ પે'લો;
તાતી બાંધી તરવાર, ગુણ પોતાના ગાયે;
પડે ઉગમણી બૂમ, આપ આથમણો ધાયે;
વળી વાંકા મેલી પાઘડાં, ચંચળ થઈ પરથમ ચડે;
**સામળ** કહે નાશી જાય નર, પ્રૌઢ ઘાવ શીરપર પડે.

એ કાંઇ ખોટું નથી. માટે શૂરવીર અને હિંમતવાન સામંતો રાખવા. રાજાએ પોતાનું સૈન્ય કવાયતવાળું, દુશ્મનોને હઠાવનારૂં, શૌર્યરસવાળું તથા શત્રુઓના દેશમાં જઇ તેનો પરાજય કરી શકે એવું રાખવું જોઈએ. કહેવત છે કે—“ **સ્ત્રી પતિવ્રતા શોભે, ઘોડો દાઢવાળો શોભે અને લશ્કર શુરવીર શોભે** ” એ કાંઈ ખોટું નથી. લશ્કરમાં એક જ શૂરો હોય તોપણ આખા લશ્કરને હિંમતમાં આણે છે; પણ એક નાહિંમતવાન અને હિચકારો માણસ પાસે રહીને નાશ કરાવે છે. માટે રણસંગ્રામમાં હિંમતવાનની જરૂર છે, કેમકે વગર હથિયારનો હિંમતવાન હથિયારવાળા હજા-

રોને પહોંચી શકે છે. કહેવાય છે કે "હિંમત એજ હથિ-યાર" એ કાંઇ ખોટું નથી. માટે જે પ્રાણી પ્રકૃતિવાળો રાજા શૌર્યશક્તિને નહિ દેખાડતાં હિમત હારી બેસી રહે છે, તેના શત્રુઓ તેનો વિનાકારણ પરાજય કરે છે. કહ્યું છે કે "સંત, **સતી અને શૂરવીર એ ત્રણે પોતાના આરંભેલા કામમાં જો બેદરકારપણું રાખે તો વેહેલા ભ્રષ્ટ થાય છે"** ે કાંઈ ખોટું નથી. માટે રાજાઓએ તો અવસ્ય કરીને પોતાની શૌર્યશક્તિને ગુપ્ત રાખવી જોઈએ નહિ. ધ્યાનમાં રાખજો કે **"દરેક રાજ્યનો પાયો રાજાઓની મોટાઇ અને હિંમતમ જ હોય છે."**

૧૮ પણ એક નાહિંમતવાન અને બીકણો રાજા સૈન્યથી ભરપૂર વિંટા યલો હોય, પર્વતની ગુફાઓમાં પેઠેલો હોય અને છેલ્લે સમુદ્રને ઓ ળંગીને ગયેલો હોય, તોપણ તે બીકને છોડતો નથી. માટે શત્ બળવાન હોય તો ગુપ્ત સેવકોવડે કરીને તેના સૈન્યમાં ફૂ પાડવી એજ વધારે સારૂં છે. નહિતો પછી ધ્યાનમાં રાખજો કે **"લશ્કરકા ભેદ પાયા કે આગુંસે ગદ્ધા આયા"** એ કહે વત જેવું થશે.

૧૯ વળી મોટા સાથે વૈર થયુ હોય તે દેશાંતરે પણ નડે છે મા લડાઈ કરવી એ જ વધારે સારૂ છે. ક્ષત્રિયો લડાઈના મેદા નમાં જે મરણ પામે છે તે સ્વર્ગમાં જાય છે એમ તેઓ માને છે, અને વળી મરનારની કીર્તિ પણ તેમાં જ વધે છે. કહે છે **"તપસ્યા કરનાર અને દાન દેનારની જે ગતિ થાય છે તે કરતાં પણ સારી ગતિ એક યુદ્ધમાં ખપનારની થાય છે"** એ કાંઈ ખોટું નથી. માટે શત્રુના દેશમાં જતાં શી

અડચણો નડે છે, અન્ન પાણી કેવી રીતે મેળવી શકાશે અને શત્રુના લશ્કરને કેવી યુક્તિઓથી હઠાવી શકાશે વગેરે વગેરે બાબતોનો પ્રથમથી જ તપાસ કરી રાખવો જોઇએ; કેમકે **"यावत् समयः तावत् विधिः।"**

૨૦ છેલ્લે રણસંગ્રામમાં રાજાઓનુ કામ તલવાર કહાડવાનુ નથી પણ આગેવાની ધરાવવાનુ છે; અને સમાધાનીની વખતે લડાઇ કરવાનુ નથી પણ ન્યાય કરવાનું છે એ કાંઈ ખોટું નથી. હજારો મત્રીઓ અને કરોડો સેનાઓ હોય તથાપિ રાજા પોતે તો એકલો જ હોય છે. માટે તેણે તો પોતેજ પોતાનુ હિત ઇચ્છવું જોઇએ. **"લડે સિપાઈ પણ નામ સરદારકા"** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ખેવડના પરિશ્રમ વિના, કદી સરે નહિ કાજ;
લશ્કર લડે સિપાઈ પણ, થાય વડાનુ રાજ.

(મળેલુ.)

૨૧ માટે જેઓ વ્હાલી વ્હાલી વાતો કરનારા અને જેણે જન્મારામાં પણ તલવાર હલાવી ન હોય તેવા નોકરોને જે રાજા રાખે છે તે રાજાની લક્ષ્મી તેના વૈરીઓના હાથમાં જતાં વાર લાગતી નથી. કહ્યું છે કેઃ—**"આશીર્વાદનો એકે નહિ, ભેણેજ્યાંના બે, ધબ મારે ગોદો તો જે જોઈએ તે લે"** એવું છે, માટે શૂરવીર લડવૈયા રાખવા.

—❋—

# રાજાઓનું ધનબળ.

૨૨ દરેક રાજ્યમાં તેના પ્રમાણમાં ધનસંગ્રહ હોવો જોઇએ, કેમકે રાજલક્ષ્મી વિનાનું રાજ્ય એક દુર્બળ રાજ્ય ગણાય છે. માટે રાજાઓએ પ્રજા પાસેથી તેઓને દુઃખ દીધા વગર રસાયણની પેઠે યુક્તિવડે કરીને ધન મેળવવું, અને તેનો સંચય કરવો. **ધ્યાનમાં રાખજો કે,** આવી લક્ષ્મીનેજ રાજલક્ષ્મી કહેવાય છે. માટે અન્યાય, અધર્મ અને અનીતિથી મેળવેલી લક્ષ્મીને રાજાઓએ ધૂળ સમાન ગણવી જોઇએ; કારણકે **"પરાક્રમ કર્યા વગર મેળવેલી લક્ષ્મીને રાજલક્ષ્મી કહેવાય નહિ."**

૨૩ જેમ સ્ત્રીઓ નપુસક પુરૂષને છોડી દે છે, અને ફળ વિનાના ઝાડને પક્ષીઓ છોડી દે છે, તેમજ જે રાજા ધનહીણ હોય તેને તેના નોકરો પણ છોડી દે છે. માટે રાજાઓએ તો અવસ્ય કરીને ધનસંગ્રહ કરવો જોઈએ. જે રાજાના રાજ્યમાં રાજલક્ષ્મી ભરપુર હોય અને વળી તે ઉદાર હોય તો પછી તેની પ્રજા તેને અમર ચાહે છે. માટે રાજાઓએ તો અવસ્ય કરીને ખજાનો વધારવા, દેશને આબાદ કરવા અને પ્રજાને સુખી કરવા હમેશા ધ્યાન આપવું જોઇએ. ધ્યાનમાં રાખજો કે **"બાદશાહી લશ્કર વગર, લશ્કર પૈસા વગર, પૈસો પ્રજા વગર અને પ્રજા ઈન્સાફ વગર"** કદી પણ મેળવી શકાતાં નથી.

૨૪ રાજા તે એક વૃક્ષ છે અને પ્રજા તે તેનાં મૂળીઆં છે, માટે વૃક્ષ જેમ મૂળીઆં વાટેથી થોડે થોડે રસ લેઈને ઘટ બને છે, તેમજ ભ્રમર પુષ્પમાંથી સુગંધ માત્ર લે છે, અને માળી વૃક્ષને મૂકી માત્ર

ફૂલજ લે છે તેમ રાજાઓએ પ્રજા પાસેથી તેમને દુઃખ દીધા વગર રસાયણની પેઠે થોડે થોડે દ્રવ્ય લેવું જોઈએ. એવી રીતે થોડે થોડે દ્રવ્ય લેનાર રાજા સારી પુષ્ટિને પામે છે, અને જે રાજા પોતાની પ્રજાને દુઃખી કરીને દ્રવ્ય મેળવે છે તેને જેમ ઝાડનુ કાચું ફળ ખાધાથી મીઠાશ મળતી નથી તેમ તે દ્રવ્ય વધતું નથી. "**વિષ્ણુશર્મા**" કહે છે કે રાજા પ્રજા ઉપર પેટ ભરે છે, રોગી વૈદ્ય ઉપર, વાણીઓ ગ્રાહક ઉપર, વિદ્વાન મૂર્ખ ઉપર, ચોર નભ્ર-વશ ઉપર, ભિખારી ઘરબારી ઉપર, વેશ્યા કેફી ઉપર અને બીજાઓ જગત ઉપર એમ એક બીજા ઉપર પેટ ભરે છે. માટે રાજાઓએ પ્રજાને દુઃખ દેવું એ પોતાના પેટ ઉપર પગ મુકીને પોતાનેજ દુઃખ દીધા બરાબર છે, એ કાંઈ ખોટું નથી; કેમકે "**હાથનાં કર્યાં હૈયેજ વાગે**" માટે પ્રજાને દુઃખ દેવું નહિ.

૨૫ જે રાજા નીતિથી રાજ્ય ચલાવી પોતાની પ્રજાનું સર્વદા સારી રીતે રક્ષણ કરે છે, તે રાજા કીર્તિમાન થઇ ત્રણે લોકનું રાજ્ય કરવા સમર્થ થાય છે, પણ તેથી ઉલટું જે રાજા અન્યાય, અધર્મ અને અનીતિથી પોતાનો ખજાનો તર કરવો ધારે છે, તેનો ખજાનો તર થવાને બદલે ઉલટો ખાલી થતો જાય છે; કેમકે "**મુલાં ચોરે મૂઠે તો અલા ચોરે ઊંટ**" એ કહેવત મુજબ દસ કોરથી આવે ત્યાં બાર કોરથી જાય છે. માટે રાજાઓએ તો અવશ્ય કરીને સ્ત્રીસંગ, જુગાર, મદ્યપાન, કઠોર ભાષણ, શીકાર, અલ્પ અપરાધવાળાને મોટી શિક્ષા અને અન્યાયથી દ્રવ્ય મેળવવું એ સઘળાં વાનાં ત્યજવાં જોઇએ; કેમકે સ્ત્રી સંગથી હલકાઇ વધે છે, મદ્યપાનથી ઉન્મત્તાઇ, શીકારથી પાપ, જુગારથી ધનહાનિ, કઠોર ભાષણથી ક્રૂરતા, શાસનથી અન્યાય

અને અન્યાયથી દ્રવ્ય મેળવતાં કોઈવાર એવો અંગાર ઉઠે છે કે તેનો પ્રાણ, ધન અને રાજ્યનો સમૂળો નાશ થઈ જતાં વાર લાગતી નથી. માટે કહ્યું છે કે:—

**દોહરો.**

નાણું બીનનીતિ તણું, નિશ્ચય નહિ રહેનાર;
મુલ્લાંજી લાવે મુઠીએ, તો અલ્લા ઉંટ હરનાર.

( મળેલું. )

---

## રાજાઓનું પ્રધાનબળ.

૨૬ **યાદ રાખજો** કે પ્રધાન વિના રાજાનું રાજ્ય ન શોભે, અને રાજ્યકાજ વિના પ્રધાનનુ પ્રધાનપદ ન શોભે. ઈશ્વરે તેમના વચ્ચે માંહોમાંહે એવું બંધન કર્યું છે કે "**સેવક ચતુર તે રાજાથી જણાય અને રાજા ચતુર તે સેવકથી જણાય**" એ કાંઈ ખોટું નથી. માટે રાજાઓએ રાજ્ય અને રૈયત વચ્ચે એકસંપી રાખનાર, રાજ્યની તીજોરી તર કરનાર, રાજકાજમાં કુશળ, વિદ્વાન, કુલિન, ધર્માલુ અને દંભ, મોહ, ગર્વ, પાપકર્મ, રાજ-દ્રોહી, ઘણા સાથે વેર, મદ્યપી, અને મિથ્યા ભાષણ કરનાર ઈત્યાદિ દોષોથી મુક્ત એવા કાર્યભારીઓ રાખવા. રાજ્યકાજનો ભાર મંત્રી ઉપાડે અને રાજ્યનું સુખ રાજા ભોગવે, કારણ-કે રાજા ભાર ઉપાડે તો પછી રાજ્યનું સુખ કોણ ભોગવે ? માટે એવા ગુણવાળા કાર્યભારીઓનેજ રાજ્યકાર્યભાર સોંપવો જોઈએ; કેમકે "**જેનાં કામ તેજ કરે.**" કહેવત છે કે—"**જેનાં કામ**

**તે તેને છાજે, ને ગદ્ધા પર નોબત નહિ વાગે "** એ કાંઈ ખોટું નથી.

૨૭ **"કાળીદાસ"** કહે છે કે જે રાજા સારા પ્રધાનને આગળ રાખી સર્વ પ્રજાને પોતપોતાના કામમાં પ્રવર્તાવે તે રાજાને તેની પ્રજા ધરેણાની પેઠે હૃદયમાં અને કંઠમાં રાખે, મતલબ કે હૃદયમાં નિત્ય તેનુ સ્મરણ કરે છે, તથા કંઠેવની તેની કીર્તિ ગાય છે. માટે રાજાઓએ કોઈ પણ કાળે ઉદ્ધત રીતિએ વર્તવું જોઇએ નહિ. **યાદ રાખજો કે** લાડથી છોકરો બગડે છે, વગર ભણ્યાથી બ્રાહ્મણ બગડે છે, કપૂત છોકરાથી કૂળ બગડે છે, દારૂ પીવાથી શરમ બગડે છે, વગર જોયાથી ખેતી બગડે છે, પૈસો વધારે ખર્ચવાથી બગડે છે, મિત્રાઇ ગર્વથી બગડે છે, અને દુષ્ટ પ્રધાનથી રાજા બગડે છે માટે રાજાઓએ સારા પ્રધાનને રાખવા જોઇએ. ધ્યાનમાં રાખજો કે **"નાર ચાર ને ચાકર એ ત્રણ કાચાં ભલાં અને પાન પટેલ ને પ્રધાન એ ત્રણ પાકાં ભલાં."**

૨૮ વળી રાજા અને પ્રધાનની કિંમત લોકચર્ચાથી જણાઈ આવે છે, કેમકે જો તેઓ ન્યાયથી ચાલે તો વખણાય છે અને અન્યાય કરે તો નિંદાય છે, એ કાંઈ ખોટુ નથી. માટે રાજા અને પ્રધાન બંનેએ મળીને અદલ ઇનસાફ આપવો જોઇએ; કેમકે તેમાંજ તેમની શોભા વધે છે. જે રાજા એકજ પ્રધાનને સઘળો રાજ્યકારભાર સોંપી પોતે મોજ કરે છે, તે પ્રધાન પછી મગરૂર બની રાજાનું વચન સ્હેતો નથી. માટે રાજા અને પ્રધાને મળીને રાજ્યકાર્યભાર ચલાવવો જોઇએ; કેમકે **"ચાકર કમાય ને શેઠ ખાય, એવી આશા નહિ રખાય "** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૨૯ **યાદ રાખજો કે** રાજાની કીર્તિ, ધર્મ, પૃથ્વી, લક્ષ્મી અને સર્વ રાજ્યસામગ્રી એ સઘળાની વૃદ્ધિ થવાનુ કારણ સારા મંત્રીઓજ છે. માટે રાજાઓએ સારા વિદ્વાન, અનુભવી અને લાયક મંત્રીઓ રાખવા જોઇએ; કેમકે જેમ અત્યુત્તમ મણિને પોતાની પાસે રાખનારો પુરૂષ પ્રકાશ કરી શકે, તેમ મણિ જેવા પ્રધાનને પાસે રાખનાર રાજા પ્રકાશને પામે છે, એ કાંઈ ખોટું નથી. **ધ્યાનમાં રાખજો કે** રાજનીતિનો અનુભવી રાજા, મંત્રી, રાજધાની, દેશ, કોશ, અને સેના તથા મિત્ર એ રાજ્યનાં અંગ ગણાય છે, તે સર્વ અંગને પોતાના અંગ સાથે જોડી દે છે.

૩૦ જે રાજા મંત્રીઓને વશ હોય કે સ્ત્રીઓને વશ હોય તેવા રાજાની સ્વપ્નામાં પણ સેવા ન કરવી, કેમકે રાજા પોતેજ પારકા હાથમા રહ્યો ત્યારે સેવકોને પોતાના હાથમાં કેમ જ રાખી શકે? ધ્યાનમાં રાખજો કે "**રાજા વાજાં ને વાંદરા એ નચાવીએ તેમ નાચે.**" એવો રાજા કરેલા કામનો બદલો આપવાને અસમર્થ છે, એ કાંઈ ખોટુ નથી.

૩૧ **યાદ રાખજો** કે રાજ્યના અધર્મથી પ્રજા પીડાય છે. અધર્મી રાજા કરતા રાજા ન હોય તોજ સારૂં એમ પ્રજા માને છે, કેમકે દુષ્ટ રાજાથી પ્રજાને સુખ ક્યાંથી? અને દુષ્ટ પ્રધાનથી રાજ્યને સુખ ક્યાંથી? માટે રાજા અને પ્રધાન બંને નીતિવાળા જોઇએ. રાજ્યલક્ષ્મી વધારવી, દેશમાં આબાદાની કરવી, સર્વથી સપ રાખવો, શત્રુનો વિનય, વિદ્વાનોની સોબત, રાજભક્ત અને પ્રજાપાળક આવો પ્રધાન હોય તેજ રાજા અને પ્રજા બનેને પ્યારો લાગે છે. કહેવત છે કે–"**નીતિએ નારાયણ વસે અને અનીતિએ કુતરાં ભસે**" એ કાંઈ ખોટુ નથી.

રાજા પ્રજાનું પાતક કરવાથી જો તેમનું પાલણ નહિં કરે તો તેનું પાપ રાજાને માથે આવે છે, કેમકે રાજાને પાપ કરતાં અટકાવવો એ પ્રધાનનું કામ છે. માટે તેમ ન કરે તો તે પોતેજ તેના પાપનો ભાગીઓ થાય છે. કહેવાય છે કે **“ ગોળ ખાય તે ચોકડાં ખમે ”** એ કાંઇ ખોટુ નથી.

વળી નીચને મોટા હોદ્દો આપવાથી, રૈયતને દુઃખ દેવાથી અને ન્યાય આપનારાઓના જુલમથી દેશનો નાશ થાય છે. માટે સદ્‌ગુણી, વિવેકી, અને નીતિવાળા નોકરો રાજાએ રાખવા; કારણકે નીતિવાન નોકરોથી રાજ્યમાં ફાયદો અને રૈયતમાં સુલેહ એ બંને જળવાય છે. કુટિલ કાર્યભારીઓના પંજામાં સપડાયલો રાજા કોઇ વાર ખત્તા ખાઈ બેસે છે. કહેવત છે કે **“ કબજ રાજા ઓર મુલક ટંટુ.”**

**યાદ રાખજો કે**–શત્રુઓ, ચાડીઆ, અને દુષ્ટો સ્વભાવથી જ અપકાર કરનારા હોય છે. માટે તેઓનો જો રાજા તરફથી જલદીથી નાશ કરવામાં ન આવે તો પગલે પગલે બળવાન થઇ અતિ હાનિ કરનારાં થઇ પડે છે. જે રાજ્યની અંદર એવા ખરાબ માણસો ભરાયેલા હોય છે ત્યાં અનીતિ અને કુછંદ વિશેષ વપરાય છે, કેમકે એવા માણસો રાજાને સવળું અવળું સમજાવી **અનીતિની પાવડી ઉપર પગ મુકાવે છે.** માટે દરેક કાર્યભારીઓ ખાનદાન અને મોટા મનવાળા જોઇએ, કેમકે હલકા અને નાદાન નોકરો એક બીજાનું ચડતું ઉતરતું જોઇ શકતા નથી.

**યાદ રાખજો કે** સેવક ઉપર પ્રસન્ન થયો થકો રાજા માત્ર વિત્ત (પૈસો), જ આપે છે, પણ જો સેવકનું સન્માન કર્યું હોય તો તેઓ

પોતાનો પ્યારો પ્રાણ આપવાને પણ ચૂકતા નથી. માટે જે રાજા પોતાના સેવકો ઉપર મેહેરબાની રાખી તેઓને પોતાની દોલતમાં ભાગીઆ ગણે છે તે રાજા ત્રણે લોકનું રાજ્ય કરવાને સમર્થ થાય છે. દરેક રાજાનું માન અને મોટાઇ સખાવત કરવાથી અને નમ્રતા રાખવાથી વધતાં જાય છે. માટે રાજાઓએ પોતાનું મન સાગર જેવું રાખવું જોઈએ, કેમકે જે પ્રમાણે દરિયામાં ઓછી વધતી કિંમતનાં મોતી હોય છે તેજ પ્રમાણે રાજાના તાબામાં પણ ચડતી ઉતરતી અક્કલવાળા માણસો હોય છે. માટે રાજાઓએ બધાંને સરખાંજ રાખવાં જોઇએ.

૩૬ રાજાઓએ સેવકોનાં વચન ઉપરથીજ ખરૂં જાણી કોઈ સાહસ કામ કરવું નહિ, પણ પુરતી સભાળ લેઇ યોગ્ય કરવુ; કેમકે પશુઓ સુંઘવાથી જાણે છે, બ્રાહ્મણો વેદથી જાણે છે, અને મનુષ્યો ચક્ષુઓથી જાણે છે તેમ રાજા સેવકોથી જાણે છે. માટે જો તમે વધારે સલામતીભરેલી રીતે રાજ્ય ચલાવવાને ચાહતા હો તો તમારો સઘળો વખત વ્યાજબી ઇનસાફ આપવામાં રોકો' ધ્યાનમાં રાખજો કે—"**સેવકની આંખોથી જોનાર રાજા વ્યાજબી ન્યાય આપી શકે નહિ**" માટે રાજાઓએ પ્રજાની અરજો શ્રવણ કરી ચોતરફ તપાસ કરી યથાન્યાય આપવો જોઇએ; કેમકે રાજાના હકો જેવા પ્રજા ઉપર છે, તેવાજ પ્રજાના પણ વ્યાજબી ઇનસાફ મેળવવાના હકો રાજાઓ ઉપર છે. "**રાજા તે માબાપ છે, અને રૈયત તે તેમનાં બાળકો છે.**"

૩૭ **યાદ રાખજો કે** દુર્જન માણસો ઘણા ઘાતકી હોય છે; માટે રાજાઓએ સારા ગુણવાળા સેવકનો સંગ્રહ કરવો; કેમકે સારા ગુણવાળા કાર્યભારીઓ સંકટસમયે સર્વદા રક્ષણ કરનારા હોય

છે, એટલુજ નહિ, પરંતુ બારીક સમયે પાસે રહી પ્રાણ આપવાને પણ ચૂકતા નથી; પણ એક નીચ અને દુષ્ટ સેવક સુખ સંપત્તિનો નાશ કરનારો થઈ પડે છે. માટે રાજાઓએ જ્યાંસુધી પોતાના નોકરોની વિદ્યા, આચાર, વિચાર, ચાલચલગત, કુળ, અને કામ ન જાણ્યાં હોય, ત્યાંસુધી તેઓનો વિશ્વાસ કરવો નહિ. "**ઉપરથી ધોળા પણ માંહેથી મેળા**" એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૩૮ **યાદ રાખજો કે** જે રાજાને સારા નરસા નોકરોની પરીક્ષા નથી તે રાજાની રાજ્યવ્યવસ્થા પણ સારી હોતી નથી. કેમકે જ્યાં મણિરત્નની ઓળખાણ કે પરીક્ષા નથી ત્યાં ઝવેરી શુ કરે ? કહેવાય છે કે "**જોગી શું જાણે મજીઠનો ભાવ**" માટે **ધ્યાનમાં રાખજો** કે જેમ સનેપાત જેવા મોટા રોગની વખતે વૈદ્યની પરીક્ષા થાય છે તેમ રાજા અને રૈયત વચ્ચે એકસંપી કરવામાં પ્રધાનની પરીક્ષા થાય છે.

૩૯ જે પ્રધાન વિશ્વાસઘાત કરી રાજાની મસ્લત ફોડે તેણે એ રાજાની ગરદન તોડી એમ સમજવું. માટે રાજાઓએ મૂરખ, ઢાઢા, આળસુ, ખુશામતખોર, અને ચાડીઓ એટલા જોડે કદી પણ મસલત કરવી નહિ. તેમજ અદેખો, કંજુસ, કપટી, નિર્લજ, નિમકહરામ, મકરબાજ (ઠગ) અને નીચ કુળનાની દોસ્તી કદી કરવી નહિ. **ધ્યાનમાં રાખજો** કે એવા લોકો "**નામ ખુદાનું લે અને કામ સેતાનનાં કરે.**"

૪૦ વળી જે રાજા સેવકો ઉપર પ્રસન્ન થયો થકો ઇનામ આપતો નથી અને કોપાયમાન થયો થકો શાસન કરતો નથી, તે રાજાના

નોકરો રાજાના કામમાં દગલબાજી કર્યા વગર રહેતા નથી. ધ્યાનમાં રાખજો કે **"નારાજ નોકરો દુશ્મનની ગરજ સારે"** એ કાંઈ ખોટુ નથી નારાજ નોકર દુશ્મન નથી પણ દુશ્મન કરતાં વધારે હાનિકારક છે. માટે **"નારાજ નોકરોથી કામ લેવા કરતાં દુશ્મનોથી કામ લેવું"** એ વધારે બહેતર છે, માટે નોકરોને નારાજ કરવા નહિ; કેમકે "નીચ પુરૂષોના સ્નેહની પેઠે સત્ય પુરૂષોનો કોપ પ્રથમ તો હોતોજ નથી અને હોય છે તો લાંબા વખત સુધી રહેતો નથી, અને કદાચ રહે છે તો ફળમાં વાધાભરેલો નિવડતો નથી. માટે રાજાઓએ એવા સ્વભાવવાળા થવું જોઇએ

૪૧ જે સખસ એક જુલમગાર રાજાની મદદે આબરૂ મેળવે છે તે સખસ પેલી દુનિયામાં તે રાજાનો ભાગીઓ થાય છે, કેમકે **"જેવી કરે સેવા તેવા મળે મેવા"** એ કાંઇ ખોટું નથી. વળી જેને જેને રાજા વધારે માને છે તેને તેને રાજાના અંગરક્ષકો કઢાવવાનો પ્રયત્ન કરે છે. માટે રાજાના અંગરક્ષકોને પણ માન આપવું જોઇએ. **યાદ રાખજો કે "રાજાને કાન હોય પણ સાન નહિ." માટે:—**

## સવૈયો.

નમ્ર થવું અધિકાર મળે રહી, ભોગપમાં કદિ ના ભરમાવું,
સાફ કરો ઇનિસાફ સદાય, કદાચ ન કોઇ થકી શરમાવું;
રે'વું હળીમળીને સહુ સાથ, અનાથની વા'ર પરે નિત ધાવું,
**લલ્લુ** કહે છે ત્રિભુવનને અધિકાર, મળે ઉન્મત્ત ન થાવું.

૪૨ વળી જે સેવક રાજાના વચન ઉપર જીવ આપે અને જે કરવું

જાણે છે, તે રાજાને ગમે છે; અને જે સેવક રાજાને ખુશી કરી ધન મેળવે, મેળવીને સારે ઠેકાણે વાપરે, રાજાએ આપેલાં વસ્ત્રાભૂષણ ધારણ કરે, અને રાજાનો હું માનીતો છું એવો ગર્વ રાખે નહિ, રાજાના વેરી સાથે વેર અને સ્નેહીઓ સાથે સ્નેહ રાખે તેમજ રાજાના કામને માટે રણને ઘર અને ઘરને રણ સમજી રાજાની સેવા બજાવે તેને રાજા વધારે ચાહે છે. ધ્યાનમા રાખજો કે **"લડાઇમાં, નગરમાં, અને દરબારમાં જે રાજાની પાસે રહે તેનું કેહ્‌ણ રાજા કરે"** એ કાંઇ ખોટું નથી કહેવત છે કે **"મોં ખાય ને આંખ લજવાય."**

૪૩ વળી રાજાનો જે સેવક જુગારને જમદુત સમાણ ગણે, દારૂને વિષ સમાન, પારકી સ્ત્રીને પોતાની માતાસમાન ગણે અને રાજાના જનાનખાનાના માણસો સાથે વાર્તા કરતો નથી તે રાજાનો વધારે માનીતો થાય છે જન્મના જન્મ સુધી પણ રાજાની સેવા કરી હોય, તથાપિ એકાદ વખત જો ચુક થઈ તો સઘળુ ભુલી જઇને પ્રાણ લેનાર થઇ પડે છે. માટે રાજાનુ સેવન હમેશાં યત્નથી કરવુ. કહેવત છે કે —

**રજપુતાં ને રેવંતાં, હાથ વછુટયાં જાય;**
**હજાર વરસો સેવીએ, પણ પોતાનાં નવ થાય."**

૪૪ વળી જે રાજા પોતાના ગુણવાન મંત્રીઓની સારી વાતો સાંભળતાં આડુઅવળુ જોતો હોય, અને વળી જ્યાં ખળ લોકો પ્રબળ હોય ત્યા સારા માણસોની બુજ ક્યાંથી થાય ? માટે રાજાઓએ વિવેકી થવું જોઇએ. ધ્યાનમાં રાખજો કે **"મરદની ગીરદ સારી પણ નામરદની છાયા બુરી."**

૪૫ જે રાજા ચાકરોનું લેણું એટલે ચડેલો પગાર આપે નહિ તે રાજાના સેવકો રાજાના કામમા સત્યપણે ચાલતા નથી, અને જે રાજા તુરત આપે છે, તે રાજા ભલેને રીસ કરે તથાપિ તેના નોકરો તેને છોડતા નથી. "**દામ તેવું કામ**" અથવા "**દામ કરે કામ ને લુંડી કરે સલામ**" એ કહેવતનો કાંઈ ખોટી નથી. માટે ઉત્તમ કુળનો અને ભલો રાજા હોય તોપણ જો તેની પાસેથી કાંઇ પ્રાપ્ત થાય નહિ તો પછી ફળ વિનાના ઝાડને પક્ષીઓ જેમ છોડી દે છે તેમ તેના નોકરો તેને છોડી દે છે માટે "**આવો જાઓ આર ઘર તુમેરા અને ગાંઠકી ખિચડી ઓર મિજબાન હુમેરા**" એમ બને નહિ

---

## રાજાના નિયમો.

---

૪૬ પ્રથમ તો રાજાઓએ પોતાની પ્રવૃત્તિઓ નિયમમા રાખવી જોઇએ, કારણકે જે રાજાની પ્રવૃત્તિઓ નિયમમાં આવી નથી એવા શરીરની અંદર નિવાસ કરનારા મોટા અનર્થોના પરંપરાનાં મુળ કારણ બળાત્કારથી ખેંચી લેઇ કોઈ કાળે મોટા ખાડામા નાખી દેનાર ઇંદ્રિયરૂપ ઘોડાઓને પણ વશ કરી શકે નહિ, તો પછી તે રાજા શરીરની બહાર અને વળી દુર રહેનાર જોરાવર શત્રુઓને કેમ જીતી શકે? અને જ્યારે ઇંદ્રિયો કે વિકારોને વશ રાખી શકે નહિ ત્યારે અત્યંત પરવશ પડેલાઓને પોતાનુ પાલન પણ કેમજ કરી શકે? માટે રાજાઓએ પોતાની પ્રવૃત્તિઓ નિયમમાં રાખી પોતાની પ્રજાનું સર્વદા સારી રીતે રક્ષણ કરવું **જોઇએ.**

**"રાજા વડે રૈયત અને રૈયત વડે રાજા"** આ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૪૭ જે રાજા હમેશાં વહેલો ઉઠી વિચારે છે કે, અમુક દેશમા કોણ અમુક રાજા છે, અને તે કેવી રીતે રાજ્ય ચલાવે છે, મારા શત્રુ કોણ છે, મારી ઉપજ અને ખર્ચ શુ છે, મારી સરહદ કેટલી છે, મારા હિતસ્વી કોણ છે, મારા નોકરો કવા છે, મારી પ્રજાને કેવી રીતે રાખવાથી સુખ થશે, અને મારૂ સૈન્યબળ કેટલુ છે, તે રાજાની રાજનીતિ ઘણીજ વખણાય છે.

૪૮ વળી પોતાના રાજ્યની અન્દર વસનારા લોકોને સારૂ કાયદા કહાડવા પણ તે સૌ ઉપર સરખા ચલાવવા જોઇએ. બાદશાહના માણસો અને ખેશીઓ બચી જાય તો પછી કાયદા શાના ? તે તો **"રાજા બોલે તે ન્યાય અને પાસો પડે તે દાવ"** એ કહેવત જેવું થાય, એ વિષે એક રાજ્યમાં તેલીનો ન્યાય થયો હતો, તે ઉપરથી કહેવાય છે કેઃ—

**લાલ કિતાબમેં લિખાહે યું, તેલી બેલ લડાવે કયું!**
**ખોળ ખિલાયકે કિયા મસ્તાન, દેવે બેલ ઓર દેવે દામ.**

એ કાંઈ ખોટું નથી. માટે રાજાઓએ પોતાની મરજી એજ કાયદો ગણી તે પ્રમાણે ચાલવું એ ઘણું અનીતિભરેલું ગણાય છે. જેથી સારા વિદ્વાન અને અનુભવીઓની મંડળીઓ કરી તેમાંના ઘણા માણસોના વ્યાજબી મત પ્રમાણે કાયદો કરવો અને તે પ્રમાણે વર્તવું જોઇએ.

૪૯ વળી પોતાના ગમે તેવા સગા સ્નેહી કે દોસ્તોની શરમને લીધે રાજાઓએ ગેરવ્યાજબી કામ કરવામાં કદી પણ લુબ્ધ થવું જોઇએ

નહિ, કેમકે તેથી જે ખોટું કરે તેનેજ પાપ અને પસ્તાવો થાય છે અને તેનીજ આબરૂને ઝાંખ લાગે છે. કહેવત છે કે "**જે કરે તે ભરે અને વાઢે તે વહે**" એ કાંઇ ખોટું નથી. માટે પિતા, માતા. મિત્ર, સ્ત્રી, પુત્ર, આચાર્ય, અને પુરોહિત એ સઘળા સ્વધર્મમાં ન રહે તો રાજાઓએ તેઓને પણ દંડવા જોઇએ, એમ "**મનુસ્મૃતિ**" માં કહેલુ છે.

૫૦ "**નીતિશાસ્ત્ર**" મા કહ્યું છે કે રાજનીતિના અનુભવી, શાસ્ત્ર, કાયદા અને કાનુનોના જાણનાર, કુલીન, ધર્માત્મા, ધારેલું નિશાન પાડનાર, શૂરવીર, જીતેંદ્રિય, અને કામ, ક્રોધ, મોહ, લોભ, મદ, ઇત્યાદિ દોષોથી મુક્ત એવા ગુણવાળા રાજાનેજ રાજ્ય સોંપવુ જોઇએ. કહેવત છે કે "**રાણીજાયા રાજ્ય કરે અને દાસીજાયા કાજ કરે.**" માટે રાજાઓએ ન્યાયશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને તર્કશાસ્ત્ર, અવશ્ય કરીને જાણવા જોઇએ; કેમકે દરેક રાજ્યનો પાયો એ ત્રણે શાસ્ત્ર ઉપરજ ટકી રહેલો હોય છે.

૫૧ વળી જે રાજા પ્રજાનુ રક્ષણ કરવામાં નિપુણ, શૂરવીર, જીતેંદ્રિય, પરાક્રમી, તથા દુષ્ટોને દંડવાના સ્વભાવવાળો હોય, અને સ્નેહીઓ સાથે પ્રમાણિકપણે ચાલનાર, શત્રુઓનો સંહાર કરનાર તથા અલ્પ અપરાધ કરનાર, વિદ્વાનોને ક્ષમા કરનાર, અલ્પ આહાર, અલ્પ નિદ્રા, અદલ ન્યાય, સત્ય અસત્યનો જાણનાર, આશ્રિતોની ખબર અંતર પુછનાર, અને પોતાની પ્રજાને પોતાના પ્રાણથી પણ અધિક ગણનાર, ઇત્યાદિ ગુણોવાળો રાજા હોય તેજ ખરો રાજા કહેવાય છે. **ધ્યાનમાં રાખજો** કે હથિયાર શૂરા પાસે શોભે, સ્ત્રી પતિવ્રતા હોય તો શોભે, ઘોડો દોડવાળો શોભે, ધનવાન ડાહ્યો હોય તો શોભે અને રાજા ઇન્સાફવાળો હોય તો શોભે એ કાંઈ ખોટું નથી

કેમકે જેમ રાજાનો ઇનસાફ અને ભલાઇ વધતા જાય છે, તેમ તેના દેશની આબાદાની પણ વધતી જાય છે, અને વળી ન્યાયી રાજા ઉપર પરમ કૃપાળુ પરમેશ્વર પણ પ્રસન્ન રહે છે. કહેવત છે કે **"ઇનસાફદાર ને ઈશ્વરમાન"** એ કાંઈ ખોટું નથી.

**પર** વળી હમેશાં ન્યાયઆપણા કરતા દયા ઈશ્વરી ગુણ હોવાને લીધે આપણને વધારે સારી અને પ્યારી લાગે છે. માટે રાજાઓએ કોઇ કામમાં ગુન્હેગાર સાબીત થાય તો કાયદાની સંપૂર્ણ સખ્તાઇ ન વાપરતા સામા પક્ષને નુકસાન ન થાય તેમજ ગુન્હેગારને ઉત્તેજન ન મળે અને ન્યાયનુ ઉલ્લંઘન ન થાય એવી રીતે દયા વાપરી શિક્ષા કરવી જોઇએ. ધ્યાનમાં રાખવું કે **"ઇનસાફની માતા દયા છે."** માટે જે રાજા ગુન્હેગારોને શિક્ષા કરી તેઓના ઉપર મેહેરબાની રાખે છે તે રાજા એક દયાળુ ડાક્તર જેવો ગણાય છે, કારણકે ડાક્તર પ્રથમ શરીરનો એક ભાગ ચીરે છે અને પછી તે તેને રૂઝવે છે. **"વિષ્ણુશર્મા"** કહે છે કે રાજાઓએ બ્રાહ્મણ, બાળક, તપસ્વી, સ્ત્રી, અને યોગી એટલાંને મારવાં નહિ; પરંતુ તેઓએ ગુન્હો કર્યો હોય તો એકાદું અંગ કાપી, કહાડી મૂકવા જોઇએ.

**પ૩** વળી જે રાજા અન્યાય કરવાથી ખેદ પામતો નથી, બૂરાં કામોથી લજવાતો નથી, અને પારકા ધનથી ધરાતો નથી તે રાજા રાજ્ય કરવાને અયોગ્ય ગણાય છે. માટે રાજાઓએ સત્ય બોલવું અને સત્ય ચાલવુ, પોતાની રૈયતને કશી રીતે ખાવા પીવા કે પેહેરવા ઓઢવાથી અટકાયત કરવી નહિ. પોતાના દેશમાં ઉત્પન્ન થતી વસ્તુઓને ખરીદ કરી વધતી અન્ય દેશમાં મોકલવી અને પ્રજાને સર્વદા ઉત્તેજન આપવું જોઇએ. **"ઉમંગી રાજકર્તાની પ્રજા ઉદ્યોગી હોય છે"** એ કાંઇ ખોટું નથી.

૫૪ રાજાઓએ પોતાના કૃત્યથી રૈયતને કાંઈ નુકસાન થાય તેવી રીતે કદી વર્તવું જોઇએ નહિ, કેમકે "**રૈયત વડે રાજા અને રાજા વડે રૈયત**" અથવા તો "**મોર પીંછે રળીયામણો**" એ કહેવતો મુજબ રૈયતને રંજાડનાર રાજા પોતેજ પસ્તાય છે અને પોતાનેજ નુકસાન થાય છે. માટે "**રૈયતને દાદ તો રાજ્ય આબાદ**" એ કહેવત ખુબ ધ્યાનમાં રાખી ગુન્હેગારને શિક્ષા કરવા કરતાં માફી બક્ષવાનો સ્વભાવ વધારે રાખવો જોઇએ. તેમાં વળી ગુસ્સાની વખતે શિક્ષા નહિ ફરમાવવી તે પણ માફી બક્ષવાની બરાબર છે; કેમકે ઉતાવળે અને વગરવિચાર્યે ફરમાવેલી શિક્ષા ભોગવાઈ રહ્યા પછી માફ થઇ શકતી નથી. માટે પ્રથમથીજ તપાસ કરવો જોઇએ. કહ્યું છે કેઃ—

**દોહરો.**

દાદીને જે દાદ દે, એવો રૂડો રાય;
શુદ્ધ થાય શુભ કામથી, પાપ બધા ધોવાય.

**દા૦ એ૦ તારાપોર.**

૫૫ "**વિષ્ણુશર્મા**" કહે છે કે રાજાઓની રાજવટ રૈયતની રહેમ હોય ત્યાંસુધીજ ટકી રહે છે એ કાંઇ ખોટું નથી. ત્યારે રૈયતને રંજાડનાર રાજા પાછળથી પસ્તાય તેમાં રૈયતનો શું વાંક? "**જે રાજા રૈયતને નડે તે પોતાની દિવાલ ખણે**" એ કહેવત ખરી છે, કારણકે દુઃખી રૈયત દુશ્મનને ફાવતા જુવે છે. માટે જે રાજાની પ્રજા ઉપર મીઠી દ્દષ્ટિ હોય છે તેની પ્રજા ઘણી સુખી હોય છે, એટલુંજ નહિ પરંતુ તે એવા રાજાનેજ ચાહે છે. પણ એક ભુંડો રાજા એજ કહેવાય કે જેનાથી બેગુન્હા તથા ભલાં

કામ કરનારા તેથી બ્હીતા રહે, અને બૂરાં કામ કરનારા તેથા નિર્ભય રહી તેની મહેરબાનીથી મોટાઈ મેળવે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ન્યાયી રાજ્યમા તો ડરે, કાં બાળક કાં ચોર;
શાહુકાર તો ત્યા ડરે, જ્યાંહાં જુલમનુ જોર

ક૦ દ૦ ડા૦

**૫૬** વળી જે રાજા પ્રજાનો પ્રતિપાળ છે, તે રાજા પ્રજાના પુણ્યમાંથી છઠ્ઠો ભાગ પામે છે, અને જે પ્રજાપાળક નથી હોતો તે પ્રજાના પાપનો ભાગીઓ થાય છે, એમ "**મનુસ્મૃતિ**" મા કહેલુ છે. માટે રૈયતને રંજાડનાર રાજા ઉપર કોઈ વાર એવો અગાર ઉઠે છે કે તેનુ રાજ્ય, સંપત્તિ, કુળ, અને પ્રાણ, એ સઘળુ ભ્રષ્ટ કરવા છતાં પણ ઠંડો પડતો નથી. માટે રાજાઓએ પોતાની પ્રજાને પોતાના પ્રાણ બરાબર ગણવી જોઈએ.

**૫૭** જે રાજા પોતાનો વખત આળસાઈ, બેદરકારી અને નચિંતાઈમાં ગુજારે છે તે રાજાના રાજ્યને કોઈ વાર મોટો ધોખો પહોંચી બૂરી અવસ્થા થાય છે, માટે રાજાઓએ આળસુ થવું નહિ. કહેવાય છે કે "**જનાનખાનામાં પડી રહેનાર રાજા એક થોડીજ વારમાં વધારે દુશ્મનો પેદા કરી શકે છે**" એ કાંઇ ખોટું નથી.

**૫૮** વળી મશ્કરી એ એક મોટી આફત છે. જુઠ તે સાચનો એક શત્રુ છે, અને જુલમ તે ન્યાયનો એક નાશ કરનાર છે. માટે રાજાઓએ તો એ ત્રણે અવશ્ય ત્યજવાં જોઇએ; કારણકે જો તે મશ્કરી કરે તો તેની બીક લોકમાંથી જાય છે, જુઠું બોલે તો

હલકો દેખાય છે અને જુલમ કરે તો તેનો દેશ હાથમાંથી જાય છે, એ કાંઈ ખોટું નથી.

૫૯ વળી પિતા પોતાનાં બાળ બચ્ચાં સાથે જેમ વર્તે છે તેમ રાજાઓએ રૈયત સાથે વર્તવું જોઇએ, કેમકે રાજા તે એક માબાપ છે અને પ્રજા તે તેમના બાળકો છે. માટે અધર્મી પાસેથી પીડા પામેલ પ્રજા રાજા પાસે પિતા સરખો વિશ્વાસ રાખી પોતાનું દુઃખ જાહેર કરવા આવે છતાં તે સાંભળે નહિ, તે રાજાનુ કલ્યાણ કદી પણ થતું નથી, કેમકે જે માણસ સત્ય ધર્મથી ચાલે છે, તથા અપંગ અને અશક્ત છે, તેઓને ભાઈ ન હોય તો રાજા તેનો ભાઈ ગણાય છે, પિતા ન હોય તો રાજા તેનો પિતા ગણાય છે, અને આંખ ન હોય તો રાજા તેની આંખ ગણાય છે. માટે રાજાઓએ પ્રજાની વાત તુરત શ્રવણ કરવી જોઈએ. પિતાને પુત્ર જેમ વાત કરે તેમ રૈયત પોતાના રાજાને પિતાતુલ્ય ગણી ખાનગી વાત કરે અને રાજ્યનુ હિત ચાહે છે. કહ્યું છે કે;—

**"ખટપટને ખટપટ વાદે, તું અળગો આવી પ્રિછી લે;**
**જંગી ઢોલ ઘણા ગડગડે, ત્યાં ઝીણી વાત કાને નવ પડે."**

**નર્મદ.**

૬૦ માટે રાજાઓએ નીતિથી ચાલવું, રાજ્યની સભાળ રાખવી અને ગુપ્તપણે પોતા વિષે નગરચર્ચા શ્રવણ કરવી જોઈએ, કારણકે જગતમાં સઘળા માણસો પોતાના ઘરમાં નિઃશંક રીતિએ સાચી વાત કહે એ સ્વાભાવિક છે. કહેવત છે કે **"પુંઠ તો પાદશાહની"** એટલે **"પુંઠે તો પાદશાહનું પણ બોલાય"** એ કાંઈ ખોટું નથી.

૬૧ વળી જે રાજા પોતાની પ્રજાને દુઃખી થતી જોવા છતાં પોતે મોજમજામાં મગરૂર રહે છે તે રાજા આ લોકમાં નિંદાય છે અને

વળી પરલોકમાં દુઃખી થાય છે. તેમજ જે રાજા પોતાની પ્રજાને પુત્ર પુત્રી સમાન નહિ ગણતાં બળાત્કારે પરસ્ત્રીનો પ્રસંગ રાખે છે તે જરૂર જનાનખાનામાં અનેક પ્રકારના અધર્મ ઉત્પન્ન કરાવે છે, અને તેથી વખતે વંશનો પણ વિનાશ થાય છે. માટે સારાં કૃત્યથી સારાંજ ફળની પ્રાપ્તિ થાય છે, એટલે રાજાનાં કૃત્યો સારાં હોય તો તેની રાજ્યવ્યવસ્થા પણ સારી હોય છે, અને બુરાં હોય તો બુરી હોય છે, એ કાંઈ ખોટું નથી માટે રાજા ભલેને કસ્તુરી કે અંબર વાપરે પણ તેમાં મોટાઈ અને સુગંધ આવતી નથી પણ તે તો અદલ ઈનસાફથીજ ઈજ્જત આબરૂ અને નેકનામીને પહોંચે છે.

૬૨ વળી રાજા અને પંડિતોએ જે બોલવું તે પરિપૂર્ણ વિચાર કરીનેજ બોલવું જોઇએ, કેમકે રાજા મિથ્યા ભાષણ કરે તો અન્ય મિથ્યા ભાષણ કરનારનો પછી ઈનસાફ કોણ કરે ? માટે રાજાઓએ તો અવશ્ય કરીને સર્વદા સત્ય બોલવું જોઈએ. **ધ્યાનમાં રાખજો કે "રાજાનું બોલવું અને કન્યાનું લગ્ન એ ઘણું કરીને ફરતાં નથી અને ફરે છે તો ફળદાયક નિવડતાં નથી"** એ કાંઈ ખોટું નથી.

૬૩ **"મનુસ્મૃતિ"** મા કહ્યું છે કે એક દુષ્ટ રાજાનું રાજ્ય હાથીઓના સમૂહથી (વ્યાપ્ત) ભરપુર હોય, સકળ સ્ત્રીયોથી યુક્ત હોય, અને રત્નો આદિ દ્રવ્યથી ભરપુર હોય, તથાપિ તેનામાં વિવેક ન હોય તો તે શોભાને પામતું નથી. સર્વ રાજ્ય સામગ્રી, ફોજ, ધન, અને ખજાનાવાળા રાજા પણ અવિનયથી નાશ પામ્યા છે, અને વિનયવાન વનમાં વસનારા પણ રાજ્ય પામ્યા છે. માટે ધર્મશાસ્ત્રને અનુસરીને રાજાઓએ વ્યવહાર જોવા અને તે પ્રમાણે ચાલવું.

૬૪ વળી જ્યારે રાજા પ્રમાણિકપણે ચાલવા જાય છે ત્યારે તેની પ્રજા તેને તાબે રહેવાને વધારે ખુશી થાય છે, કેમકે રાજા ધર્માત્મા હોય તો તેની પ્રજા પણ સર્વદા ધર્મવાળી થાય છે, અને પાપી હોય તો તેની પ્રજા પણ પાપી થાય છે. મતલબ કે પ્રજા એ રાજાને અનુસરતીજ હોય છે. કહેવત છે કે "**यथा राजा तथा प्रजा**" અથવા "**જેવા રાજા તેવી પ્રજા**" એ કાંઈ ખોટું નથી.

૬૫ આ તો ખરૂ છે કે એક નીતિમાન રાજાની ગમે તો નિંદા કરો વા સ્તુતિ કરો, લક્ષ્મી પ્રાપ્ત થાઓ વા જતી રહો, મરણ તરત જ આવે વા કાળાંતરે આવે, એવા અનેક ચળ માર્ગ દેખે તથાપિ ન્યાય માર્ગથી કિંચિત્ માત્ર પાછો પગ ભરતા નથી. કહેવત છે કે "**ખાડા ખસે પણ *હાડા ન ખસે.**"

૬૬ વળી જે રાજા કરેલા ઉપકારનો બદલો વાળતો નથી, ઇંદ્રિયોને વશ રાખતો નથી, નિર્મળ ન્યાય આપતો નથી, તેના રાજ્યમાં ગમે તેવી ઉંચી પદવી મળે તોપણ ત્યાં ક્ષણ વાર રહેવું યોગ્ય નથી, કેમકે પ્રસન્ન થયો થકો રાજા શિરપાવ આપે નહિ અને કોપાયમાન થયો થકો શાસન કરે નહિ તે રાજાને તેની પ્રજા ઇચ્છતી નથી; પણ જે રાજા પોતાની પ્રજાને પોતાના પ્રાણ બરાબર ગણે છે તેની પ્રજા રાજાને અમ્મર ચાહે છે અને ઇચ્છે છે કે —

## ઇંદ્રવિજય છંદ.

વાંસ વળી સળી જાય ભલે પણ, મોભ તણો કદી ક્ષોભ ન થાશો;
ડાળખી પાન ખવાય ભલે થડમુળ, ખચીત કદી ન ખવાશો.

---

* હાડા એ એક રજપુતની જાત છે

કોઇક અંગ કપાય કદી પણ, મસ્તક એક કદી ન કપાશો,
સોય જજો **દલપત્ત** કહે પણ, સો જણનો સરદાર ન જાશો.

૬૭ આ તો ખરૂ છે કે રાજાઓ દેવતા જેવા છે. કેમકે જે કોઈ તેમની પાસે જાય તો તેને તેઓ પોતાના તાપથી બાળી નાખે છે (મતલબ કે તેની પાસે જનાર તેઓના તાપથી અંજાઈ જાય છે. ) પણ જેઓ તેમના સાથે દૂરથી કામ પાડે છે તેને તેઓ ફળદાયક નિવડે છે. માટે રાજા સાથે હમેશાં દૂરથી કામ પાડવુ.

૬૮ વળી કવિતામા આવ્યા વિના રાજાઓનુ નામ કદી પણ જાણવામા આવતું નથી, તેમજ કવિતા કીધા વિના કવિની કીર્તિ પ્રસિદ્ધ થતી નથી; પણ એક કીર્તિ વિનાનો કંજુસ રાજા કવિની કવિતા સાભળતોજ નથી. "**કાળીદાસ**" કહે છે કે જેમ નપુસક પુરૂપ પાસે સ્ત્રીનુ શુ પ્રયોજન! તેમ લોભી રાજા પાસે કવિનુ શુ પ્રયોજન! એ કાઇ ખોટુ નથી, માટ રાજાઓએ લોભ ત્યજવો જોઇએ. જેઓ કાવ્યમા વર્ણવાયા હોય છે, અને જેઓએ કાવ્યો કર્યાં છે તેઓજ ભાગ્યશાળી ગણાય છે, કેમકે તેથીજ તેઓની કીર્તિ અમ્મર રહી જાય છે. પણ આ તો ખરૂ છે કે—

**દેવું મરવું મારવું, ઝાલવી ખગરી ઝટ;**
**કલો કહે કે ઠાકરો, વસમી ખગરીયા વટ.**

૬૯ "**કાળીદાસ**" કહે છે કે ગુણી લોકોમા એકાદ દોષ દેખવામા આવે તોપણ તેઓના ગુણપરજ પ્રેમ ધરાવનાર લોકો તેથી ખેદ પામતા નથી, કેમકે જેમ ચદ્રમાં રહેલા કલંકને લોકો પ્રેમથી જુવે છે તેમ એક ગુણવાન રાજા ભલેને કિંચિત્ દોષિત **હોય** તથાપિ તેની પ્રજા તેનાથી ખેદ પામતી નથી, કારણકે તે તો જાણે

છે કે નીચ પુરૂષોના સ્નેહની પેઠે સત્ય પુરૂષોનો કોપ પ્રથમ તો હોતોજ નથી અને કદાપિ હોય છે તો લાંબો વખત રહેતો નથી, અને કદાચ રહે છે તો ફળમા વાધાભગેલો નિવડતો નથી, માટે રાજાઓએ એવા સ્વભાવવાળા થવું જોઈએ

૭૦ વળી આ પણ ખરૂં છે કે રાજાઓ ઘણુ કરીને નીચના કહેવા પ્રમાણે ચાલે છે, કેમકે તેઓની પાસે રહેનારા ખવાસ કે ગોલાજ હોય છે, તેથી તેઓના સહવાસને લીધે રાજાઓની બુદ્ધિ કમતર થઈ જાય છે. વળી તેઓ ઠઠ્ઠાબાજ અને હલકાપણું વિશેષ ચલાવે છે છતાં હમેશના સહવાસને લીધે તેઓ રાજાથી બીતા નથી કહેવાય છે કે "ગોલાને દરબાર ઢીંચણ સમો" આમ માનીને તેઓ અનેક પ્રકારના જુલમો ચલાવે છે. માટે કહ્યુ છે કે.—

**ગોલા ઢોલા ને કાગદા, કપુત ને કપાસ;**
**એ તો કુટચા ગુણ દિયે, વણ કુટે વિનાશ.**

એ કાંઇ ખોટું નથી. માટે જે રાજા પોતાના એવા નીચ હજુરીયાને તાબે થયેલ હોય તેના રાજ્યમાં અનાચાર વિશેષ વર્તાય છે કહ્યુ છે કે:—

**દોહરો.**

સોબત ગોલાની સદા, ઠઠ્ઠાબાજી થાય;
પરનારીની એબની, વાતો સુણે સદાય.

**ક૦ દ૦ ડા૦**

**માટે આવી સોબતવાળો રાજા સારા નરસાનો વિચાર નહિ કરતાં પોતાની બુદ્ધિએ ચાલવા જાય છે તો કોઈ વાર મોટા સંકટમાં આવી પડે છે.**

૭૧ વળી રાજાઓએ **ધ્યાનમાં રાખવું** જોઈએ કે રાજકર્ત્તા પાસે સારૂં સારૂં અને મીઠું મીઠું બોલનાર ઘણા મળશે પણ કડવું બોલી સત્ય બોલનારા ઘણા થોડાજ મળશે તેમાં પણ એવુ સાભળનારા તો તેથી પણ ઘણા થોડાજ મળશે. માટે ભલેને રાજાને કડવું યા મીઠું લાગે તોપણ તેનુ હિત ગાણીને જે ખરૂ બોલે તેનેજ સત્ય બોલનાર જાણવો. પેટભરા, સ્વાર્થી, અને લાલચુ લોકો કપટભરેલુ બોલે તેથી રાજ્યને શુ ફળ? વળી જે રાજા મૂર્ખ હોય છે તેની પાસે અન્યાય કરવાવાળા અને મસ્કરા વધારે પબળ હોય છે. કહેવત છે કે–"**અંધેરી નગરી ને ગંડુ રાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજા.**" મતલબ કે સારા અને નરસા એક ભાવમા ખપે છે કહ્યુ છે કે.—

દોહરો.

શોભે સદૈવ મસ્કરા, મૂર્ખ પ્રજાપતિ પાસ,
નિર્જળ પર્વતપર સદા, હોય પત્થર કે ઘાસ
ક૦ દ૦ ડા૦

૭૨ વળી રાજાઓએ જે કામો પોતાની રૈયત અને કુટુંબને પ્યારા ન હોય તે કદી કરવા નહિ, કેમકે તેમ કરવાથી પોતાની હલકાઇ જાહેર થાય છે અને પછી તેઓ નિંદાય છે, એ કાંઈ ખોટુ નથી. માટે **"રાજા છોડી નગરી મન માને ત્યાં જાય"** એવુ રાખવુ નહિ.

૭૩ વળી રાજાઓએ દુશ્મનો પણ વધારવા નહિ, કેમકે રાજકાજના કામમાં સેજસાજમા દુશ્મનો વધતા જાય છે, કારણકે **"રાજ કાજ મેલાં હોય છે"** એ કાંઈ ખોટું નથી. માટે રાજાઓએ તો અવશ્ય કરીને બધા ઉપર પ્રીતિ રાખવી, કોઇનું અપમાન કરવુ નહિ. **ધ્યાનમાં રાખજો કે "મીઠા સ્વભાવે આખું પણ**

**મળશે** ” માટે “ **રાજા દાને તો પ્રજા અસ્નાને** ” એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૭૪ “ **શુક્રનીતિ** ” માં કહ્યું છે કે બુદ્ધિમાન રાજાએ એકલા અને વળી એકાંતમાં વાદી વા પ્રતિવાદીનુ વૃત્તાન્ત કદી પણ સાંભળવુ નહિ, તેમજ તેમનુ કાર્ય પણ તપાસવુ નહિ, અને સાંભળેલી વાત સર્વોને પ્રસિદ્ધપણે કરવી નહિ, કેમકે રાજકાજનુ કામ ગમે તેવુ નાનુ કે મ્હોટુ હોય તોપણ ગુપ્તપણે શ્રવણ કરવુ જોઇએ પરંતુ પ્રસિદ્ધપણે કરવાથી માંહોમાંહે કુસંપ તથા ફુટ થઇ રાજ્ય લુકને ધોખો પહોંચે છે.

૭૫ વળી રાજાઓએ જે હુકમો કહાડવા તે પ્રથમ તો પરિપૂર્ણ વિચાર કરીનેજ કહાડવા જોઇએ, કેમકે રાજાના ફરમાનો અને હુકમોનો કશી રીતે અટકાવ થઈ શકતો નથી તેથી એક વાર કહાડેલો હુકમ વારવાર ફેરવવાથી હાસી થાય છે; માટે વગર ચોકસાઇએ અને વગર વિચારે કોઇ પણ હુકમ કદી કહાડવો નહિ

૭૬ રાજાઓએ અફીણ, દારૂ કે બીજી કેફી ચીજોનો સંગ કદી કરવો નહિ, કેમકે વ્યસની રાજાના નોકરો ઉંઘેલા માણસના ધનને જેમ ચોર લેઇ જાય છે તેમ તેના ધનને લેઇ જાય છે, કારણકે **મદ્યપાન** ઇત્યાદિને વશ થયેલો રાજા પોતાના શરીર કે સંપત્તિ ઉપર સત્તા ચલાવી શકતો નથી; તો પછી પોતાના દેશ ઉપર સત્તા ચલાવવાનુ કામ તેનાથી કેમ બની શકે ? કહ્યું છે કે—

**દોહરો.**

અફીણ અતિશય ખાઇને, દેવું કરે અપાર;
માંડી આપે મહિ બધી, ખાંતે થાય ખુવાર.

## ઇંદ્રવિજય છંદ.

આબરૂ ઓછી થઇ અવની મહિં કેફ [1]કિરીટ ધર્યો શિર આજે;
ભારી ઉપાડની પ્યારી ગણી ભૂમિ તો પડી મેલી અફીણજ કાજે,
કેફ કરી કૃત્ય ખુબ ખરાબ કીધા તદપિ તનમા નવ લાજે;
મૂછ ધરી મુખ ઉપર તે પ્રભુ ભૂલ દિસે તમને પુછ છાજે.

**લલુભાઇ.**

એ કાંઈ ખોટું નથી, માટ રાજાઓએ કે તેમના નોકરોએ કદી પણ વ્યસની થવું જોઇએ નહિ; કેમકે કેફનાં ક્રમમા અન્યાય બની જાય, અન્યાયથી અધર્મ વર્તાય અને અધર્મથી વખતે રાજ્યનો પણ નાશ થાય. માટે —

**અમલ મલ્યો ઠાકરો, માતા થાશો મલ;**
**જાનવ હારા જાણશે, જખ મારે જેમલ.**



---

1 કિરીટ–મુગટ.



# પ્રકરણ ૬ ઠું.

## અમલ-અધિકાર.

### દોહરો.

રૈયત સબ રાજી રહે, ઘટે ન રાવત માન;
ઉપજ બધે જ્યું રાજકી, સો પરધાન સમાન.

(મળેલુ.)

૧ જે પ્રધાન કેવળ રાજાનુજ હિત કરે તેને પ્રજા ભુંડો કહે છે, અને પ્રજાનુ સારૂં કરે તો રાજા તેને ચહાતો નથી. માટે ખરો પ્રધાન તો એજ કહેવાય કે, જે રાજા તથા પ્રજા એ બનેને રાજી રાખી જાણે. આવો પ્રધાન હોય તેજ પ્રધાનપદ ભોગવી શકે છે, કેમકે વૈદ્યની બુદ્ધિ ત્યારેજ જણાય કે રોગીને થયેલો મોટા સન્નિપાતનો રોગ મટાડે, અને પ્રધાનની બુદ્ધિ ત્યારેજ જણાય કે શત્રુ સાથે મિત્રાઇ કરાવે, અને રાજાની બુદ્ધિ ત્યારેજ જણાય કે રૈયતને સુખી રાખે.

૨ વળી રાજ્યકારભાર કરવો કિંવા અધિકાર ચલાવવો એ વાત કાંઇ નાની સુની, કે સ્હેલી નથી, પરંતુ પૂરની હુશિયારીની છે. માટે વિદ્યા, નીતિ, પ્રમાણિકપણું, ન્યાય, પ્રપચ, કદર, હિંમત, રોફ, સમયસૂચકતા, સપ, શાંતિ, ચાતુર્ય, તર્કબાજપણું, અને સત્યતા વિગેરે તમામ ગુણો ગ્રહણ કરવાની અધિકારીઓની તો ખાસ કરીને ફરજ રહેલી છે.

૩ વળી પરમ કૃપાળુ પરમેશ્વરની પુરી પ્રસન્નતા હોય ત્યારેજ મોટા દરજ્જો મળે છે, માટે દરેક મનુષ્યોમાંના જેને હજારો મનુષ્યો ઉપર હકુમત ભોગવવાનો સમય આવે તેણે તો અવસ્ય ગંભીરતા, નિર્માનીપણું, દયા, પરોપકાર, અને અદલ ન્યાય ઇત્યાદિથી સર્વનુ હિત ચહાવું અને દયા રાખવી જોઇએ, તેમજ રાજા પ્રજા ઉભ-યને સંતોષ પમાડવો જોઇએ; કેમકે જેના હાથમાં રાજસત્તા અને જેના તરફથી હજારો મનુષ્યોને મદદ મળવાની આશા હોય અને જે ન્યાયકર્ત્તાની ખુરશીએ બેસીને ઇન્સાફ કરે, તેજ જ્યારે અન્યાય, અધર્મ, અને અનીતિ કરે, ત્યારે હજારો લોકોને નુક-સાન થાય તેમાં શી નવાઈ? કહેવત છે કે **"વાડ કાકડી ખાય"** અથવા **"જેની વાર તેનીજ ધાડ થાય"** ત્યારે ગરીબ પ્રજાએ ક્યાં જવું? કહ્યું છે કેઃ—

**દોહરો.**

જોરાવરના જુલમનો, કોણ કરે ફરિયાદ;
વાઘે માર્યું માનવી, એનો શો ઇનસાફ!

**ક૦ ફ૦ ડા૦**

એ કાંઇ ખોટું નથી. **"રાજા ઉઠીને લૂંટી લે તો પ્રજા**

**કોને કહે?"** માટે તમે અધિકારી હો તો કોઈ પ્રકારનો જુલમ કરશો નહિ. "**નરહર**" કવિ કહે છે કેઃ—

**કુંડળિયો.**

**નરહર** બિનતી ક્યા કરે, [1]જનુનિ [2]સુતા [3]બિષ દેત;
વાડ ખેતકું જો [4]ચુગે, સાધુ પરધન લેત;
સાધુ પરધન લેત, નાવ ઘેર ત્રીયા જો બોરે;
જો પેરા સો ચોર, પ્રીત પ્રીતમકી તોરે;
નૃપતિ પ્રજાકું દુઃખ દેત, કહા સમશેર કરધર;
સુનહો **અકબરશાહ**, કહા બિનતી કરે **નરહર.**

માટે હરકોઇ જાતનો અધિકાર મળવો એ મુસ્કેલ નથી, પણ મળ્યા પછી તેને સાચવી રાખવો તથા શોભાવવો એમાંજ ખરી પરીક્ષા રહેલી છે.

૪ પણ આ તો ખરૂં છે કે અમલ તે એક ખરેખરો અમલજ છે. ધન, દોલત, અને માલને જીરવી શકાય છે, પણ અમલને જીરવી રાખવો એ બહુ મુસ્કેલ છે; કેમકે અમલ પ્રાપ્ત થયો કે તુરત બે આંખોને બદલે ચાર આંખો થઈ જાય છે અને તેની સાથે છાતીમાં એક જાતનો ચોળો જાગે છે કે હવે આ અધિકાર આપણી પાસે સદાય રહેવાનો છે. પણ **ધ્યાનમાં રાખજો** કે અમલ આખો ભવ બેસી રહેવાનો નથી, કેમકે "**અમલ એ એક પરોણોજ છે;**" તે તો "**આજે છે, અને કાલે નથી,**" કારણકે તેને જતાં વાર લાગતી નથી. માટે અમલ મળ્યા

---

૧ જનુનિ-જનેતા-જણનારી ૨ સુતા-દીકરી. ૩ બિષ-ઝેર. ૪ ચુગે-ખાય.

પછી નમ્રતા રાખે તેજ ખરો કહેવાય જેમ જેમ જેની નમ્રતા વધતી જાય છે તેમ તેમ તેના દરજ્જામાં વધારો થતો જાય છે, એ કાંઈ ખોટું નથી. માટે **"અમલ મળે એટલે ઉંચી નજરે અને ધન મળે એટલે નીચી નજરે ચાલવું નહિ."**

૫ **યાદ રાખજો** કે દૈવ ઈચ્છાથી કોઇ જાતનો અધિકાર મળ્યો અને કોઈ માણસ ઉપર કોઇ જાતનો ઉપકાર ન થયો તો પછી **ધ્યાનમાં રાખજો** કે અધિકાર શબ્દમાંથી '**અ**' જતો રહે છે અને પાછળ ધિક્કાર દુનિયામા રહી જાય છે. માટે હે શાણા વાચનાર! ચાર દિવસની ચટકી છે, કાલ કોણે દીઠી છે? અને એક જગોએ અમર કોણ રહ્યો છે? કહેવત છે કે **"અમલ આજે છે અને કાલે નથી."** માટે શાણાઓ' અપજશ કરી લેવો નહિ. કહ્યું છે કે:—

## સવૈયો.

જો અધિકારી બની બહુ અંધ, મદોન્મત્ત થૈ જન માંહિ ફરે છે;
નીચ ગણે જન નાતતણા નગણો, બનીને જન દુઃખી કરે છે,
દાન દયા તણી વાત કરે નહિ, ઘાટ કુડા ઘટમાંહિ ઘડે છે;
**લલ્લુ** કહે છે ત્રિભૂવનને ઉડી જાય, '**અ**'કાર ધિક્કાર રહે છે.

૬ વળી જો તમે અધિકારી હો તો **સભ્યતા** એ એક મોટામાં મોટું દરેક માણસનુ કિંમતીમાં કિમતી આભૂષણ છે. તેમાં વળી અધિકારીને તો તે મોટી ઓથ આપનારૂં બંદર છે, કેમકે મીઠી જીભ રાખવાથી સબંધમાં આવનારા લોકોમાંનો મોટો ભાગ દુશ્મની રાખવાથી દૂર રહે છે. કહેવત છે કે **"મીઠાબોલાને મિત્ર ઘણા"** અથવા તો **"જીભમાં અમૃત અને**

**જીભમાં ઝેર"** એ કાંઇ ખોટું નથી. માટે અમલ મળ્યા પછી સભ્યતા રાખવી. ધ્યાનમા રાખજો કે **"જીભ હોય ઝેરી તો મુલક હોય વેરી."** માટે:—

### દોહરો.

**તુલસી** મીઠી બચનસે, સુખ ઉપજત ચહુ ઓર;
બસીકરન બિધા એહી, તજી દો બચન કઠોર.

૭ માટે હકુમત ચલાવવાની **સૌથી સરસ** રીત તો એ છે કે પેહેલાં તો પોતે પ્રિય થવાનો દાખલો બેસાડવો, અને પછી સૌ ઉપર એકસરખો અને કઠણ દસ્ત રાખવો; કેમકે જે બહુ નરમાશ રાખે તેને પછી કોઇ ગાઠતું નથી, માટે દસ્ત સારો. કહેવાય છે કે **"બેસતો રાજા અને આવતી વહુ, જો ભાર પડયો તો પડયો"** એ કાંઇ ખોટું નથી.

૮ વળી હકુમત ચલાવવામા મુખ્યત્વે કરીને રોફ રાખવાની ઘણી જરૂર છે, કેમકે હજારો મનુષ્યોને આધિનમા રાખવા એ રોફ વગર બની શકતું નથી. **"જેના દીઠા ન મરે તેના માર્યા તે શું મરે ?"** એ કહેવત મુજબ રોફ ન હોય તો કોઇ કોઈના હુકમમાં રહે નહિ, તેથી બેદરકારપણું વધી અન્યાય થાય છે વળી રોફ રાખવા જવાથી રહેતો નથી, પરંતુ તે તો અમલદારની વિદ્વત્તા, સદ્ગુણ અને હુશિયારીથીજ રહે છે. કેમકે નીતિ, પ્રમાણિકપણું, ગંભીરતા, વિદ્વત્તા અને એક વચન વિગેરે સદ્ગુણો જો અમલદારમાં હોય તો તાબાના માણસો અનીતિ અન્યાય વિગેરે કરતાં ડરે છે; કેમકે તેઓને દેહેશત રહે છે કે અપ્રમાણિકપણું થશે તો આપણો ઉપરી ન્યાયવંત છે તો જરૂર ન્યાય

કરશેજ; અને એથી કોઇ વાર આપણને મોટી હાનિ પહોંચશે આવી દેહેશત રહે છે, માટે રૂઆબ રાખવો.

૯ વળી જેના કાન કાચા હોય તેને હકુમત ચલાવવાને નાલાયક જાણવો, કેમકે કાચા કાનવાળો માણસ ઘડી ઘડીમાં પોતાના વિચારો બદલે છે. માટે દરેક બાબતમાં કાચા કાન રાખવા નહિ, અને પુરતી ચોકસી રાખવી; કેમકે વખતે નજરે જોયેલી વાત પણ ખોટી પડે છે તો પછી સાંભળેલી વાત સાચી છે એમ કેમ કહેવાય? માટે તપાસી જોવાની ટેવ રાખવી.

૧૦ દરેક અમલદારે ઇનસાફ કરતી વખતે બ્યાજબી અને નિષ્પક્ષપાતપણે વિચાર કરવો કે, જે કાર્ય હું બીજા ઉપર કરૂં છું તેથી મને ફાયદો કે ખુશી છે, પણ જો હું તેજ માણસને ઠેકાણે તેવીજ સ્થિતિમાં હોઉં ને એ કાર્ય તે મારી સાથે કરે તો કેટલું દુઃખ લાગે? આવો વિચાર કરીને તમે કોઇ પણ માણસને તેની જુદી શ્રદ્ધા, પંથ, ધર્મ, જાત, દેશ, ચામડી, કે સ્થિતિને લીધે ગમે તેટલી ઉંચી પદવીએ ચડો તોપણ પક્ષપાત, જુલમ, અનીતિ કે દુશ્મનાઈ કદી કરશો નહિ, કેમકે તમે ખુબ **ધ્યાનમાં રાખજો** કે "રાજાની રહેમ, રૈયતનું માન અને અમલની આબરૂ વધારનાર ભભકો ઇનસાફજ છે."

૧૧ વળી ન્યાય રસ્તે ચાલનારને ઇશ્વર પ્રસન્ન થાય છે, મનુષ્યોમાં માન મળે છે, અને પશુ ઇત્યાદિ પણ સહાય થાય છે અને અન્યાય કરનારનો સગો ભાઈ હોય તોપણ તે દુશ્મન થઇ દૂર ખસે છે એ કાંઈ ખોટું નથી; કેમકે દંડ આપવાને પાત્ર હોય તેનો દંડ નહિ કરનાર, અને દંડ આપવાને અપાત્ર હોય

તેનો દંડ કરનાર મોટી અપકીર્તિ પામી નર્કમાં જાય છે. "**ઇન-સાફદારને ઇશ્વર માન**" એ પણ કાંઇ ખોટુ નથી. ધ્યાનમાં રાખજો કે "**સો ગુન્હેગાર બચી જાય તેની ચિંતા નથી પણ એક બિનગુન્હેગાર માર્યો જાય તેની વધારે ફીકર રાખજો.**"

૧૨ માટે મોટાઈ મળ્યા પછી ડહાપણથી અને મોટાઇથી ચાલવું, ગરીબને હરકત કરવી નહિ; કેમકે ગરીબની હાય બહુ બૂરી હોય છે. માટે કદી તમારા મ્હોંડે તમારા દુશ્મનની કોઇ ફરિયાદ આવે તોપણ તેણે કરેલા નુકસાન ઉપર નજર ન કરતાં ફરિયાદની કેફિયત ઉપર વિચાર કરજો; કારણકે "**ઇનસાફ છે તે સરદારીને વધારે છે અને બક્ષિસ છે તે નામદારીને વધારે છે**" એ કાંઇ ખોટુ નથી. માટે કહ્યું છે કેઃ—

## દોહરો.

**તુલસી** હાય ગરિબકી, કબૂ ન ખાલી જાય;
મુવે ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય.

૧૩ વળી એક નીચ માણુસ મોટે દરજ્જે પહોંચે તે કરતાં હજારગણે હલકે દરજ્જે એક બુનિયાદ માણુસ નીચે ઉતરે તે વધારે બેહેતર છે, કેમકે નીચ માણુસ જ્યારે મોટા મરતબાને પહોંચે છે ત્યારે તે આબરૂવાળાને વધારે સતાવે છે એ કાંઇ ખોટું નથી. કેમકે "**નીચ તે નીચ**" કહેવાય છેઃ—

ઓછું પાત્ર ને અદકું ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો;
મારકણો સાંઢ ને ચોમાસું આલ્યો, કરડકણા કૂતરાને હડકવા હાલ્યો.
મરકટ ને વળી મદિરા પીયે, આપણા એથી સૌકો બીયે.

એ કાંઇ ખોટું નથી. માટે નીચને મોટો હોદ્દો આપવાથી અને ઉંચનુ અપમાન કરવાથી પરિણામ કદી સારૂં આવતું નથી.

**૧૪** આ તો ખરૂં છે કે કેટલાક મોટા અમલદારો અમલની વખતે જુના દોસ્તદારોને વિસરી જાય છે, કેમકે અમલના અધિકારમા તેઓને જુના દોસ્તો ગમતા નથી. પણ જ્યારે તેઓ અમલ ખોઈ બેસે છે અર્થાત્ તંગ હાલતમાં કે હોદ્દાથી બરતરફ થઇ જાય છે, ત્યારેજ તેઓ પોતાનુ દુઃખ વિસરેલા દોસ્તદારો આગળ જાહેર કરવા જાય છે. માટે જુવાની, રૂપ, જીવતર, હકુમત અનેસ ગાવહાલાનો સમાગમ એ સૌ હમેશા સ્થિર રહેવાના નથી. માટે જો તમે ડાહ્યા હો તો તેથી મોહ પામી જશો નહિ.

**૧૫** જુઓ કે તમે સાવચેત રહી દરેક કામ પાર ઉતારો, ભલાઇ અને હિંમત રાખો, અદ્દલ ન્યાય આપો, તાબાના નોકરો ઉપર રહેમ રાખી તેની ખોડ ખુલ્લી ન કરો, આપેલુ વચન પાળો, રાજા અને પ્રજાપર ંબ્યાજબી ચાલો, અને પછી એકદમ વજીરી કેમ નહિ મેળવો? તમે તમારા ઉપરીનો હુકમ બજાવશો તો પછી તમારા તાબેદારો તમારો હુકમ બજાવ્યા વગર કદી પણ રહેશે નહિ.

**૧૬** વળી તમે તમારા ઉપરી અમલદાર સાથે તકરાર કરીને જીત મેળવવાની આશા કદી રાખતા નહિ, કેમકે ગરીબ પૈસાવાળા સાથે અને પૈસાવાળાએ સત્તાવાળા સાથે લડીને જીત મેળવી શકાય નહિ. માટે **"દરિયામાં રહેવું અને મગર સાથે દુશ્મનાઇ"** પાલવે નહિ. વળી પોતાના ઉપરી સામે થવામાં કોઇ વાર મોટી હાનિ પહોંચે છે. **"બિશપ હોલ"** કહેતો કે બીજાને એક દુઃખ દેવા કરતાં હું પોતે હજાર દુઃખો સહન કરીશ, કેમકે મને હમેશાં જ.

ણાતું કે ઉપરી સાથે કજીઆ કરતાં બહુ હાનિ પહોંચે છે બ-રોબરીયાથી શક પડતું, અને ઉતરતા સાથે અધમ, એમ દરેક જણ સાથે કજીઆ કરતાં દુઃખ છે માટે ટંટાથી દૂર રહેવું. કહ્યું છે કે:–

### દોહરો.

સાગરમા રહી મગરથી, ઝાઝુ કરતા ઝેર,
સુખ સિધી નવ સાંપડે, નીપજે કાળો કેર.
( મળેલુ. )

એ કાઇ ખોટું નથી માટે તમે ખુબ ધ્યાનમાં રાખજો કે **"જીસકે તાબે રીજીએ, ઉસ્કા કહ્યા કીજીએ; જો કહ્યા ન કીજીએ તો, નવ પર દો લીજીએ"** મતલબ કે અગીયારા ગણી જવા એટલે નોકરી છોડી દેવી. કેમકે **"ચાકર તેરા પણ કહ્યા ન કરૂં"** એ તે કેમ બને ?

૧૭ જે માણસ અમુક ગુણ દોષ વગર એક બીજાને વધતા ઓછા ગણી વિના અપરાધે શાસન કરે છે, તે ખચિત ઇશ્વરી નિયમનુ ઉલ્લંઘન કરી પાપિષ્ઠ થાય છે માટે ગુન્હેગારોને પકડી પાડવાની રીત એ છે કે તેનો ચેહેરો ફિક્કો થઈ જાય, પગ વાંકા ચુકા પડે, કપાળપર પસીનો આવે, અટકતો અટકતો બોલે, કંપે, ભોયપર નજર કરે, અને દરેક વાત જોડીને બેસ્તી કરીને બોલે, ત્યારે જાણવું કે તે ગુન્હેગાર છે; પણ તેથી ચોકસી કરવાને ચુકશો નહિ. દરેક કેસમાં ઉંડા ઉતર્યા વિના તેની ખરી ખુબી જણાઇ આવતી નથી. માટે બેહેતર તો એજ છે કે તેની કસુર અને પાપ ઉપર નજર રાખીને શિક્ષા ઠરાવવી.

૧૮ વળી તમે કોઇને મોતની શિક્ષા ફરમાવવા અગાઉ સારી પેઠે વિચાર

કરજો, કારણકે રખેને તે બિનગુન્હેગાર હોય; કેમકે મુવા પછી બેગુન્હેગાર માલમ પડે તો પછી તેને કોઈ પ્રકારે સાજો કરી શકાતો નથી. માટે **" પાણી પીને ઘર પુછવાની ટેવ રાખવી નહિ. "**

૧૯ જે લાંચીઆ લોકોમાં રહેવા છતાં પણ લાંચીઓ થતો નથી તેજ ખરેખરો હુંશિયાર ગણાય છે. **ધ્યાનમાં રાખજો કે " લાંચ "** લેનાર અને દેનાર બંને જણા એકસરખાજ ગુન્હેગાર ગણાય છે. પણ તેમાં વળી જોરજુલમથી જે માણસ અન્ય પાસેથી ગ્રહણ કરે છે તે આ જગત્માં આબરૂ ગુમાવે છે અને પરલોકમાં પણ દુઃખી થાય છે. માટે સમજુને ઇસારોજ માત્ર બસ છે. કેમકે **" સમજુને સાન અને મુરખને ટોકણી. "** યાદ રાખજો કેઃ—

**દોહરો.**

લાંચે લોકો લૂંટવા, હક તજી ખાવું હરામ;
લાયક જન લાયક નહિ, કોળી ભીલનું કામ.

**ક૦ દ૦ ડા૦**

માટે તમે ભલેને ગમે તેટલી નીચામાં નીચી પાયરીમાં હશો તથાપિ લાંચ રૂશ્વત જેવા ખરાબ કૃત્યોથી દૂર રહી તમારા કામમાં સાવધ રહેશો તો પછી ખચિત તેનો બદલો તમોને સારી રીતે કદી પણ મળ્યા વગર રહેનાર નથી. કેમકેઃ—

**દોહરો.**

નિત્ય રહે દરબારમાં, ધક્કા ધણીના ખાય;
કોય દિન લેહેર સમુદ્રકી, દુઃખ દાળીદર જાય.

( મળેલું. )

૨૦ વળી તમે અમલદાર હો તો તમારે માન મેળવવાના મુખ્ય બે રસ્તા છે. તેમાં એક તો એ કે તમારો સગો ભાઇ ગુન્હામાં આવે તોપણ અદલ ન્યાય આપવો, અને બીજો એ કે હરામના માલથી હજાર ગાઉ દૂર રહી બધા ઉપર પ્રીતિ અને નમ્રતા રાખવી. માટે અમલના અધિકારમાં જઇ દુષ્ટ માણસોની સોબત કરશો નહિ, કેમકે એવા નીચ માણસો પોતાના સ્વાર્થ સારૂ કપટરૂપી વખાણ કરી આસમાનમાં ચડાવી અન્યાયની પાવડી ઉપર પગ મુકાવે છે અને પોતાની મતલબ સાધી અમલ ગયા પછી પોતેજ બુરૂં બોલે છે. માટે એવા માણસોથી ચેતીને ચાલજો, કેમકે એવા લોકો **"આવતેકા બોલ બાલા ને જાતેકા મુંહ કાલા"** એ કહેવત મુજબ પાછળથી બુરૂ બોલ્યા વિના રહેશે નહિ.

૨૧ પણ આ તો ખરૂં છે કે માણસ જેમ જેમ અધિકાર અને દ્રવ્યમાં વધતો જાય છે, તેમ તેમ સ્તુતિ અને લોભ તેનામાં વધતાં જાય છે, એટલે સ્તુતિ સાંભળે ત્યારેજ તેના જીવને ચેન પડે છે, પણ તેથી તો તે સારાં કામો કરવામાં રોકાતો નથી; અને પછી જ્યારે અસલ સ્થિતિમાં ગોથાં ખાયા કરે છે ત્યારેજ તેને ખોટી સ્તુતિ જણાઇ આવે છે. માટે ખોટાં વખાણથી ખુશી નહિ થતાં દર કલાકે અને દર પળે જે સારાં કામો છે તેજ કરવાં કે જેથી એની મેળેજ સ્તુતિ જાહેર થશે. પણ જમાનાના ફેરફારને લીધે આજે ખુશામતનું એટલું બધું માન છે કે, જ્યારે ઇમાનદારીને ઘરની બહાર કહાડવામાં આવે છે ત્યારે **ખુશામતને** છેક દિવાનખાનાના અંદરના ભાગમાં આસન અપાય છે, કેમકે આપણી સઘળી બાજુને **ખુશામત** ઘણી વહાલી છે. કહેવત છે કે **" કલગી વગરનો કુકડો નહિ અને ખુશામત વગરનો દરબારી**

**નહિ**" એ કાંઇ ખોટું નથી. કેમકે જુવો કે એક મૂર્ખને ડાહ્યો કહો અથવા એક લુચ્ચાને પ્રમાણિક કહો અને પછી તે તુરત તમને પોતાની છાતીની ગોદમાં ચાંપશે. પણ જો તમે સાચુ કહેશો તો તે તમારાથી દૂર ખસી જશે. કહેવાય છે કે "**સાચું સગી માને પણ ન ગમે**" માટે **ધ્યાનમાં રાખજો** કે જે ધન અને અમલની વડાઇ કરે તેને કોઇ ઠેકાણે સુખી જાણવો નહિ.

—**ફીલ્ડીંગ.**

૨૨ "**જોન્સન**" કહે છે કે "જ્યારે આપણી **ખુશામત** થઇ હોય ત્યારે આપણે તો આભારી રહેવું જોઇએ, કેમકે આપણે જાણીએ છીએ કે જેઓ સ્તુતિ કરે છે, તેઓ પોતેજ તે ખરી માનતા નથી; તોપણ તે આપણી આગળ સાબીત કરે છે અને આપણી મેહેરબાનીની કિંમત વાળી આપે છે. કેમકે જુદાના નીચપણાથીજ તેને ખરીદવામાં આવે છે, એ કાઇ ખોટું નથી.

૨૩ "**ચેસ્ટરફિલ્ડ**" કહે છે કે "ખુશામત જો કે ખોટો સિક્કો છે, તથાપિ તે દરબારીઓને મન તો એક ખિસાખરચી છે, અને દરબારની રસમથી તથા રાજી રજાવંદીથી એ સિક્કાનુ ચલણ એટલુ તો ચાલે છે કે, એ સિક્કામા નાણુ પગાર કરવું તે તર્કટ નહિ પણ હક વ્યાજબી ગણાય છે," એ પણ કાંઈ ખોટું નથી.

૨૪ "**બર્ક**" કહે છે કે "ખુશામત આપનાર અને લેનાર એ બને ખરાબી કરે છે, કેમકે ખોટી તારીફ જેટલી પ્રજાને નકામી છે તે કરતાં હાકેમને કાંઈ વધારે કામની નથી માટે તમે ખુશામતખોરોથી દૂર રહેજો. એક માણસનાં ખોટાં વખાણ કરવાં અથવા તેને ઘટે તે કરતાં વિશેષ કરીને સાતમા આસમાનમાં ચડાવવો એ સૌથી

હલકામાં હલકું છે. માટે જે કોઇ સઘળાનો બેદરકાર હોય તેનો થોડો વિશ્વાસ કરજો, જે સઘળાની ખોટ કહાડે તેનો તેથી પણ થોડો વિશ્વાસ કરજો, પણ જે સઘળાની ખુશામત કરે તેનો તો બીલકુલ વિશ્વાસ કરશો નહિ. અને આટલુ **ધ્યાનમાં રાખજો કે "જે માણસ ખુશામત કરવામાં ફાવ્યો તેણે સામાને મૂર્ખ અને પોતાને ઠગ માની લેવો."**

૨૫ જુલમ કરનાર કરતાં જુલમ ખમનારને " **ઊલટો ચોર કોટવાળને દંડે** " એ કહેવત મુજબ વધારે ઠપકો દેવાય છે, કારણકે જુલમ કરનાર કોઇનુ સાભળતો નથી અને ખમનાર પોતાની એબો પ્રસિદ્ધ કરે છે એ કાંઇ ખોટુ નથી.

૨૬ "**લોર્ડ બ્રાહ્મ**" કહે છે કે વકિલો આપણા શત્રુઓના હાથમાથી આપણી મિલકત બચાવે છે ખરા પણ પાછળથી પોતે તેના માલિક થઇ બેસે છે, એ કાંઈ ખોટું નથી.

૨૭ કોઇ પણ રાજ્યદરબારમાં નોકરી કરનાર માણસોએ **યાદ રાખવું કે** પોતાને કરવાનુ કામ નીતિ અને સાવચેતીથી કરવુ, અને બની શકે ત્યાંસુધી તો રાજાની દોસ્તી કરવી નહિ; કેમકે રાજાની દોસ્તી ખાંડાની ધાર ઉપર નાચવા જેવી છે માટે તેમનાથી દૂર રહી કામ કરવું, કારણકે દૂર રહીને કર્યાથી તેઓ ફળદાયક નિવડે છે, પણ પાસે રહેવાથી તેઓ પોતાના તાપવડે કરીને બાળી દે છે. માટે " મોટાની આશા રાખવી સારી પણ આસંગો (પ્રસગ) નહિ સારો." માટે રાજાની દોસ્તી કરતા પેહેલાં બહુ વિચાર કરજો, કેમકે "**રાજા, વાજાં ને વાંદરાં એ કોઇનાં નહિ.**" કવિ શામળ ભટ કહે છે કેઃ—

## છપ્પો.

રાજાનો વિશ્વાસ કરે, વણુ મોતે મરશે;
રાજાનો વિશ્વાસ કરે, ધન ધીરજ ધરશે;
રાજાનો વિશ્વાસ કરે, તો રામજ રૂઠયો;
રાજાનો વિશ્વાસ કરે, તો કાળજ ખુટયો;
રાજાને મિત્રજ માનશે, કહું ડહાપણ તો શું કથી;
કવિ **શામળ** કહે છે કોઇનો, મહિપતિ મિત્ર સુણ્યો નથી.





# પ્રકરણ ૭ મું.

## ઉદ્યોગ.

### કામધંધો.

**દોહરો.**

ઉપજે સુખ ઉદ્યોગથી, સુધરે વળી સ્વદેશ;
એ માટે ઉદ્યોગની, હિમ્મત ધરો હમેશ.

ક૦ દ૦ ડા૦

૧ **યાદ રાખજો** કે આપ કમાણી ઉત્તમ છે, બાપ કમાણી મધ્યમ છે, મોસાળનો પૈસો કનિષ્ટ છે અને સસરાનો પૈસો અધમ છે. માટે તન મેહેનતથી પૈસો પેદા કરવો, કેમકે પોતાની મેહેનતથી મેળવેલી રોટલી સિવાય બીજી મીઠી લાગતી નથી. કહેવત છે કે **"રંજ ખેંચીને રોટલી રળે, તો ખાતી વેળા મીઠાશ મળે"** એ કાંઈ ખોટું નથી. માટે આળસુઓના બાદશાહોએ વિચારવું કે, મેહેનત કરવાથી માણસ પોતાની જંગલી હાલતમાંથી સુધરીને હાલની અવસ્થામાં પહોંચ્યું છે. મેહેનતથી ઉજ્જડ જગાઓ

અને ભયકર જગલો ખેતીને લાયક થયા છે; અને આગબોટો, વ્હાણો, તેમજ રેલ્વેઓ વિગેરે તરેહવાર ચીજો આજે આપણે જોઇ શકીએ છીએ, એ ફક્ત મેહેનત (ઉદ્યોગ) નાજ પ્રતાપથી; માટે ઉદ્યોગ કરવાથી આપણે જોઇતી દરેક ચીજ મેળવી શકીએ છીએ કહ્યુ છે કે—

## છપ્પો.

ઉદ્યમથી સઉ હોય, લક્ષ્મી લીલા ઘર વાડી,
વિના ઉદ્યમ નહિ કોય, ન જશ આપે અન્યાડી;
પુત્ર પુત્રાદિક સર્વે, ઉદ્યમથી સુખ તે થાયે;
બેસી રહે નિશ દિન, ટુંકારા સઉના ખાયે,
બાપનો પૈસો બહુ હોય કદી, તોપણ તેણે શુ થયુ ?
બેઠે બેઠે જે ભોગવે, તેમાં શુ દૈવત રહ્યુ ?

(મળેલુ.)

૨ માટે એક ઘડી પણ નવરા બેસી રહેવું નહિ, કારણકે જે વખત જાય છે, તે આપણું આયુષ્ય ઓછુ કરતો જાય છે. આજે કરવાનું કામ કાલે કરીશુ એમ ભરોસો રાખી કાંઇ કામ બાકી રાખવું નહિ. “ **મુલતવી રાખવાનાં માઠાં ફળ** ” એ કહેવત ધ્યાનમાં રાખી જે કામ આજે થઈ શકે તેવું હોય તે કામ આજેજ કરી લેવું જોઇએ. કહ્યું છે કેઃ—

## દોહરો.

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ;
અવસર બીત્યો જાત હે, ફેર કરેગો કબ ?

(મળેલું.)

૩ વળી ગયો કાળ તે તો હમેશને માટે ગયો છે અને આવતા કાળને જોઇ શકીશું એવો ભરોસો નથી, કેમકે આવતી ક્ષણ તો ભવિષ્યના ગર્ભાશયમાં છે તેમાંથી શુ શુ નિકળશે તે આપણે કહી શકીએ તેમ નથી. માટે બેહેતર તો એજ છે કે વર્તમાન કાળનો બને તેટલો ઉપયોગ કરવો. **"કોણે દીઠી કાલ"** એ કહેવત કાંઇ ખોટી નથી, માટે ભવિષ્યને ભરોસે રહેશો નહિ.

૪ વળી સમજુ માણસો પોતાનો વખત ઉદ્યોગમાં, જ્ઞાન મેળવવામાં અને કાવ્ય શાસ્ત્રો વિગેરેમાં ગુજારે છે; પણ એક આળસુ અને એદી માણસ ઉંઘ અને કલેશમાં ગુજારે છે, એ કાંઇ ખોટું નથી. આળસુ માણસ વખતની તંગીની હમેશાં ફરિયાદ કરે છે અને ઉદ્યોગી માણસ વખત જવાની ફરિયાદ કરે છે, એ ઉપરથી સિદ્ધ થાય છે કે **"આળસુઓની ઘડી કરતાં ઉદ્યોગીનો દહાડો વહેલો ચાલે છે."**

૫ ઉદ્યોગ કરવામાં કદી ગમે તેટલી મેહેનત પડતી હોય તથાપિ તે વિષે કશી તરેહની દિલગીરી રાખવી નહીં, કેમકે તેમાં પેહેલું કદી તમે દુઃખ પામશો ખરા, પણ પાછળથી તમે ઘણા લાંબા દહાડા સુધી સુખ મેળવશો.

૬ **યાદ રાખજો** કે પાસે ગમે તેટલો પૈસો હોય તથાપિ ઉદ્યોગ વિનાનાં મનુષ્યો પાસેથી તે જતો રહે છે. કહેવત છે કે **"ખાધે ખાદ વધે"** અથવા **"ખાધે રાજાના ભંડાર પણ ખુટે"** એ કાંઇ ખોટું નથી. એ કહેવતો ધ્યાનમાં રાખી હમેશાં ઉદ્યોગ કરવો. માટે બેરોજગાર રહેવાથી કદી ગમે તેટલુ સુખ મળતું હોય તોપણ વગર ઉદ્યમે બેસી રહેવામાં રાજી થવું નહિ; કેમકે બેરો-

જમાર માણસોની ટોળી જુલમગાર લોકોની એક ટોળી કરતાં ઉત-રતી ગણાય નહિ. કહેવત છે કે "**નવરો નખોદ વાલે**" માટે જે માણસ ભાગ્ય ઉપર ભરોસો રાખી કાંઇ પણ ઉદ્યોગ કર્યા સિવાય ઘરમાં સુખે સુઇ રહે છે તે પાણીમાં રહેલા કાચા ઘડાની પેઠે નાશ પામે છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ખાય પીયે ખુશીથી પછી, સવારથી સૂઈ જાય.
તે જનના ધન માલનો, પાયો નબળો થાય.

(મળેલુ.)

૭ માટે જે માણસ કુટુંબના પોષણાર્થે ઉદ્યોગ નથી કરતો તેનામા બીજા ગમે તેટલા ગુણ હોય તોપણ શું ? કેમકે "નિરૂદ્યમી માણસ જીવતો હોય તોપણ તે મુવા બરાબર ગણાય છે." માણ-સમાં જ્યાંસુધી ધન મેળવવાની શક્તિ હોય છે ત્યાંસુધી સ્ત્રી, માતા, મિત્ર, પુત્ર અને સગાં વહાલાં સર્વે તેને આધિન થઇ રહે છે, પણ જ્યારે તે શક્તિ જતી રહે છે, ત્યારે તેઓ અળગા થઇ જઇ વાત પણ પુછતાં નથી, કેમકે "**મા જુવે આવતો અને સ્ત્રી જુવે લાવતો**" એ કહેવત કાંઇ ખોટી નથી, માટે ઉદ્યોગ કરવો.

૮ વળી ઉદ્યોગી માણસ કદી ભુખે મરતો નથી. ઉદ્યોગીના ઘર સામુ ભુખ ડોકીયાં કરીને જુવે છે ખરી, પણ અંદર પેસવાની તેની હિંમત ચાલતી નથી. માટે હાથ અટકાવીએ તો મોઢું ચાલે કેમ ? અને ચાકરી અટકાવીએ તો ભાખરી પામે કેમ ? માટે ઉદ્યોગ કરવો. વળી મેહેનતનો ઘટતો બદલો ઉદ્યોગ આપે છેજ. કહેવત છે કે "ઉદ્યો-

**ગથી ધન નહિ તોપણ ધાન્ય તો મળેજ"** એ કાંઇ ખોટું નથી. માટે ઉદ્યોગ કરવો.

૯ ઉદ્યોગી માણસોનો હાથ ગરીબાઇને હઠાવે છે, કેમકે આબાદાની અને સ્નેહ એ ઉદ્યોગી માણસોના અંગભૂતો છે. જે માણસ દોલતવાળો થયો છે, માન પામે છે, વખણાય છે, અને રાજાઓને પ્રિય લાગે છે તે કોણ છે? તે તો એ છે કે જેણે આળસને પોતાના ઘરમાંથી હાંકી કહાડી છે અને ઉદ્યોગનો દોસ્ત છે, તેજ છે. માટે "**ઉદ્યોગનો હાથ તંગીને નસાડે છે**" એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૧૦ વળી પડી રહેલું લોઢું જેમ કટાઈ જાય છે, તેમ નવરા બેસી રહેવાથી શરીર બગડી જાય છે, માટે ઉદ્યોગી થવું, કારણકે ઉદ્યોગ છે તે સારા નસીબની મા અને આખી દુનિયાનો અચળ પાયો છે. ગમે તેવો જોરાવર માણસ પણ નવરો બેસી રહે તો તે કમજોર થઈ જશે, માટે ઉદ્યોગી થવું, કેમકે કામધંધો છે એ એક ઇશ્વિરી હકિમ છે, અને માણસોના સુખનો સ્તંભ છે. કહેવાય છે કે કામાર્થું આદમીને ખરેખરી અને યોગ્ય શિક્ષા કરવી હોય તો તેને નવરો બેસાડી મૂકો એ કાંઈ ખોટું નથી, કારણકે ઉદ્યોગ કરવાથી જેટલી શક્તિઓ ઘસાતી નથી તેટલી નવરા બેસી રહેવાથી ઘસાય છે. માટે નવરા બેસી રહેવું નહિ. કહ્યું છે કેઃ—

નવરો નર નિંદા વિના, કહો કરે શુ કામ?
નિંદાનો ધંધો કરી, પામે સંકટ દામ.

( મળેલું. )

૧૧ માટે વાંચનાર! જો તમારે જ્ઞાન જોઇએ તો મહેનત કરો, ખોરાક

જોઇએ તો મહેનત કરો, પૈસો જોઇએ તો મેહેનત કરો, અને મોજમજાહ જોઇએ તોપણ મેહેનત કરો; કેમકે મહેનત કરવાથી એ સઘળું તમે મેળવી શકશો. ઉદ્યોગ કરવાથી એક ગરિબમાં ગરિબ માણુસ કદાપિ જો કીર્તિ મેળવતો નથી તોપણ આબરૂ ઇજ્જત તો મેળવે છેજ. "**વિલીયમ પેન**" કહે છે કે—"હુન્નરની, વિદ્યાની, અને શાસ્ત્રોની તવારિખોમાં ઘણાંખરા નામો ઉદ્યોગી માણુસોનાજ આપણે વાંચીએ છીએ," એ કાંઈ ખોટું નથી. માટે ઉદ્યોગ કરવો.

૧૨ વળી તમે ગમે તેટલી વિદ્યા ભણેલા હશો તથાપિ ઉદ્યોગરહિત હશો તો પછી તમારામાં બીજા ગમે તેટલા ગુણો હશે તોપણ તમે મૂર્ખમાં ખપશો, કેમકે ઉદ્યોગી માણુસ અભણ છતાં પણ ડાહ્યો ગણાય છે; કારણકે ઉદ્યોગ કરવાથીજ માણુસ તવંગર, તંદુરસ્ત અને ડાહ્યું ગણાય છે, એ કાંઈ ખોટું નથી. કહેવત છે કે "**ધંધા વિનાના નર ને ભીંતે ભટકાઇ મર**" એ કાંઇ ખોટું નથી.

૧૩ ઉદ્યમે ચડવાનું મૂળ પગથિયુ વિદ્યા છે. વિદ્યાથી વિનય મળે છે અને વિનયથી સુપાત્ર થઇ સારા ગૃહસ્થોની પંક્તિમાં અવાય છે, અને તેથી પછી ધનની પ્રાપ્તિ થાય છે; કેમકે જે સદા હુન્નર અને યુક્તિઓ રચતો જાય છે તેનું કામ સિદ્ધ થયા વિના રહેતું નથી. ભાગ્ય ઉપર ભરોસો રાખનાર મૂર્ખ ગણાય છે. યુક્તિઓ કર્યાં છતાં કદી કામ ન બની આવે તો પછી આપણાપર દોષ નહિ. ખરૂં છે કે ભાગ્ય ઉપર ભરોસો રાખનાર મનુષ્ય ભુખ્યો હોય અને પાસે પડેલું ભોજન હાથ હલાવી ઉદ્યમ કરે નહિ તો

ક્યાંથી જમે ? માટે દરેક બાબતમાં ઉધમ કરવો, કે પછી તગદિરની માલમ પડે. કહ્યુ છે કેઃ—

**દોહરો.**

કરી ભરોસો કર્મનો, કહે થશેજ થનાર;
આપ તજે ઉદ્યોગને, એ પણ એક ગમાર.

ક૦ દ૦ ડા૦

૧૪ ધંધાનુ જ્ઞાન બે પ્રકારથી થાય છે. એક અનુભવથી અને બીજું અભ્યાસથી. સારો ધંધો ચલાવવામાં એ બંને જ્ઞાનની જરૂર છે, કારણકે તે બંને જ્ઞાન ન હોય તો પછી **"ધંધાની ધૂળ અને અવદશાનું મૂળ"** એ કહેવત જેવું થાય છે.

૧૫ વળી ધંધાનાં મૂળતત્ત્વો ત્રણ પ્રકારથી સમજી શકાય છે. તેમાં પેહેલું નિરીક્ષા, બીજુ વાતચિત, અને ત્રીજું વાંચન; કેમકે પેહેલાથી બનાવો માલમ પડે છે, બીજાથી વાકેફગારી, અને ત્રીજા યાને છેલ્લાથી બનાવો સાથે મૂળ બંધારણ સમજાય છે. જેઓ ઉધમ કરવામાં ફત્તેહ પામ્યા હોય તેઓને એક ફત્તેહમંદ પ્રધાન જેવા જાણવા.

૧૬ વળી મેહેનત કરવાથી શરીરમાં સ્ફૂર્તિ, કામ કરવાનું સામર્થ્ય, અવયવોનું છુટા થવું, દ્રઢતા, વાતાદિ દોષોનો ક્ષય, અને જઠરાગ્નિની વૃદ્ધિ થાય છે; અને મેહેનતથી દૃઢ કરેલા શરીરવાળાને ઘણું કરીને રોગ થતો નથી. એમ ઉદ્યોગી માણસ આળસુ કરતાં હમેશાં નિરોગી રહે છે, કેમકે ઉદ્યોગમાં તેનું મન અને તન રોકાયલું હોવાથી વ્યાધિ તેમાં વસી શકતી નથી, વળી તેની સ્ત્રી પણ કામાથું બને છે, અને તેનાં છોકરાં ચંચળ નિવડે છે. કહેવત છે કે

**"જેવાં માબાપ તેવાં છોકરાં"** એ કાંઇ ખોટું નથી.

**૧૭** માટે તમે મનની અને તનની આળસને લોઢાના કાટ જેવી ગણજો, કેમકે ઉદ્યોગ કરવાથી જેટલી શક્તિઓ ઘસાતી નથી તે કરતાં આળસ રાખવાથી વધારે ઘસાય છે; માટે આળસ તજી ઉદ્યોગ કરવો. **"આળસથી કટાઇ મરવા કરતાં ઉદ્યોગથી ઘસાઇ મરવું એ વધારે બેહેતર છે."**

**૧૮** વળી ઇશ્વિરનું સ્મરણ કરનારને જેમ પાપ પ્રાપ્ત થતું નથી, મૌન પદ ધારણ કરનારને જેમ કલેશ પ્રાપ્ત થતો નથી, અને સત્ય બોલનારને જેમ ભય પ્રાપ્ત થતો નથી, તેમ ઉદ્યોગ કરવાથી માણુસને દરિદ્રતા પ્રાપ્ત થતી નથી. માટે એક ઘડી પણ નવરા બેસી રહેવું નહિ. **"ધંધાને જો એક ઘડી મૂકયો, તો ધંધો આપણને ચાર ઘડી મૂકે."** આ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો

**૧૯** વળી ઉદ્યોગ કરવો તે પણ એક દેવ પુજવા બરાબર છે, કેમકે આળસુને દેવ પણ પ્રસન્ન થતો નથી. આળસુ માણસને ઉદ્યોગ કરવો એ પહેલાં તો ઘણો શત્રુ સમાન લાગે છે પણ પાછળથી તેનાં ફળો ભોગવતી વખતે ઘણોજ આનંદ પ્રાપ્ત થાય છે, એ કાંઇ ખોટું નથી. ધ્યાનમાં રાખજો કે **"ધંધો કર્યે ધાન મળે અને વિદ્યા ભણ્યે માન મળે."**

**૨૦ યાદ રાખજો** કે મગજને અક્કલ હોતી નથી, અને ઇચ્છાનુસાર મનને કાંઈ વાત અશક્ય નથી; કેમકે **"કાળા માથાનું માનવી ચાહે તે કરી શકે છે"** એ કાંઈ ખોટું નથી. એક ઉદ્યોગી માણુસ મનમાં ચિંતવેલા ગમે તેવા પણ વિકટ કામમાં જો મચ્યો રહે તો તે પાર ઉતરી શકે છે. માણુસની અક્કલ અપાર

છે પણ મન અપાર નથી; તોપણ મનમાં ધારેલું કામ પાર ઉતારવામાં ઉદ્યોગી મનુષ્યો હમેશાં ફત્તેહ પામે છે. કહેવાય છે કે ઉદ્યોગ કરનારને કોઇ પણ વસ્તુ દૂર નથી, હિંમતવાનને કોઈ પણ કામ અશક્ય નથી, વિદ્વાન માણુસને કોઈ પણ દેશ પારકો નથી, અને સાચુ બોલનાર માણુસને કોઈ પણ શત્રુ નથી. માટે કહ્યું છે કેઃ—

**દોહરો.**

મન પર લેતાં સો બને, સો કારજ શુભ થાય;
ખોટી મનની માત્ર છે, વિઘ્નો દૂર ટળાય.

**દા૦ એ૦ તારાપોર.**

૨૧ માટ તમે અવસ્ય **ધ્યાનમાં રાખજો** કે જેઓ મેહેનત કરવાની શક્તિ છતાં આળસુ થઇને ભિક્ષા માંગનાર હોય છે, તેઓનો તોલ એક તરણા (તણખલા) કરતાં પણ હલકો થઇ જાય છે. તે માંગવાનો વિચાર મનમાં કરે છે ત્યાં તો પવન વિષે જેમ તરણું ઉડી જાય છે, તેમ તેની આબરૂ નાશ પામે છે. એ વિષે એક કહેવત છે કે "દિવાનની પદવીએ ચડેલા બ્રાહ્મણે હાથીની અંબાડીએ બેઠા છતાં મુળા જેવી હલકી બક્ષિસમાં હાથ ધર્યો." ત્યારે તેની સ્ત્રી બોલી કેઃ—

**કંથડો તો કુંજર ચડ્યો, કનક કડાં દો હથ્થ;**
**માગ્યાં મુક્તાફળ મળે, પણ ભીખને માથે ભઠ્ઠ.**

એ કાંઈ ખોટું નથી. માટે નીચામાં નીચો ધંધો ભીખ છે. ઘાસ હલકું છે તે કરતાં રૂ વધારે હલકું છે અને એ સોથી પણ યાચક વધારે હલકો છે. કોઇએ પવનને પૂછ્યું કે તું ઘાસ અને રૂને લેઇ જાય છે ત્યારે તેથી હલકા યાચકને કેમ છોડી દે છે?

ત્યારે પવન બોલ્યો કે હું પણ ડર ખાઉં છું કે રખેને તે યાચક મારી પાસે પણ માંગે ! માટે સૌથી હલકો ધંધો ભીખ છે. "ભીખ માગવા કરતાં હલકામાં હલકી નોકરી કરવી તે વધારે સારી છે." માટે તમે ખુબ ધ્યાનમાં રાખજો કે:—

**દોહરો.**

સૌથી ભુંડી ચાકરી, તેથી ભુંડો ભાર;<br>તેથી ભુંડુ યાચવું જે, સુમ કહેવો દાતાર.

( મળેલુ. )

૨૨ આ તો ખરૂં છે કે જે અશક્ત એટલે સંસાર માહેના કોઈ પણ ઉદ્યોગ કરવાને સમર્થ નથી તે સાધુ થાય છે, નિર્ધન હોય તે વિષય ભોગ છોડી દે છે, જેને વ્યાધિ થયો હોય તે ઈશ્વરનો ભક્ત થાય છે, અને વ્યભિચારિણી સ્ત્રી વૃદ્ધાવસ્થામાં પતિવ્રતાનો ધર્મ પાળે છે. એટલે જેનાથી જે કામ નથી બની શકતું તે તેમ કરે છે. શરીર પડવાનો પણ ભય નહિ રાખીને ઉદ્યોગમાં મચી રહેનારા ચતુર અને બુદ્ધિ પહોંચાડીને કામ કરનારા મનુષ્યોથી નહિ બની શકે એવું કાંઇ નથી. માટે:—

**દોહરો.**

આળસ તજી ઉદ્યમ કરો, ચિત્તમાં કરી વિચાર;<br>સુખ પામે જન સર્વદા, વળી સુધરે સંસાર.

ક૦ દ૦ ડા૦

૨૩ વળી આટલું પણ ખરૂં છે કે, નીચ લોકો વિઘ્નના ભયથી કાંઈ કામ આદરી શકતા નથી, મધ્યમ લોકો આરંભ કરીને વિઘ્ન આ-વવાથી અટકી જાય છે, પણ ખરેખરા ઉદ્યોગી મનુષ્યો તો ગમે

તેવાં વિઘ્ન આવે તે છતાં પણ હિંમત રાખી કદી છોડતા નથી. માટે સારાં કામો આદર્યા તો પછી પડતાં મૂકવાં નહિ. જે મનુષ્ય વારવાર આરંભે છે તેનો ભાગ્યોદય થાય છે જ. કહેવાય છે કે **"જે બેઠો છે તેનું નસીબ બેસી રહે છે, ઉભો છે તેનું નસીબ ઉભું થાય છે, સુતો છે તેનું ભાગ્ય સુઇ રહે છે, અને જે હીલચાલ કરે છે તેનું ભાગ્ય ચેતનાને પકડીને હીલચાલ કરે છે."** મતલબ કે ધારેલું કામ પાર પડે છે. તોપણ દૈવની ગતિ અકળ છે. કોઇ કામમાં ધારેલા લાભને બદલે અણલાભ થઇ પડે છે, અને નહિ ધારેલામાં લાભ થઇ પડે છે. માટે માણસના વિચારો કાંઇ કામ આવતા નથી, કારણકે **"આદર્યા સો અધબિચ રહે ને હરિ કરે સો હોય"** એ કાંઇ ખોટું નથી. તોપણ માણસોએ પોતાનો ઉદ્યોગ ચાલુ રાખવો. **"ધંધો ધંધાને વધારે"** એ કહેવત ખોટી નથી. માટે ઉદ્યોગ ચાલુ રાખવો કે જેથી નસીબની ગતિ માલમ પડી આવે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

આદર્યા સો અધબિચ રહે, હરિ કરે સો હોય;
મન માને આનંદ કરે, મન માને સો રોય.

(મળેલું.)

૨૪ એક ધંધો તોપણ પક્કો શિખવો; કારણકે જે ધંધામાં તમે તન મન અને ધનથી મચ્યા રહેશો તો પછી તેજ ધંધામાં કુશળતા મેળવવાને તમે ભાગ્યશાળી થયા વગર કદી પણ નહિ રહો, માટે નીચ પાસેથી પણ વિદ્યા, હુન્નર કે કળા શિખવી. પઢવા પૂછવામાં કાયર ન થવું. ઉદ્યોગી માણસોએ દેશાટન, રાજસભામાં જવું, વેપાર

વિદ્યાનું ચિંતન કરવું, વેપારીઓની સંગત, અને વિદ્વાનોની મિત્રાઇ કરવી. **"વ્યાપારે વસતિ લક્ષ્મી:"** આ કહેવત ધ્યાનમાં રાખીઃ—

### દોહરો.

જો નર તું આ જગતમાં, ધનની ઇચ્છા ધાર;
તો વસજે વાસો કરી, વિશેષ જ્યાં વેપાર.

ક૦ દ૦ ડા૦

૨૫ ઉદ્યોગી માણસના સાથી સુખ અને વૈભવ બને છે, કેમકે ઉદ્યોગી માણસો આળસને પોતાના ઘરમાં પેસવા દેતા નથી, અને તેને પાકી શત્રુ માની લે છે. માટે આ જગતમાં કોઈ શિખીને જન્મ પામતું નથી. દરેક કામ શિખવાથી આવડે છે. માટે તમે જે ઉદ્યોગ કરવાને ચ્હાતા હો તેમાં બરાબર ધ્યાન આપશો તો પછી તે ઉદ્યોગ તમે ઝડપથી કરી શકશો. કેમકે તમારૂં આદરેલું કામ **" કામ કામને શિખવે "** એ કહેવત મુજબ પોતાની ખામીઓ પોતાની મેળેજ બતાવી આપશે.

૨૬ વળી જે સ્થળે તમારો ઉદ્યોગ ચાલતો નથી, અને જ્યાં તમે દુઃખી થયા, તે સ્થળમાં પડી રહેશો નહિ. **" બાપના કુવામાં બુડી મરાય નહિ "** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખી જ્યાં સારો ઉદ્યોગ ચાલતો હોય ત્યાં જઇને વસવાની હિંમત હારશો નહિ. **" પુરૂષના કરમ આડું પરગણું "** એ વાત કાંઇ ખોટી નથી. કહેવાય છે કે **" પરદેશ ગયા વિના પૈસો અને પદવી પ્રાપ્ત થાય નહિ. "** માટેઃ—

**દોહરો.**

કરીએ જઇને વાસ, જ્યાં પૈસાની પેદાશ;
જંગલમાં મંગળ કરે, પૈસો જેની પાસ.

( મળેલુ. )

૨૭ પરન્તુ આ મારા બાપનો કુવો છે એવા ખોટા વ્હેમથી પાસે પડેલું ગંગાજળ મૂકી ખારૂં જળ પીનારાઓએ અવશ્ય જાણવું કે ઉદ્યોગને સારૂ ગમે તેવો પારકો દેશ પોતાનો ગણી ત્યાં જવામાં પાછા હઠવું નહિ. એ વિષે આપણા પૂર્વના વૃદ્ધોની એક કહેવત છે કે **" જે જાય જાવે તે ફરીને ન આવે, અને આવે તો એટલું ધન લાવે કે તેના પરીયાના પરીયા ચાવે "** એ કાંઇ ખોટુ નથી. માટે દેશકાળ પ્રમાણે વર્તી જ્યાં સારો ઉદ્યોગ ચાલતો હોય ત્યાં વસવું.

**દોહરો.**

સબી ભૂમિ ગોપાલકી, વામે અટક કહા ?
જીસ્કે મનમેં ખટક રહી, સો હી અટક રહા.

**કરસનદાસ મુળજી.**

૨૮ પણ આ તો ખરૂં છે કે, વિદ્યાનો ધંધો કાગડાએ બગાડ્યો, રાજાની કૃપાનો ભરોસો નહિ, ખેતીમાં મેહેનત ઘણી અને લાભ થોડો, વિદ્યા મેળવવામાં ગુરૂની સેવાનું દુઃખ, વ્યાજ વટાવના ધંધામાં પૈસો પારકે હાથ જવાનું દુઃખ; માટે વાણીયા વેપારીના સરખો ધન કમાવાનો બીજો ધંધો નથી, કેમકે વેપારમાં ડાહ્યો માણસ દેશાંતર જઈ એકના દસ કમાય છે. માટે **"ડાહ્યો દીકરો દેશાવર જાય, અને ડાહી વહુ રાંધણીયામાં પેસે"** એ કહે-

વત ધ્યાનમાં રાખી ધંધો કરવો. સ્ત્રી પતિવ્રતા ન હોય અને પુરૂષ ઉદ્યોગી ન હોય તો તે બંને ગમે તેવાં બળવાન હોય તથાપિ વરસાદના કરાની પેઠે લય પામે છે.

૨૯ માટે ઉદ્યોગ કરવામાં માનસિક બુદ્ધિવાળો માણસ વધારે હોશિયાર ગણાય છે, કેમકે એવો માણસ પોતાની આગળ જે જે બનાવ બને છે, તેને તે લક્ષપૂર્વક નીહાળે છે, અને પોતાની તેમજ બીજાની વર્તણુક ઉપર બારિકીથી વિચાર કરે છે અને પછીજ પોતાના વિચારોનું પાલન કરે છે. પંડિત હોય તેનામાંજ આવા ગુણ હોય છે એમ નથી. પરંતુ કેટલાક થોડા જ્ઞાનવાળા મનુષ્યોમાં પણ એવા ગુણો જોવામાં આવે છે. માટે જે માણસ શોધક બુદ્ધિવાળો હોય છે તે કોઇ પણ બાબતમાં ઉંડો ઉતરી પોતાના મનની ચંચળ વૃત્તિઓ વડે કરીને ગમે તેવા ગુપ્ત સ્થળમાં રહેલી ઉદ્યોગની બારિકીઓને તે શોધી કહાડે છે, એ કાંઈ ખોટું નથી. માટે ઉદ્યોગી થવું.

૩૦ **યાદ રાખજો** કે સબંધી વા મંત્રીઓ જો ઇર્ષ્યાથી દબાઇને પણ નવા નવા ઉપાયો અને ઉદ્યોગો કરવા લાગે તો કહ્યું છે કે "**સ્વામીની સંપત્તિઓને પણ લેઇ શકે**" એ કાંઈ ખોટું નથી. માટે હુન્નરો કરવા, કેમકે "**સો બળ ને એક કળ**" એ કહેવત મુજબ સો બળથી જે કામ નથી થતું તે એક કળથી બની આવે છે.

૩૧ માટે તમે જે ધંધો કરતા હો તેમાં પુરી કાળજી રાખી તમારૂં તન, મન, અને ધન તેમાં બરાબર પરોવજો, પણ બીજા ઉપર ભરોસો રાખી આળસુ **થશો** નહિ. "**પારકી આશ સદા નિરાશ**" એ કહેવત ધ્યાનમાં રાખી બની શકે ત્યાંસુધી તો

તમારા હાથથીજ કામ લેતા રહેજો; કેમકે **"પારકું ઠાર્યું અને પોતાનું બાળ્યું"** એ બન્ને બરાબર ગણાય છે. માટે તમારા ઉદ્યોગનું ફળ બીજાની મેહેનત કરતાં તમારી જાત મેહેનતથી તમે વધારે સારૂં મેળવી શકશો. કહેવત છે કે **"મેઘ સમાન જળ નહિ અને આપ સમાન બળ નહિ."** માટે તમારા હાથથીજ કામ લેજો. છતાં તમારે બીજાના બળની જરૂર પડે તો તેની કાંઇ ચિંતા નહિ પણ તમારી તજવીજમાં તમે ભુલશો નહિ.

૩૨ વળી એકી વખતે ઝાઝાં કામો થઈ શકતાં નથી માટે એક કામ પુરૂં થઇ રહ્યા બાદ બીજુ કરવું; કેમકે **"બે ઘોડે સાથે ન ચડાય;"** પરંતુ કેટલાક માણસો એકી વખતે ઘણાં કામો માથે લેઇ તે કરવાનું ધારે છે, પણ તે કામો જ્યારે પોતાથી પૂરાં થઇ શકતાં નથી ત્યારે તેઓ પસ્તાય છે. જેમ જંગલી દેશના લોકો સઘળું કામ પોતાને હાથે કરવા જાય છે ખરા પણ તેમાં તેમને સુધરેલી પ્રજા માંહેના ઘણા ગરીબ જેટલુ પણ સુખ મળતું નથી. માટે એક ધંધો તોપણ પક્કો શિખવો. **"કાં ઝાઝી ખેતીનો અને કાં ઝાઝી બેટીનો ધણી લથડે"** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૩૩ વળી તમે જે કામ માથે લીધુ હોય તેમાં ફતેહ મળશેજ એમ ભરોસો રાખી બ્યાજબી કોશેશ કરવી ખરી, પણ જો ફત્તેહ મેળવવાના પ્રથમથીજ આશા છોડી દીધેલી હોય તો પછી તેમાં થયેલી નિષ્ફળતાને માટ પસ્તાવો કરવા કરતાં પેહેલેથીજ તેના છેવટ વિષે નક્કી કરી લેવું, એ વધારે બહેતર છે. કહ્યું છે કેઃ—

**સમજ પહોંચ્યા વિના કરે, વેપાર ધંધો મોટો;**
**પેહેલો વિચાર સારો પણ, પછી પસ્તાવો ખોટો.**

૩૪ વળી કેટલાંક કામો એવાં પણ હોય છે કે તે જુદા જુદા માણસોએ વ્હેંચી લીધાથી જલદી અને સ્હેલાઇથી બની શકે છે. જેમ એક લોઢાની ટાંકણી એકજ માણસ બનાવે તો દહાડામાં દસ ભાગ્યેજ બનાવી શકે પણ ઘણા માણસો એકઠા થઈ દહાડામાં હજારો ગમે બનાવી શકે છે. કહેવત છે કે " **ઝાઝા હાથ રળીઆમણા અને ઝાઝાં મોં અદીઠ** " એ કાંઇ ખોટું નથી. માટે દરેક કામ કરતાં પહેલાં તેનો વિચાર કરી રાખનાર એક ઉદ્યોગી માણસ ફતેહ મેળવે છે, કેમકે દરેક કામ કેવી રીતે કરવું તેની તેણે પ્રથમથીજ માહેતી મેળવી રાખેલી હોય છે.

૩૫ કદાપિ ઉદ્યોગ કર્યે છતે પણ ધન ન મળ્યું તો હું મંદભાગ્ય છું એમ કહી તમારા આત્માને નિંદશો નહિ, પણ બનતાં સુધી યત્ન ચાલુ રાખજો, કેમકે " **મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા** " એમ ધારી જે કામ માથે લીધુ છે તેમાં ફતેહ મળશેજ એમ ધારી વ્યાજબી કોશેશ કરતા રહેજો.

૩૬ વળી તમે ગમે તે ધંધો કરતા હો તથાપિ તેમાં બનતાં લગણ તો બીજાઓની હરિફાઈ કરતા રહેજો અને જેમ કિફાયત પડે તેવી યુક્તિઓ વાપરતા જજો, કેમકે હરિફાઈ કરવાથી તમારા ધંધા માંહેની છુપી ખામીઓ તમે સ્હેલાઇથી દૂર કરી શકશો, માટે તમે એકદમ વધારે નફા તરફ દોડશો નહિ; કારણકે તેમ કર્યાથી તમે ગ્રાહક મેળવી શકવાના નથી. આ વખતે " **થોડે નફે બમણો વકરો** " એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો, અને તમારા ધંધામાં જે નફો મેળવવાને તમે ભાગ્યશાળી થયા હો તે નફો જલદીથી લેઇ લેજો; પણ વધારે નફાની આશાએ આવેલો થોડો નફો ગુમાવશો નહિ. યાદ રાખજો કે " **મળતો નફો ન ખાય તેને**

**માથે જુતીયાં "** અને વળી કહેવાશે કેઃ—

**આસ્તા વેચ્યા બાસ્તા વેચ્યા, સોળસેં વેપાર કીધા;**
**કરમમાં ભાંગી કાટલી તે, આખર પરવાળા લીધા.**

૩૭ વળી કોઈ ઉદ્યોગમાં કદિ નાસીપાસ થવાય તોપણ જો તે સારો ઉદ્યોગ હોય તો ફરીથી આદરવો, કેમકે કેટલાંક કામો એવાં હોય છે કે વિના ઉદ્યમે કાળે કરીને ફળીભૂત થાય છે; એકલા ઉદ્યોગથીજ સિદ્ધ થતું નથી. માટે યોગ વિચારી દરેક કામ આદરવાં. "**વિચારીને કામ કર** " એ ટુંકા બોલની લાંબી સમજણ ઉપર પ્રથમથીજ ધ્યાન દેવું જોઇએ, કેમકે એ બોલ છે તો નાનો પણ મોટું ડહાપણ ધરાવે છે; અને એ રીત નિત્ય પકડી તો પછી "**સત્ય અને સલામતી પ્રાપ્ત થયા વિના રહેનાર નથી.** "

૩૮ વળી જેઓ ખરેખરા ઉદ્યોગી છે તેઓનામાં મુખ્ય કરીને ઉદ્યોગ, કરકસર, અને પ્રમાણિકપણું એ ત્રણ મોટા ગુણો હોય છે; અને એ ત્રણે ગુણોવડે કરીને દોલતવાન થવાય છે, માટે તમે પાઇની સંભાળ રાખશો એટલે પૈસો તમારી સંભાળ રાખશે. ઉદ્યોગ છે તે પૈસાદારીનો પાયો છે, કેમકે તે ગરિબાઇને હઠાવનારો એક જબરદસ્ત જક્ષ છે. માટે ઉદ્યોગ કરજો એટલે તમને સઘળાં સુખો મળ્યા વગર રહેશે નહિ.

૩૯ વળી કોઈ માણુસ ગમે તે ધંધામાં પડયો એટલે કાંઈ એકદમ કરકસરીઓ અથવા ખર્ચાળ થઇ જતો નથી પણ એજ ધંધા પાછળ મંડયા રહેવાથી ધીમે ધીમે અને સંગીનપણે એ સઘળા ગુણો મેળવવાને શક્તિમાન થાય છે. કહેવત છે કેઃ—

**ધીરાં ધીરાં રાવતાં, ધીરે સંપત હોય;**
**માળી સિંચે સોગણાં, પણ રતવિણ ફળ ના હોય.**

એ કાંઈ ખોટું નથી. માટે ધીરજ રાખી ધન કમાવું.

૪૦ વળી પોતાથી બની શકે તેજ ધંધો કરવો પણ બીજાની દેખાદેખી કરી વગર માહેતીવાળો રોજગાર કરવો નહિ, કારણ કે જે ધંધો કરવો ન ઘટે તે કરવા જાય તો તેનાં ફળ કડવાં મળે છે. કહેવત છે કે "**હજામથી શરાફનો અને શરાફથી હજામનો ધંધો કરાય નહિ**" એ કાંઇ ખોટું નથી. કેમકે "**કુંભારના હાથમાં હીરો અને ઝવેરીના હાથમાં ટપલો**" એ બંનેની કિંમત સરખી હોય છે. માટે ધ્યાનમાં રાખજો કેઃ-

**કરતા હોય સો કીજીએ, અવર ન કીજે કગ;**
**માથું રહે સેવાળમાં, ને ઉંચા રહે બે પગ.**

એ કાંઈ ખોટું નથી. માટે તમે જે ધંધાની હરિફાઇ કરી શકવાના નથી તે ધંધો કદી કરશો નહિ. કેમકેઃ—

**દોહરો.**

જેને સરજ્યું તે કરે, ધંધો જેનો ખાસ;
દુધનો પીનારો કદી, ગળી શકે નહિ છાશ.

**દા૦ એ૦ તારાપોર.**

૪૧ વળી જે માણસો બહુ ડહાપણ રાખીને પગલે પગલે શક રાખ્યા કરે છે અને સારો ઉદ્યોગ છતાં લોકોની નિંદાથી ડરે છે, તેઓની પાસેથી ઉદ્યોગથી ઉત્પન્ન થતાં સારાં ફળો અને સંપત્તિઓ વેહેલી દૂર જતીં રહે છે. માટે સારો ઉદ્યોગ કરવામાં શરમાવું નહિ. પણ જે માણસ પોતાની પાસે ઉદ્યોગનાં સાધનો નહિ છતાં ખોટી

બડાઈ કરે છે તે મૂર્ખમાં ખપે છે. માટે તમે જે ધંધો કરતા હો તેમાં **"પહેલા પાર પડો અને પછી બહાર પડો."**

૪૨ **યાદ રાખજો કે** કેટલાંક કામો શરૂઆતમાં બડો જોસ અને મોટો ડોળ બતાવે છે, પણ લાંબે દહાડે તે પડી ભાગે છે. માટે દરેક કામ કરતાં પહેલાં તેના ચોતરફના ભવિષ્યના વિચારો બાંધીને પછી આદરજો, નહિતો પછી **"પટેલની ઘોડી પાધરસુધી"** એ કહેવત જેવું થશે.

૪૩ વળી તમે જે ધંધો કરતા હો તેનો હિસાબ પક્કો રાખજો, કેમકે હિસાબની ચોખ્ખાઇ એ તમારા વ્યવહાર, વેપાર, અને ધંધા ધાપાને કામે લાગનારી કુંચી છે, અને વળી તે ઉદ્યોગની ઉપજ બતાવી આપનારો એક અરિસો પણ છે. **"હિસાબ થાય નક્કી ત્યારે બાકી થાય પક્કી"** એ કહેવત ધ્યાનમાં રાખી હિસાબ ચોખ્ખો રાખજો. કહેવાય છે કે-**"બક્ષિસ લાખોની પણ હિસાબ કોડીનો"** એ કાંઈ ખોટું નથી; માટે ભલેને વેપારમાં અજાણ્યા થજો પણ વેહેવારમાં ભાઇબંધ થજો; કેમકે તમે વહેવાર ચોખ્ખો રાખશો તો પછી થાપણ એકઠી કરવાની તમને જરૂર રહેશે નહિ. **"શાખે વાણીયો રળી ખાય અને શાખે ચોર માર્યો જાય."** વળી ધ્યાનમાં રાખજો કે વહેવાર રાખ્યો રહે અને કહાડયો જાય છે. કહેવાય છે કે **"વહેવારને હાથપગ હોતા નથી"** એ કાંઇ ખોટું નથી. **"વહેવાર વડો અને પ્રીત ચોપડી"** એ વાત ખુબ ધ્યાનમાં રાખજો; અને વળી આટલું પણ **યાદ રાખજો કે:—**

**"કન્યા કરજ ને કારભાર, એ ત્રણે કરગરે મળે નહિ."**

૪૪ જે શખ્સ પોતાનુંજ પેટ ભરવાની કોશીશ કરે છે તેની હાલત કદી પણ સારી થવાની નથી; માટે જે પોતાનાં કુટુંબીઓ, ભાઈઓ, અને પેશીઓને ગુજારી શકે તેનુ જ જીવતર સફળ ગણાય છે.

૪૫ છેલ્લે તમે **યાદ રાખજો** કે "ઘર" શબ્દ જે બધાને અતિ પ્યારો છે તેનો ખરેખરો ભાવ ઘર વિનાના મનુષ્યોને જ જણાય છે; માટે તમે ઘર કરો. (**મતલબ કે રળો.**)





# પ્રકરણ ૮ મું.

## આળસ.

### દોહરો.

આળસ ભુંડી ભૂતડી, વ્યંતરનો વળગાડ;
પેસે જેના પંડમાં, બહુધા કરે બગાડ.

ક૦ દ૦ ડા૦

૧ "આળસ તારૂં સત્યાનાશ" એ કહેવત કાંઇ ખોટી નથી; કેમકે આળસથી માણુસનાં શરીર, આત્મા અને અંતઃકરણનો નાશ થાય છે. આ દુનિયામાંનાં દુઃખો તેમ જ દુર્ગુણોનો મોટો ભાગ માત્ર આળસાઇમાંથીજ ઉત્પન્ન થાય છે. માટે આળસ ત્યજવી.

૨ આળસને વશ્ય થયેલા માણુસનું મન ક્યાંક હોય છે અને શરીર ક્યાંક હોય છે. વળી તે મનમાં કાંઇ કામ કરવાને ઇચ્છતો નથી, અને બોલતાં પણ તેને આળસ આવે છે. માટે જણાય છે કે કેવળ આળસજ એવાઓના સુખનો નાશ કરે છે એ કાંઇ ખોટું

નથી; કેમકે જેમ કુસંપથી લક્ષ્મીનો, લડાઇથી જાન માલનો, અને જરતો ખોરાક ખાવાથી રોગનો તત્કાળ નાશ થાય છે તેમજ આળસથી વિદ્યાનો, બુદ્ધિનો અને હુન્નરનો તત્કાળ નાશ થાય છે. "**આળસ એજ દરિદ્રતાનું મૂળ છે**" એ કહેવત કાંઈ ખોટી નથી.

૩ વળી સર્વે ભિક્ષુકો માંહેનો મોટો ભિક્ષુક અને સર્વે રાંકોમાનો પણ મોટો રાંક આળસુને કહેલો છે એ કાંઈ ખોટું નથી; કેમકે આળસુ છે તે ક્ષુધા લાગે તોપણ અન્ન મેળવવાને યત્ન કરતો નથી. કહેવાય છે કે બોરડી નીચે સુતેલા આળસુને પોતાની છાતી ઉપર પડેલાં બોર છતાં પણ મ્હોંમાં મૂકવાની આળસ આવી હતી, તેથી પણ જણાય છે કે સ્ત્રીની ગતિ જેમ પતિ છે, બાળકની ગતિ જેમ માતા છે અને વ્હાણની ગતિ જેમ પવન છે તેમજ આળસુની ગતિ પણ દયાળુ સિવાય બીજી કોઈ નથી. કહેવત છે કે "**આળસુનાં ઢોર ફાંસી વાળે**" એ કાંઇ ખોટું નથી. માટે –

**દોહરો.**

આળસમાં દુઃખ અતિ ઘણાં, ભર્યા રહે ભરપૂર;
તે માટે સજ્જન તમે, કરો દેહથી દૂર.

**૬૭ ૬૦ ડા૦**

૪ જે મનુષ્યમાં શૌર્ય ન હોય તેને પંડિતો કાતર કહે છે, જે પ્રાણ સારૂ કાતર હોય તેને ભીરૂ ( બિકણ ) કહે છે, અને ધનને સારૂ કાતર હોય તેને કૃપણ કહે છે. પણ જે કામને સારૂ કાતર હોય, તેને તો સૌથી ઉતરતો એદિ કહેલો છે. માટે "**આળસુનું મ્હોં અદીઠ**" એ કાંઈ ખોટું નથી. દરિદ્રપણું સાંગીને પ્રતિબંધ કરનાર

છે, પાપમાં જોડનાર છે, દુઃખનો લાવનાર છે, ચોરી કરાવનાર છે, શઠતા શિખવનાર છે, દીન વચન બોલાવનાર છે, અને ગમે તેવા દુષ્ટ કે દુરાચારીની પણ પ્રાર્થના કરાવનાર છે, એ કાંઈ ખોટું નથી. માટે આળસ તજવી. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ભ્રષ્ટ કરે ભણુનારને, ઉપજી આળસ અંગ;
ભક્તિ કરતાં ભક્તને, કરે ભજનમાં ભંગ.

ક૦ દ૦ ડા૦

૫ "**ભર્તૃહરિ**" કહે છે કે આળસ સમાન કોઈ શત્રુ નથી અને ઉદ્યોગ સમાન કોઇ બંધુ નથી, કેમકે તે કરવાથી મનુષ્ય સુખી થાય છે; એ કાંઇ ખોટું નથી, કારણકે આળસ એ તન તથા મનનું વિષ, બેવકુફીની માતા, સઘળી ખરાબીઓનું મૂળ, અને સૌથી મોટા પાપ માંહેનું એક પાપ છે. આ દુનિયામાંના સઘળા ચમત્કારો જ્યારે ઉદ્યોગમાંથી ઉત્પન્ન થાય છે, ત્યારે સઘળી ખરાબીઓ આળસમાંથીજ આવે છે, માટે આળસુ થશો નહિ. યાદ રાખજો કે "**આળસ રૂપી ટંકશાળમાંથી મસ્તી, ખરાબી અને અનીતિના સિક્કા ઘણા હલકા બહાર પડે છે અને તે મૂર્ખ લોકોમાં જલદી ફેલાઈ જાય છે.**"

૬ માટે જેઓ આપબળથી મેહેનત કર્યા કરે છે, તેને પરમેશ્વર પણ સહાય થાય છે, એ વાત અનુભવસિદ્ધ છે. શરીરને કાંઇ પણ મેહેનત ન આપવી એવું ઇચ્છનારને વિદ્યા પ્રાપ્ત થતી નથી, અને કામ ધંધો ન કરનારને સુખ પ્રાપ્ત થતું નથી; કેમકે સુખની ઇચ્છા કરનારને વિદ્યા ક્યાંથી? અને આળસુને સુખ ક્યાંથી? માટે તમે

**"કષ્ટ વિના કીર્તિની આશા રાખશો નહિ."**

૭ વળી આળસુનું શરીર કસરતની ખામીને લીધે રોગિષ્ટ થઈ જાય છે. તે કસરત કરવાને ઇચ્છે છે ખરો, પણ તે કરવાની તેનામાં તાકાદ હોતી નથી. તેનું મન અંધારામય હોય છે. તેના વિચારો સારા હોતા નથી. તે જ્ઞાન મેળવવાને ચાહે છે ખરો પણ તે સંપાદન કરવાની તેનામાં ખંત હોતી નથી. કહેવત છે કે:—

**ઓળામાં ખાણું, પણ ભુખ વિના ભાવે નહિ;**
**ગળામાં ગાણું, પણ ઉલટ વિના આવે નહિ.**

એ કાંઈ ખોટું નથી. ઈશ્વર કૃપા કરશે તો ભિખારીને પણ રાજ્ય આપશે અને રાજાને ભિખારી કરી નાંખશે. માટે આળસુ થશો નહિ. **"કામ ધંધો ઇશ્વરી હુકિમ છે"** એ વાત યાદ રાખજો.

૮ વળી આળસુ માણસ પોતેજ પોતાના બોજારૂપ થઇ પડે છે, કેમકે તેનો વખત કેમે કર્યો જતો નથી અને તેની દરેક ઘડી, પળ અને દહાડો મોટા વર્ષ જેવડો થઇ પડે છે. તેથી તે જ્યાં ત્યાં ભટક્યા કરે છે, અને શું કરવું તેની તેને ખબર પડતી નથી. તે નવરો બેસી રહી અવળા વિચારો બાંધે છે. કહેવત છે કે **"નવરો નખોદ વાલે"** માટે **"આળસ એટલું જાન અને વ્યસન એટલો વટાળ"** એ કહેવત ધ્યાનમાં રાખી આળસુ થશો નહિ. કહ્યું છે કે:—

**દોહરો.**

જન આળસના જખમથી, જે કોઈ જખમી થાય;
પડે પથારી પાથરી, જીવન રહિત જણાય.

**ક૦ દ૦ ડા૦**

૯ વળી જેઓ આળસુ છે તેઓ એક ઢોર જેટલા પણ ઉપયોગી થઇ પડતા નથી, પણ ઉલટા બોજારૂપ થઇ પડે છે. વળી તેમની જીંદગી ધુળધાણી, નીચ અને ખરાબ હાલતમાં ઘણા ફિટકારની સાથે પસાર થાય છે એ કાંઇ ખોટું નથી. માટે આળસુ થશો નહિ ધ્યાનમાં રાખજો કે **" વિવેક વિનાનો મનુષ્ય ચોરી કરતાં, શૌર્ય વિનાનો મનુષ્ય બિકણ થતાં અને ઉત્સાહ વિનાનો માણસ આળસુ થતાં જલદીથી શીખે છે. "**

૧૦ આ તો ખરૂ છે કે જેમ લોભી માણસને માગનારો શત્રુ સમાન લાગે છે, મૂર્ખને હિતનાં વચન કહેનારો શત્રુ સમાન લાગે છે, વ્યભિચારિણી સ્ત્રીને તેનો પતિ શત્રુ સમાન લાગે છે, અને ચોરને ચંદ્ર શત્રુ સમાન લાગે છે; તેમ એક આળસુને કાંઈ કામ બતાવનારો શત્રુ સમાન લાગે છે એ કાંઇ ખોટું નથી

૧૧ વળી તમે આળસુ થશો તો કદાચ તમારાં છોકરાં પણ તેવાંજ નિવડશે, વળી તમારી સ્ત્રી પણ તેમજ કરતાં શીખશે. આળસ એ એક એવો તો ચેપી રોગ છે કે તે સૌને વળગી પડે છે. ધ્યાનમાં રાખજો કે **" ઉદ્યોગ બધાં કામને જીતી શકે છે પણ આળસ જેટલા માણસને જીતી શકે છે તેથી અર્ધને પણ તે જીતી શકતો નથી. "** કહ્યું છે કેઃ—

**દોહરો.**

અધઘડી પછી જઇશ હું, દેતી દીલાસા એમ;
વગર ખસેડી નવ ખસે, જળોઇ વળગે જેમ.

**ક૦ દ૦ ડા૦**

એ કાંઈ ખોટું નથી. માટે આળસુ થશો નહિ.

૧૨ વળી જે માણસ હમેશાં મોડો ઉઠે છે તે આખો દિવસ દોડાદોડી કરે છે તે છતાં પણ તેનું કામ પૂરૂં થઇ શકતું નથી. હમેશ માત્ર એકજ કલાક મોડા ઉઠવાથી આખા દિવસનું કામ પાછળ પડી જાય છે, અને દરરોજ કરતાં એક કલાક વેહેલા ઉઠવાથી એક મહીના જેટલું કામ આગળ થાય છે; એટલુંજ નહિ પણ તેનો આખો દહાડો ખુશીમાં જાય છે. માટે આળસ ત્યજી ઉદ્યોગી થાઓ. "**ચાકરી કરે તો ભાખરી પામે**" એ કાંઈ ખોટું નથી:

**માટે મેહેનત જો કરે, ઘેર રહી પર ઘેર;**
**ચાકરી કરતાં ભાખરી, પામે રૂડી પેર.**

ક૦ દ૦ ડા૦

૧૩ તમે તમારા મિત્રોના ધિક્કારને પાત્ર થવાને ચ્હાતા હો, અને તમારા શરીરનો જલદીથી નાશ કરવાની તમારી મરજી હોય તો "**આળસુ**" થાઓ, કે જેથી તમે સ્હેલાઇથી તેવા થઇ શકશો. વળી તમારો ખજાનો ખાલી કરવો હોય પણ તેમ શી રીતે કરવું તે જાણતા ન હો તો "**આળસુ**" થાઓ કે તુરત તમારો ખજાનો ખાલી થવા માંડશે, કેમકે "**આળસુનું અંધારે જાય.**"

૧૪ છેલ્લે તમે **યાદ રાખજો** કે એક નીચ માણસને મોટાઇ, મંદાગ્નિવાળાને ભારે ભોજન, દુર્બુદ્ધિવાળાને ભારે રાજ્ય અને આળસુને ભારે કામ એટલાં વાનાં મળે તો પરિણામે તે સઘળાં ભારે દુઃખરૂપ થઇ પડે છે એ કાંઇ ખોટું નથી. માટે આળસુ થશો નહિ.

૧૫ છેલ્લે તમે આટલું તો ખુબ **ધ્યાનમાં રાખજો** કે જે માણસ આળસુ અને નિરૂધમી છે તેને પડતી દિશાના પડ તળે આવી જતાં વાર લાગતી નથી; કેમકે જેમ [1]સરવાણી ન હોય તેવા કુવામાંથી પાણી ખુટી જાય છે, તેમ કમાઈ વગરના ઘરમાંથી વૈભવ ખુટી જાય છે. કહેવત છે કે **"ખાધે ખુવાર અને ગધ્ધે અસ્વાર" માટે આળસુ થશો નહિ. ધ્યાનમાં રાખજો કે:—**

**ખાય ખરચે ને રાખે માયો, એનું નામ તે પહેલો ડાહ્યો;**
**વાત કરે ને નહિ જાય વાહ્યો, એનું નામ તે બીજો ડાહ્યો;**
**ઘર બાંધે ને ન નાંખે પાયો, એનું નામ તે ત્રીજો ડાહ્યો;**
**ધાડ પડે ને નહિ જાય ધાયો, એનું નામ તે ચોથો ડાહ્યો.**



૧ સરવાણી-પાણીની આવક.



# પ્રકરણ ૯ મું.

## ચડતી અને પડતી.

### દોહરો.

દિવસ ફરે તેવે સમે, સમજણ સઘળી વ્યર્થ;
ધર્મરાજ જુગટું રમ્યા, એવો કર્યો અનર્થ.

કo દo ડાo

૧ યાદ રાખજો કે "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" એ કહેવત ખરી છે; કેમકે જેનો વિનાશકાળ પાસે આવ્યો તેની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે, તેને નઠારાં કામો સારાં લાગે છે, ખોટી વાતો ખરી લાગે છે, અને સાચી શિખામણ અથવા સત્ય કામો ગમતાં નથી. માટે ડાહ્યા મનુષ્યોએ આવે વખતે સબુરી પકડવી એ વધારે સારી છે. "ધીરજ ધર્મ મિત્ર ઓર નારી, આફત કાલ પરખીએ ચારી."

૨ આ તો ઈશ્વરી નિયમ છે કે જેવો બનવા કાળ હોય તે પ્રમાણે બધાં સાધનો આવી મળે છે. નિશ્ચય પણ તેવો જ સૂઝે છે અને

તે વખતે બુદ્ધિ પણ તેવી જ થાય છે. જુવો કે પહેલાં તો સોનાનો મૃગ કોઇએ ઉત્પન્ન જ કર્યો નથી, તેમ કોઇએ જોયો પણ નથી, અને કોઇએ સાંભળ્યો પણ નથી; તે છતાં પણ મહા જ્ઞાની "**શ્રી રામચંદ્રજી**" એ (મૃગ) જાણી તેને ઝાલવાની ઇચ્છા કરી. એમ જ્યારે પડતી દશા આવે છે ત્યારે એવી બુદ્ધિ પણ થઇ જાય છે. કહ્યુ છે કે—

**દોહરો.**

હોન પદારથ હોત હે, બિસર જાત સબ સુદ્ધ;
જેસી લખી નસીબમેં, તેસી ઉકલત બુદ્ધ.

( મળેલુ. )

૩ માટે આપણી જીંદગી છે, તે ભાગ્ય દેવીનો દહાડો છે, કેમકે સંપત્તિ અને વિપત્તિ વચ્ચે બધાંને તે ખેલાવે છે. કેટલાકને આકાશમા ફરી ઉછાળવા સારૂ નીચે પૃથ્વી ઉપર નાંખે છે અને કેટલાકને પૃથ્વી ઉપર હડહડી પડવા સારૂ આકાશમા ઉછાળે છે. માટે સુખ વા દુઃખ, પ્રિય વા અપ્રિય જે જે આવી મળે તે તે હારી ગયા વિના હૃદયવડે અનુભવવું. એ વિષે કવિ "**શેકસપીયર**" કહે છે કેઃ—

**દોહરો.**

દ્વેષ દૈવનો જો કરે, મારી દશા વિપરીત;[1]
પણ તે ચક્રની સીમથી, છે દૂર મારૂં ચિત્ત.

૪ માટે સારા વા નઠારા ઉભય ભાગ્યની વખતે મહાત્મા પુરૂષો સમાન વૃત્તિથી ચાલે છે; કેમકે ઉંચે કેમ ચડવું અને નીચે કેમ

---

૧ વિપરીત–ઉલટી.

પડવું તે તેઓ સારી રીતે જાણે છે તેથી તેઓ ફત્તેહ પામ્યાથી રાજી રાજી થઇ જતા નથી તેમ જ નિષ્ફળ થઇ જવાથી શોકાતુર થઈ જતા નથી. તેઓ જાણે છે કે "ચડતી પડતી ચાલી જાય છે." નરસિંહ મહેતાએ ખરૂં કહ્યું છે કે:—

## રાગ વેરાવળ.

સુખ દુ:ખ મનમા ન આણીયે, ઘટ સાથે રે ઘડીઆ;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથના જડીઆં. સુખ૦
નળ રાજા સરખો નર નહિ, જેની દમયતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમા ભમ્યાં, ન મળે અન્ન ને પાણી સુખ૦
પાંચ પાંડવ સરખા બધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુખ૦
સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુ:ખ પામી. સુખ૦
રાવણ સરખો રાજીઓ, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લૂંટાણી. સુખ૦
હરિશ્ચંદ્ર રાય સત્યવાદીઓ, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યા નીચ ઘર પાણી. સુખ૦
એ વિચારી હરિને ભજો, તે સહાય જ કરશે;
જુવો આગે સહાય ઘણી કરી, તેથી અર્થ જ સરશે. સુખ૦
સર્વ કોઇને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાગી ભૂધરે, મહેતા નરસૈને સ્વામી. સુખ૦

૫ વળી તમે જુવો કે—આ પૃથ્વી ઉપર અને આકાશ તળે જે બધી વસ્તુઓ છે તે શું હમેશાં સ્થિર રહે છે? શું દરિયામાં ભરતી

આવે છે ત્યારે ઓટ નથી થતો? દિવસ અસ્ત પામે છે ત્યારે શું અંધારૂં થતું નથી? અને આકાશચક્ષુને એટલે સૂર્યને કેટલીક વાર અંધકાર કરતાં વાદળાંમાં ઝાંખો થયેલો નથી જોતા? શું ચંદ્ર ક્ષીણ થાય છે અને પાછો વૃદ્ધિ નથી પામતો? શું ઝાડને કાપ્યું હોય તોપણ તે વૃદ્ધિ નથી પામતું? મતલબ કે "**દસા વિસી છે.**" દસકો ચડતી હોય અને દસકો પડતી પણ હોય. માટે આવે વખતે ગભરાવું નહિ. "**ચડતીમાં ફુલાવું નહિ અને પડતીમાં ગભરાવું નહિ**" એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખજો. કહ્યું છે.—

**દોહરો.**

ચડતી પડતી સર્વની, દશા જગતમાં જાણ,
અસલ નિયમ છે એ ખરો, શાસ્ત્ર પ્રમાણ પુરાણ. ( **કર્તા.** )

૬ મહાજ્ઞાની "**શ્રીમત્ શંકર ભગવાન**" પોતાના આત્મ-અનુભવથી કહે છે કે, જે પુરૂષના હૃદયમાં પૂર્ણ સત્ય જ્ઞાનનો સૂર્ય પ્રકાશ્યો છે, એવા સદ્ગુણી પુરૂષોને પડતી દશા પ્રાપ્ત જ થતી નથી અને કાળે કરીને કદાપિ થાય છે તો તે વિપરીત થતી નથી. અર્થાત્ તેઓ તે વિષે કશો સંતાપ ધરતા નથી. કહ્યું છે કેઃ–

**દોહરો.**

જ્ઞાની કે અજ્ઞાની જન, સુખ દુઃખ રહિત ન કોઈ;
જ્ઞાની ભોગવે ધૈર્યથી, મૂર્ખ ભોગવે રોઇ.

**ક૦ દ૦ ડા૦**

**એ કાંઇ ખોટું નથી, માટે વિપત્તિ આવી પડે ત્યારે ધૈર્ય રાખવું, સંપત્તિ વખતે ક્ષમા રાખવી, સભા વિષે વાણીની ચતુરાઈ રાખવી,**

યુદ્ધ વખતે પરાક્રમ દેખાડવું, યશ મેળવવાની રૂચિ રાખવી, અને વિદ્યાનુ વ્યસન રાખવું. એવા ગુણો રાખવાથી તમે ભાગ્યે જ વિપત્તિના ઝપાટામાં આવશો.

૭ વળી પોતાને માટે ડાહ્યા મનુષ્યો કોઇ બાબતમાં સંતાપ ધરતા નથી, કારણકે સંતાપથી રૂપ, બળ, અને જ્ઞાન નાશ પામે છે, તથા રોગની પ્રાપ્તિ થાય છે. માટે જે વિપત્તિ આવી પડી તેના વિષે ગમે તેટલો સંતાપ ધરીએ તોપણ તે છોડતી નથી પણ એવે વખતે સંતાપ રાખવાથી ઉલટા શત્રુઓ આનંદ પામે છે. માણસ મરે છે, જન્મે છે, સુખી થાય છે, દુઃખી થાય છે, લાભ થાય છે, હાનિ થાય છે ઇત્યાદિ ઇત્યાદિ કાળે કરીને અનેક તરેહના ચળ માર્ગ થયા કરે છે; તથાપિ સમજુ મનુષ્યો એ સઘળું ધીરજથી જોયાં કરે છે, કેમકે તેઓ જાણે છે કે **“ કુદરત પાસે કરામત અને તગદીર પાસે તદબીર ચાલતાં નથી. ”** માટે **ધ્યાનમાં રાખજો કે:—**

**છપ્પો.**

કોઇ દિન અમૃત આહાર, કોઈ દિન લૂખી ભાજી;
કોઈ દિન પળવું પાય, કોઇ દિન ચડવા વાજી[1];
કોઈ દિન સુંદર સેંજ[2], કોઈ દિન ભૂપર[3] પડવું;
કોઇ દિન વિવાહ હોય, કોઇ દિન દુઃખથી રડવું;
કોઈ દિન રળવું રીઝથી, કોઈ દિન ખોવા દામને;
**સામળ** હિંમત ન હારિયે, સંભારી શ્રી રામને.

૮ વળી જ્યારે પડતી દશા આવે છે ત્યારે મિત્રો અળગા થઇ જાય છે અને સગાંવહાલાં શત્રુ થઇ પડે છે. જેમ જ્યાં પાણી હોય છે

૧ વાજી-ઘોડો. ૨ સેંજ-ખાટલો-પલંગ. ૩ ભૂપર-જમીનપર.

ત્યાં હંસ રહે છે પણ પાણી સૂકાઇ જાય છે ત્યારે તેઓ પણ ખસી જાય છે, તેમ માણસની સ્થિતિ સારી હોય છે ત્યાંસુધી જ સગા, સ્નેહી, મિત્રો અને ખેશીઓ વળગતા આવે છે, પણ જ્યારે પડતી આવે છે ત્યારે તે સઘળા દૂર ખસી જાય છે અને વાત કરવા પણ ઉભાં રહેતા નથી. કહેવત છે કે **"ચડતીમાં પાસે અને પડતીમાં આઘે"** એમ સૌ સારાનું સગુ છે. માટેઃ—

**દોહરો.**

ગર્વ ન કરશો કોઇ દી, કદી ન તેનો થાય;
ગરજે ગદ્ધાને કદી, કાકો કહેવા જાય. (મળેલુ.)

૯ **યાદ રાખજો કે "અગાઉ દુઃખ પડશે તેની ચિંતા રાખવી"** એ કહેવતને અનુસરીને જે માણસો ઉપાય કરે છે, અને દુઃખ પ્રાપ્ત થયુ કે તુરત ચાંપતા ઉપાયો યોજે છે તે સુખી થાય છે. પણ નસીબ ઉપર જ આધાર રાખનાર મનુષ્ય આવતા સુખને ગુમાવી દે છે. માટે આફત આવે ત્યારે ગભરાવું નહિ, કેમકે સમયસૂચકતા વાપરવાથી માણસ આફતમાંથી બચી જાય છે એ કાંઇ ખોટુ નથી. માટે **"સંકટસમયે સમયસૂચકતા રાખવી."**

૧૦ વળી કોઈ જાતનો રોગ થયા પહેલાં, શત્રુનું સૈન્ય આવી પહોંચવા પહેલાં, દુકાળના દિવસો દેખાયા પહેલાં, અને પાણીનું પૂર ચડવા પહેલાં જે માણસ નાસી જાય છે તે જરૂર બચી જાય છે. માટે સંકટ આવ્યા પહેલાં દૂર રહેવું, કેમકે **"અણીનું ચુકયું સો વરસ જીવે"** એ કાંઇ ખોટું નથી. માટેઃ—

**દોહરો.**

આવ્યું નહિ ભય ત્યાંસુધી, બીક રાખવી ચિત્ત;
પાસે આવ્યું જોઇને, કરવું જેમ ઉચિત. (મળેલુ.)

**૧૧** વળી માણુસની દશા નિંદા કરવાયોગ્ય છે, પરંતુ માણુસ નિંદા કરવાયોગ્ય નથી. જેમ **સ્ત્રી** પુત્રના ગુણથી રત્નને જણનારી કહેવાય છે તેમ યોગ્યતાનુસાર થયા કરે છે. નથી જાણવામાં આવતું કે કોના લલાટમાં વિધાત્રીએ શુ લખ્યું છે? કેમકે આયુષ્ય, કર્મ, વિદ્યા અને મરણ એ પાંચે વસ્તુ પ્રાણી જ્યારે ગર્ભમાં હોય ત્યારેજ બ્રહ્મદેવ તેના લલાટે લખે છે. માટે **ધ્યાનમાં રાખજો કે** નસીબને વૃથા કરવાને કોઇ પણ સમર્થ નથી. કહેવત છે કે "**કરમ પ્રમાણે બુદ્ધિ અને જળ પ્રમાણે મચ્છ.**" કહ્યુ છે કેઃ—

**દોહરો.**

સુનહો ભરત ભાવી પ્રબળ, બિલખી કહત મુનિ નાથ;
લાભ હાનિ જસ જગતમેં, જનમ મરન બિધિ હાથ.

(મળેલું.)

**૧૨** વળી જે માણુસે કોઇની ચડતીમાં તેનો આશ્રય લીધો અને તેજ માણુસ પાછો તેની પડતી દશા જોઇ ખસી જાય તો પછી તેને સાૈથી ઉતરતો એટલે અધમ જાણુવો. **ધ્યાનમાં રાખજો કે** બધા દહાડા સરખા જતા નથી. માટે દુઃખી જોઇને તેને તમારાથી બને તેટલી મદદ કરતા રહેજો.

**૧૩** વળી પડતી દશા થવાનાં કારણો ઘણાં છે. ક્રોધ, કઠોર ભાષણુ, દરિદ્રતા, પોતાનાની સાથે જ વૈર, નીચની સેવા, ચોરી, ચુગલી, વિશ્વાસઘાત, અને ક્રૂરતા ઇત્યાદિ ઘણાં કારણો છે છતાં કેટલાક મૂર્ખ લોકો જાણી જોઇને પાપવડે કરીને પડતી દશામાં આવી પડે છે, ત્યારે તેઓ ઇશ્વરની કૃપા મેળવવાને ફોગટનાં ફાંફાં મારે છે, અને "**હાથનાં કર્યાં હૈયે વાગે**" એ કહેવત ભૂલી જઈ ઉલટા

ઇશ્વરને નિંદે છે પણ તેથી તો તેઓ એવડા પાપિષ્ઠ થઈ મોટી આપત્તિમાં આવી પડે છે. માટે બેહેતર તો એજ છે કે પાપથી ડરીને ચાલવું અને આવી પડેલી આફતથી ગભરાવું નહિ.

૨૪ તોપણ આ તો ખરૂં છે કે જેવી જેની દશા હોય તેની જ તેની બુદ્ધિ પણ ચાલે છે અને વળી તેને સહાયતા પણ તેવીજ આવી મળે છે, કેમકે "**નસીબનો વડીઓ કોઈ નથી**" એ કહેવત મુજબ જેવું કર્મમાં લખ્યું હોય તેવું જ બની આવે છે. કર્મમાં શું લખ્યું છે તેની માણસને માલમ હોતી નથી. કહેવત છે કે "**હાકેમ દંડે તે સૌ જાણે, પણ ગૃહ દંડે તે કોઇ ન જાણે**" એ કાંઈ ખોટું નથી, કેમકે પડતી દશા આવે છે. ત્યારે અનેક તરેહનાં અને અણધાર્યાં દુઃખો આવી પડે છે. જેવાં કેઃ—

## દોહરા.

નબળું હોય નસીબ તો, નબળો આવે રોગ;
કલેશ વધે છે કારમો, ઉલટો થાય ઉદ્યોગ. ૧
સુખદ સર્વ ફીટી જશે, દુઃખદ દષ્ટ દેખાય;
વિવિધ વ્હેમ વધશે ઘણો, મિત્ર શત્રુવટ થાય. ૨
પ્રબળ સુખને પરહરી, અતિશય અવળું થાય;
વધે વેર વા'લા વિષે, પીડા પ્રૌઢ પમાય. ૩
સ્નેહી અને સગપણ વિષે, ભાસે ઉલટા ભેદ;
સુખદ સહોદર સર્વમાં, ખચીત ઉપજે ખેદ. ૪
કાર્ય કરે કીર્તિ તણું, પણ થાશે ધિક્કાર;
સુખ સ્વપ્ન વશ થઇ જશે, નષ્ટ નસીબ મોઝાર. ૫

મીઠું બોલે માનથી, ગણુશે તેને ગાળ;
અન્ય કરે અઘટિત કશ્યું, આવે માથે આળ. ૬

( મળેલું. )

એવાં એવાં અનેક વિકરાળ અને ભયંકર રૂપ ધારણ કરી દુઃખના ડુંગરો નજર આગળ ખડા થાય તે છતાં પણ જે માણસ તે સઘળું સહન કરે છે અને ધીરજથી જોયાં કરે છે તે અંતે તેમાંથી બચી જાય છે. પણ જે માણસ તેથી નાહિંમત થઈ જાય છે તે પડતીના પડતળેથી નીકળવા પામતો નથી. કહ્યું છે કેઃ—

### દોહરો.

ભાગ્યહીણુ જળ થળ ભમે, અગર ગગન પાતાળ;
ઘર ઉઠી વનમા જશે, ત્યાં પણ અગ્નિ ઝાળ.

(મળેલુ.)

કહેવત છે કે "**ઘરની ઉઠી વનમાં ગઇ તો વનમાં લાગી આગ**" એ કાંઈ ખોટું નથી; માટે આવે વખતે સબુરી રાખજો.

૨૫ વળી મનને ગમતું સુખ કાંઇ બધાને મળતુ નથી, કેમકે સુખ વા દુઃખ મળવું તે તો નસીબનાજ હાથમાં છે. માટે **ધ્યાનમાં રાખજો** કે પૈસો, મિત્ર, સ્ત્રી અને મિલકત નાશ પામ્યાં હોય તે તો કોઈ કાળે પણ પ્રાપ્ત થશે; પરંતુ દેહ નાશ પામ્યો હોય તો તે ફરીથી કદી પણ મળનાર નથી; કેમકે "**આપ મુઆ પીછે ડુબ ગઇ દુનિયા**" એ કહેવત મુજબ દેહ નાશ પામ્યો તો પછી કશું મળનાર નથી; માટે કષ્ટ વેળાએ તમારી કાયાને સંભાળતા રહેજો; કારણકે "**જીવતો નર ભદ્રા પામે**" અથવા તો "**પંડ સલામત તો પઘડીયાં બહોત.**"

૧૬ વળી જે સારો છે તે વધારે ને વધારે સારો થવાની આશા રાખે છે, અને જે ખરાબ છે તેને ધાસ્તી રહે છે કે રખેને હું વધારે ખરાબ થાઉં ? કેમકે સદ્દગુણ, દુર્ગુણ અને સ્થિતિ એ કદી પણ સરખાં અને સ્થિર હોતાં નથી. વિપત્તિ અને સંપત્તિ તો સદ્દગુણી અને દુર્ગુણી એ બંનેને આવી મળે છે; પણ સદ્દગુણી માણસ સમાન વૃત્તિએ ચાલી તેમાંથી બચવાના ઉપાયો હાથ કરી લે છે, અને એક મૂર્ખ માણસ ખાલી સંતાપ પરી **"કરોળીઓ જેમ પોતાનીજ જાળમાં વધારે ફસાઇ જાય છે"** તેમ વિપત્તિના વમળમાં વધારે ને વધારે ગોથાં ખાયા કરે છે, એ કાંઇ ખોટું નથી.

૧૭ માટે જે ધૈર્યવાન પુરૂષ છે તેને સુખ વા દુઃખ મુઝાવી શકતાં નથી, અને સુખ વા દુઃખ જે મનુષ્યને સમાન છે તે મોક્ષને પ્રાપ્ત થાય છે. માટે મને તો લાગે છે કે હું સુખ દુઃખ વિષે મારા મનમાં કાંઇ ન લાવતાં ધૈર્ય રાખી તેના ઉપાયો કામે લગાડી ફક્ત ઇશ્વિરનુંજ સ્મરણ કરૂં એજ સૌથી વધારે ઉત્તમ છે; કેમકેઃ—

**દોહરો.**

બની બનાઈ બન રહી, અબ બનનેકી નાહીં;
**તુલસી** અયસો સમજકે, મગન રહો મન માંહી.





# પ્રકરણ ૧૦ મું.



## સજ્જનનાં લક્ષણો.

---

### દોહરો.

સાકર તજે ન સરસપણું, સોમલ તજે ન ઝેર;
સજ્જન તજે ન સહનતા, દુર્જન તજે ન વેર.

ક૦ દ૦ ડા૦

૧ જે પુરૂષ અપ્રીતિથી કોઈને જીતતો નથી તે બીજાને હાથે જીત્યો જતો નથી; જે બીજા સાથે વેર કરતો નથી તે કોઇને અપ્રિય લાગતો નથી; જે કોઇનું અકલ્યાણ ઇચ્છતો નથી, બૂરૂં થતું જોઇને રાજી થતો નથી, સ્તુતિ ઇચ્છતો નથી અને અસત્ય કદી કરતો નથી એવા પુરૂષનેજ સજ્જન પુરૂષ કહેલો છે. માટે કહ્યું છે કે:—

### દોહરો.

સજ્જન સબ જગ સરસ હૈ, જહાં તક પડચો ન કામ;
હેમ હુતાશન પ્રગટીએ, પીતલની કે શ્યામ. (મળેલું.)

૨ જે પુરૂષે આપી લઇને મિત્રને જીત્યો, યુદ્ધ કરીને શત્રુને જીત્યો, અન્નવસ્ત્રથી સ્ત્રીને જીતી, અને મીઠા વચનથી રાજાને જીત્યો એજ પુરૂષે આખા બ્રહ્માંડને જીત્યો એવું માનવું યોગ્ય છે; કેમકે સજ્જન મનુષ્યોમાં ધૈર્ય, આગ્રહ, સંતોષ, સત્ય, પવિત્રતા, સહનશીલતા, સત્યકર્મ, સત્સંગ, દ્રઢતા અને પરોપકાર ઇત્યાદિ ઉત્તમ ગુણો સમાયેલા હોય છે કે જે વડે કરીને સજ્જન મનુષ્ય કોઈ પ્રાણી માત્રને અપ્રિય લાગતો નથી. આવા ગુણો કોઇ વિરલા મનુષ્યોમાંજ હોય છે. કહ્યું છે કેઃ—

### છપ્પો.

સજ્જનના ગુણ સરસ, મળે નહિ ખરચ્ચે મૂલે,
શિખવ્યાથી ન શિખાય, નથી ફળતા કો ફૂલે;
વિચરે દેશ વિદેશ, લેશ જીવમાં નહિ જામે,
પવિત્ર તીર્થ પ્રવેશ, કીધે પણ કોઇ ન પામે;
કદિ પ્રગટે નહિ **દલપત** કહે, ઘરઘર અથડાએ ઘણું,
ઇશ્વર કરૂણાથી ઉપજે, પુરૂષ વિષે સજ્જનપણું.

માટે સજ્જનોએ કામ, ક્રોધ, મોહ, લોભ, કપટ, લાંચ, વ્યભિચાર, અહંકાર, કુસંપ, અને કુસંગ ઇત્યાદિ દુર્ગુણોનો સર્વદા ત્યાગ કરવો જોઇએ.

૩ **યાદ રાખજો** કે બ્રાહ્મણ ભોજન મળવાથી સંતોષ પામે છે, મોર મેઘની ગર્જનાથી સંતોષ પામે છે, તેમ સજ્જન મનુષ્યો બીજાનાં વિત્ત, વૈભવ અને સંપત્તિ જોઇને આનંદ પામે છે, એ કાંઈ ખોટું નથી.

૪ વળી સજ્જનોમાં માનસિક બુદ્ધિ તિવ્ર હોય છે અને આવી બુદ્ધિ-

વાળો એકલા વ્યવહારિક કામમાંજ નહિ પરંતુ પરોપકાર અને મિત્રાઇની બાબતોમાં પણ કુશળ હોય છે. અર્થાત્ આવી બુદ્ધિવાળો સજ્જન સર્વને સુખ આપે છે, કારણકે તે પોતાનું ભલું કરનારનુ તો ભલું કરે પણ કોઇએ કદાપિ બુરૂં કર્યું હોય તોપણ તે મનમાં નહિ લાવતાં "**ભલો તે ભલો**" એ કહેવત મુજબ પોતાનું બુરૂં કરનારનું પણ ભલુ કરે છે, કેમકે તેનો કુદરતી સ્વભાવજ બીજાનું ભલું કરવાનો હોય છે અને તેથી એવા મનુષ્યોનેજ સજ્જનની પદવી આપેલી છે, અને તેનુજ જીવિત અમૂલ્ય ગણાય છે. કહ્યું છે કેઃ—

### છપ્પો.

જગમાં જીવ્યો તેહ, જેણે પરદુઃખ જઈ કાપ્યાં,
જગમાં જીવ્યો તેહ, જેણે અણુભે પદ આપ્યાં;
જગમાં જીવ્યો તેહ, ખ્યાત ચાલી દસ દિશે,
જગમાં જીવ્યો તેહ, કુલ તાર્યું લઘુ વેશે;
જગમાં તો તે નર જીવીયો, જશે વિમળગુણુ જાણીયો,
**સામળ** કહે જીવ્યો તેહ નર, પરકાજે દે પ્રાણીઓ.

૫ વળી સજ્જન મનુષ્યોને પોતાના માથા ઉપરથી કોઇએ તણખલું સરખું ખસેડયું હોય તો તેટલા ઉપકારને પણ કરોડ સોના મોહોર આપ્યા જેટલો તેઓ ગણે છે, અને એક દુષ્ટ માણુસને માન આપી ગમે તેટલો ઉપકાર કર્યા છતાં પણ તેઓની સાથે વૈરભાવ રાખે છે, કારણકે તેનો કુદરતી સ્વભાવજ એવો હોય છે. માટે કહ્યું છે કેઃ—

**દોહરો.**

ગુણ જે કર્યો ગમારને, ધરી ધૂળમાં ધૂળ;
બાવળીઓ બળીઓ બની, સદાય આપે શૂળ.

કુ૦ દ૦ કા૦

એ કાંઈ ખોટું નથી. કહેવાય છે કે અધમ લોકો પાપના પૈસાથી રંજન થાય છે, મધ્યમ લોકો ધનથી રંજન થાય છે, પણ ઉત્તમ લોકો તો સત્ય કીર્તિથીજ માત્ર સંતુષ્ટ થાય છે.

૬ વળી સજ્જનો શેરડી જેવા છે, કારણકે શેરડીને ગમે તેટલી પીલશો તથાપિ તે અમૃત રસ આપ્યા વગર રહેશે નહિ. તેમ એક સજ્જનને કોઈ દુષ્ટ માણસ ગમે તેટલું દુઃખ આપશે તથાપિ તે તો તેનુ સારૂંજ કરશે, એ કાંઈ ખોટું નથી. કહ્યું છે કેઃ—

**હલદી જલદી ના તજે, ખટરસ તજે ન આંબ;**
**ગુણી જન ગુણને ના તજે, ગુણ તજેજ ગુલામ.**

૭ વળી સુગંધી લાકડાઓમાં જેમ ચંદનનુ લાકડુ સર્વથી પહેલો દરજ્જો ધરાવે છે, તેમ માણસોમાં પ્રમાણિક માણસ પણ પહેલો દરજ્જો ધરાવે છે; માટે જે માણસ પ્રમાણિક નથી તે ડાહ્યો અને સહીસલામત નથી. દુષ્ટ શબ્દો બોલી બીજાના મનને દુઃખ નહિ આપવું. સઘળા ઉપર દયા રાખવી અને પ્રમાણિકપણે ચાલવું એવા મનુષ્યોજ સજ્જનમાં ખપે છે.

૮ વળી આખી દુનિયાને રાજી રાખવાનું કામ ઘણુંજ કઠણ છે, તેમજ અરધીને રાખવાનું પણ કઠણ છે. માટે સરસ રીત તો એજ કે પોતાના મનને રાજી રાખી લાયક કામો કરવાં એજ સજ્જન માણસનું લક્ષણ ગણાય છે.

૯ વળી વિપત્તિની કસોટીના પત્થરા રૂપ થયેલો માણસજ સ્વજનોની, બંધુઓની, ધનની, સ્ત્રીની અને પોતાની મજબુતીથી પરીક્ષા કરી શકે છે. કહેવત છે કે "**જેને વીતી હોય તે જાણે**" કહ્યું છે કે.—

દોહરો.

વીંછી કેરી વેદના, જેને વીતી હોય;
જાણે તે જન એકલો, અવર ન જાણે કોય.

(કર્તા.)

વળી કહ્યું છે કેઃ—

કવિત.

પાનીકો જંતુ કહા પહેચાનત, ગ્રીષ્મકે તાપ અતિ ગરદીકી,
કેસરકી કરહે કચ્ચુ કીંમત, હે નહીં પ્રીખ જહાં હરદીકી;
કાયરકું કલ નાહીં પરે, અરૂ શુદ્ધ નહીં મરદા મરદીકી,
બેદરદી ન **પ્રવીન** લહે, અબ જાનત હે દરદી દરદીકી.

પ્રવીણ સાગર.

૧૦ માટે દુનિયામાં સજ્જન અને દુર્જન બંને દુઃખીઆ ગણાય છે એ કાંઈ ખોટું નથી, કેમકે સજ્જનો પારકાં દુઃખ મટાડવાની ફીકરમાં દુઃખી હોય છે અને દુર્જનો પારકું સુખ અને વૈભવ જોઇને તેના બળાપાથી દુઃખી રહે છે.

૧૧ વળી પરોપકારી મનુષ્યોની સમૃદ્ધિ પારકાને સારૂજ હોય છે, કેમકે તેઓ પારકાને પરમાર્થ કરવામાં પશ્ચાત રહેતા નથી; કારણકે તેઓ જાણે છે કે સમુદ્ર માંહેના રત્નોને સમુદ્ર શું કરે ? વિંધ્યાચળ હાથીઓને શું કરે ? તેમજ મળેલી સમૃદ્ધિ આપણા એકલાની

નથી. આમ ધારીનેજ તેઓ પરોપકારી કામો કરે છે, કેમકે એવા ઉદાર મનુષ્યોને માટે કહેવાય છે કેઃ—

### દોહરો.

ઉદાર મનના મનુષ્યથી, યાચક પાછો જાય;
તો તેના દીલને વિષે, અતિશય ક્ષોભજ થાય.

( મળેલું. )

૧૨ "વિષ્ણુશર્મા" કહે છે કે એજ વૃક્ષને ધન્ય છે કે જેની છાયામાં હજારો પક્ષીઓ આરામ પામે છે, જેને પાત્રે પક્ષી વસે છે, પોલાણમાં કીડીઓ વાસો કરે છે, જેના ફુલનુ મધ ભમરાઓ ચુસે છે; તેવીજ રીતે એક **સજ્જન** મનુષ્યથી બીજાઓ સુખ અને આનંદ પામે છે. માટે જે પુરૂષ પરોપકાર કરતો નથી તેણે જન્મ લેઇને માતાની કુખ લજાવી એમ કહેવું યોગ્ય છે. કહ્યું છે કેઃ—

### દોહરો.

જનુની જણજે જન ભલા, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

( મળેલુ. )

૧૩ "**કાળીદાસ**" કહે છે કે ગણિકાઓ જેમ કામી જનોને ધનની ઇચ્છાથી પોતાનો ગુણ બતાવીને કૃતાર્થ થાય છે, તેમજ ગુણી જનો તેવીજ ઇચ્છાથી બીજાઓને પોતાનો ગુણ બતાવીને કૃતાર્થ થાય છે, એ કાંઇ ખોટું નથી. માટે જે માણસ પાપથી ત્રાસ પામે છે તેજ ઉત્તમ છે, અને પાપી છતાં અપયશથી ડરે છે તે મધ્યમ છે; જેને પાપથી ત્રાસ નથી, નિંદાથી લજ્જા નથી, તે

પુરૂષ અધર્મી અને સર્વ ઠેકાણે નિંદાને પાત્ર થાય છે. માટે **પાપથી ડરજો.**

૧૪ વળી ઇશ્વરના કરેલા નિયમોમાં તલ માત્ર પણ ફેર પડવાનો નથી, માટે તેના નિયમોને તાબે રહી સદાચરણથી ચાલવું એજ સજ્જન મનુષ્યોનું કામ છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

કર્તાએ સરજ્યું કદી, જનથી નહિ ટળાય;
દાંત દુઃખે તે કારણે, ભોજન નહિ તજાય.

**દા. એ. તારાપોર.**

૧૫ આ તો ખરૂં છે કે સિંહ અને સત્ય પુરૂષો પોતાના અભિમાન ઉપરજ જીવે છે, અને બાળક, બિકણા અને સ્ત્રી કેવળ પારકાના આશ્રય ઉપરજ જીવે છે, કારણકે ઉત્તમ મનુષ્યો છે તે પ્રથમ તો ઘણું ઘણું બોલતા નથી અને બોલે છે તો બોલેલો બોલ પાળવાને જીવ જાય તોપણ ચૂકતા નથી. કહ્યું છે કેઃ—

**દોહરો.**

વા ફરે વાદળ ફરે, ફરે નદીનાં પુર;
ઉત્તમ બોલ્યા નવ ફરે, (જો) પશ્ચિમ ઉગે સૂર્ય.

( મળેલુ. )

૧૬ વળી જે કામ કરવાથી કુટુંબમાં, જ્ઞાતિમાં, જાતિમાં ગામમાં કે દેશમાં પ્રખ્યાત થવાય છે તેનું નામજ યશ અને કીર્તિ કહેવાય છે. માટે દરેક મનુષ્યોએ વિવેક, વિચાર, દેશકાળ, અને ચમત્કારી બિનાઓ તરફ આવશ્ય લક્ષ આપવું જોઇએ. **ધ્યાનમાં રાખજો**

કે યશની ઈચ્છા અને વિદ્યાનું વ્યસન એ મહાપુરૂષોમાં સ્વાભાવિક રીતે પ્રધાન હોય છે.

૧૭ એકજ જળબિંદુ તપેલા લોઢા ઉપર પડશે તો તેનો તત્કાળ નાશ થઈ જશે, એજ બિંદુ કમળ ઉપર પડશે તો મોતી સમાન દેખાશે, અને એજ બિંદુ જો સ્વાતિ નક્ષત્રને વિષે છીપ ઉપર પડશે તો અમૂલ્ય મોતી પાકશે. તેમજ એક સજ્જન માણુસ દુર્જન માણુસની સોબત કરશે તો તેવો થશે. માટે સજ્જનોએ તો સ્વપ્નમાં પણ દુર્જનની સોબત કરવી નહિ. કહેવત છે કે "**સંગ તેવો રંગ**" એ કાંઈ ખોટું નથી. કહ્યું છે કેઃ—

**સંગત કરીએ સાચકી, પુરે મનકી આશ;**
**સંગત કરીએ નીચકી, આઠે પહોર ઉદાસ.**

માટે સજ્જન મનુષ્યોએ શ્રાપ આપનાર, દુર્જનની સોબત કરનાર, અપમાન કરનાર, મિત્રનો દ્રોહ કરનાર, અભિમાની કે નઠારા આચરણવાળા કદી થવું નહિ; તેમજ લુખ્ખી કે ક્રોધભરેલી વાણીનો સર્વદા ત્યાગ કરવો.

૧૮ જે મનુષ્ય અધિક સુખ પ્રાપ્ત થયે બહેકી જતો નથી, બીજાને દુઃખી જોઇ રાજી થતો નથી, આપ્યા પછી સંતાપ ધરતો નથી, પારકાને પરોપકાર કરવામાં પાછો હઠતો નથી, અને અનીતિમાં પગ ધરતો નથી એવાજ મનુષ્યોને સજ્જન કહેલ છે, કારણકે સજ્જન મનુષ્યો આ આપણો અને આ પારકો એમ કદી પણ ગણુતા નથી, કેમકે તેઓને તો સર્વ સરખાજ હોય છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

સજ્જન સૌનો સ્નેહી પણ, દુષ્ટ તણે મન કાળ;
જગત ચક્ષુ છે સૂર્ય પણ, ઘુડ ગણે વિકરાળ.

**ક૦ દ૦ ડા૦**

એ કાંઈ ખોટું નથી. માટેજ કહ્યું છે કે:—ભ્રાંતિથી, પ્રમાદથી અને દૈવયોગથી પણ સજ્જનને દુર્જનનો સંગ કદી થશો માં, કે જે સંગતથી ઉપજતાં દુઃખો પ્રાણ જાય ત્યારેજ ભુલી જવાય છે.

૧૯ **યાદ રાખજો** કે કાગડો, દુષ્ટ, અને પશુઓ એઓને ગમે તેવા અપમાનીએ તોપણ પોતાનું સ્થળ છોડતાં નથી, અને એવીજ રીતે સિંહ, હાથીઓ અને ઉત્તમ મનુષ્યનુ જો ભોગ જોગે એકાદ વાર અપમાન કર્યું તો પછી પોતાના સ્થળે કદી પણ રોકાતા નથી. કહ્યું છે કે:—

**દોહરો.**

નાગણનાં સો બાળકો, પણ સિંહણનું એક;
હજાર તારામાં શશી, પણ તે ટેકજ ટેક.

( મળેલું. )

એ કાંઇ ખોટું નથી. માટે કહ્યું છે કે:—

**દોહરો.**

નિર્લજ નર લાજે નહિ, કર કોટી ધિક્કાર;
નાક કપાયુ તો કહે, અંગે ઓછો ભાર.

**ક૭ દ૦ ડા૦**

૨૦ વળી દુષ્ટ માણસને બુરૂ બોલતાં અટકાવવાનો સૌથી સરસ રસ્તો એ છે કે આપણે તેનુ સારૂં બોલતાં રહેવું, કેમકે તેથી તે બુરૂં બોલતો અટકીને ઉલટો સારૂં બોલશે.

૨૧ **યાદ રાખજો કે સજ્જનો**ની સોબત કરવામાં આનદ મળે તે તો જાણીતી વાત છે, પરંતુ તેની સાથે કદાપિ શત્રુતાઈ થઈ હોય તોપણ આનદ મળે છે; સજ્જનો છે તે પોતાના દુશ્મનનુ પણ બુરૂં નહિ કરતાં ઉલટું સારૂંજ કરે છે, કેમકે તેઓનો જાતી સ્વભાવજ પારકા કામમાં પોતાનું તન, મન, અને ધન અર્પણ કરતાં પણ પાછુ વાળીને ન જોવું એવો હોય છે. માટે તમે ખુબ **ધ્યાનમાં રાખજો કે:—**

**દોહરો.**

દુર્જનની કૃપા બુરી, ભલો સજનકો ત્રાસ;
જબ સૂરજ ગરમી કરે, તબ બરસનકી આશ.

( મળેલુ. )





# પ્રકરણ ૧૧ મું.

## દુર્જનનાં લક્ષણો.

દુર્જન મુખમાં દુર્વચન, સજજન મુખ મિઠાશ;
હોય સુગંધી બાગમાં, ગંધાતો સંડાસ.

ક૦ દ૦ ડા૦

૧ યાદ રાખજો કે પાપથી જે ત્રાસ પામે છે તેજ મનુષ્ય જગતમાં ઉત્તમ છે, પાપી છતાં અપયશથી ડરે છે તે મધ્યમ છે, અને જેને પાપથી ત્રાસ નથી, નિંદાથી લજ્જા નથી તે મનુષ્ય અધમ અને સર્વ ઠેકાણે નિંદાને યોગ્ય છે. કહેવત છે કે "**કરે તે ભોગવે અને વાઢે તે વહે.**"

૨ વળી દુર્જન બોલવામાં પ્રિય હોય છે પણ તેથી ઠગાઇને તેનો વિશ્વાસ કદી કરતા નહિ, કારણકે તેવા માણસોના જીભના અગ્ર ભાગમાં જરા મધ, પણ હૃદયમાં હળાહળ વિષ હોય છે. માટે એવા માણસના બહારના દેખાવ ઉપરથી ઠગાવું નહિ, કેમકે દુષ્ટ સ્વભાવવાળો બહારથી ભલા સ્વભાવવાળો દેખાય છે, અને ભલા સ્વભાવવાળો કદાપિ હલકો દેખાશે માટે "**ઉપર ટાપટીપ માંહે**

**કુવા, પરદેશી આવ્યા ને ડુબી મુવા "** એ કહેવત ધ્યાનમાં રાખી ઉપરના ગુણોથી નહિ ઠગાતાં તેના અંદરના ગુણોનો તપાસ કરજો. કેમકેઃ—

( ખાખરના ઝાડનું દૃષ્ટાંત. )

**ઇંદ્રવિજય છંદ.**

જો ભરપુર ભલાઇ દિસે પણ, ક્રૂર થઈ પછી કાળજ કાપે,
ખૂબ ખિલ્યો દરસે [1]તરૂખાખર, આખર તો કડવાં ફળ આપે;
તેમજ દુષ્ટ તમામ તણી ગતિ, મિત્ર થઈ મન આપણું માપે,
મિત્ર મહી **દલપત** કહે પછી, શત્રુ સમાન સદૈવ સંતાપે.

૩ વળી જે દુષ્ટ છે તે સજ્જનની પેઠે નરમાશ તો કરે છે, આવ્યો તેને જોઇને ઉભો થાય છે, પ્રીતિ દેખાડે છે, મીઠું બોલે છે, અને વખાણ પણ કરે છે; એ સઘળુ કરીને પણ પોતાનુ કુકર્મ કરવાને ચુકતો નથી. મતલબ કે તે ઘાત કરે છે. કહેવત છે કે **" મ્હોંડે વાત પણ મનમાં ઘાત "** માટે એવાથી ચેતતા રહેજો. કહ્યું છે કેઃ—

**દોહરો.**

દુર્જન પ્રિય વાણી વદે, નહિ વિશ્વાસનું મીષ;
મધુ વસે છે જીભમાં, હૃદય હળાહળ વિષ.

ક૦ દ૦ ડા૦

૪ વળી દુર્જન અને હીચકારા માણસોની ટેવ એવીજ હોય છે કે નબળાને વગર કારણે નડવું પણ સબળાથી સો કદમ દૂર નાસવું. કહેવત છે કે **" પહોંચે તેને હાડે જાય અને લાગે ત્યાંથી ભાગે "** એ કાંઇ ખોટું નથી. વળી કહ્યું છે કેઃ—

---

૧ ખાખર-પિત્તપાપડો ઘણો કડવો હોય છે તે.

### દોહરો.

સબળાથી સૌકો બીએ, નબળાનેજ નડાય;
વાઘ તણો માગે નહિ, ભોગ ભવાની માય.

ક૦ દ૦ ડા૦

એ કાંઈ ખોટું નથી. માટે દુર્જનની ગમે તેટલી સેવા કરો તોપણ તે પોતાની દુષ્ટતા છોડતો નથી, કેમકે તેનો કુદરતી સ્વભાવજ એવો હોય છે કે પોતાનુ ભલું કરનારનું બુરૂં કરવું. કહેવત છે કે **"કુતરાની પુંછડી છ માસ ભોંયમાં દાટીએ તોપણ વાંકીની વાંકીજ."** માટે દુર્જનની સોબત કરવી નહિ. કહ્યું છે કેઃ—

### દોહરો.

ઓસડ છે સૌ રોગનાં, ઉપાય સૌના હોય;
પણ સ્વભાવનું ઓસડ કદી, કરી શકે નહિ કોય.

( મળેલું. )

૫ વળી જે દુર્જન છે તે બીજાનું બગાડવામાં સમર્થ છે પણ સારૂં કરવા સમર્થ નથી; જેમ ઊંદર બાંકોરૂં પાડવા સમર્થ છે પણ તે પાછું સાજું કરી શકતો નથી, તેમ દુર્જનને ગમે તેટલો ગુણ કરીએ તથાપિ તે ગુણ કરનારનેજ નડે છે માટે દુર્જનથી દૂર રહેવું. કહ્યું છે કેઃ—

### દોહરો.

દુર્જનને ગુણ દીજીએ, કરે આપ અપકાર;
પ્રથમ હણે દેનારને, મર્કટ કર તરવાર.

ક૦ દ૦ ડા૦

૬ વળી કહ્યું છે કે જેમ સિંહ મૃગનો ભક્ષ કરે છે, ગરૂડ નાગનો ભક્ષ કરે છે અને શિકારીઓ બીજા પક્ષીઓનો ભક્ષ કરે છે તેમ એક દુર્જન માણુસ સજ્જનનોજ ભક્ષ કરે છે. માટે સજ્જનોએ સ્વપ્નમાં પણ દુર્જનની સોબત કરવી નહિ, કેમકે દુર્જનની સોબત કરનાર સજ્જન સર્વદા દુઃખી થાય છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

શઠની સંગતથી સહે, ભલા જનો દુઃખ ભાર;
માંકડના મેળાપથી, ખાય ખાટલો માર.

ક૦ દ૦ ડા૦

૭ દુષ્ટ મનુષ્યો જેનું નિમક ખાય છે તેની સાથેજ **"ખાય તેનું ખોદે"** એ કહેવત મુજબ નિમકહરામીપણું કરે છે, પણ તેવા નીચ મનુષ્યોએ **યાદ રાખવું** કે નિમકહરામીના ગુન્હાના પાપ જેવુ બીજુ એકે પાપ નથી.

૮ વળી જે દુષ્ટ મનુષ્યો છે તે આપવાથી વારંવાર લેવાની લાલચ કરે છે, પ્રીતિ રાખવાથી કોઇ વાર રાજી થતો નથી, સહન કરવાથી નબળો ગણી વારંવાર નડ્યા કરે છે, માટે દુર્જન પ્રત્યે સર્વથી સરસ રસ્તો એ છે કે તેનો અપકાર કરવો, કેમકે **"शाठं प्रति शाठ्यं कुर्यात्"** મતલબ કે શઠની જોડે શઠ થવું.

૯ વળી દુષ્ટ માણુસો ગાયને આંચળે વળગેલી જળો જેમ દુધને મૂકી લોહીને પીએ છે તેમ આપેલા બોધને ગ્રહણ ન કરતાં ઉલટા દોષ માત્રને જ ગ્રહણ કરે છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**દુષ્ટ ન છોડે દુષ્ટતા, બડી ઠૌરહુ પાય;**
**તૈસે તજત ન શ્યામતા, બિષ શિવકંઠ બચાય.** ( મળેલું. )

ભાવાર્થ—જેમ મહાદેવજીએ ઝેરને પોતાના કંઠમાં રાખ્યું તોપણ કાળું મટયું નહિ, તેમ અનેક યત્ન કરીએ તથાપિ એક દુષ્ટ માણસ પોતાની દુષ્ટતા છોડતો નથી. કહેવત છે કેઃ—

**દસ કોષી ભાષા બદલે, તરૂવર બદલે શાખા;**
**જાતે દહાડે વાળ બદલે, પણ લક્ષણ ન બદલે લાખા.**

૧૦ વળી દુર્જન મનુષ્યો પ્રથમ પગમાં પડે છે, અને પછી માસ ખાય છે અને છેલ્લે કાનમાં કાંઈ ન સમજાય તેવું હળવે હળવે વિચિત્ર પ્રકારનું બોલે છે અને પછી ધીમે ધીમે લાગ જોઇને બીક વગર એકદમ હુમલો કરે છે. માટે ધ્યાનમાં રાખજો કે "રાજા, સ્ત્રી, સર્પ, ચાડિયા, અને દુર્જન એટલાનો વિશ્વાસ કદી કરતા નહિ;" કેમકે તેઓ ઉપર ઉપરનો આદરભાવ બતાવે છે પણ અચાનક મારી નાંખે છે. માટેઃ—

**દોહરો.**

નારી સરપ સોની અને, રાજા પૈસાદાર;
પરદેશી એ પાંચથી, ચાલ ચેતીને યાર.

(મળેલુ.)

૧૧ વળી દુર્જન અને સર્પ એ બેમાંથી પણ સર્પ સારો, કેમકે સર્પ કોઇક વારજ ડંખ મારે છે પણ દુર્જન તો વારંવાર ડંખ મારે છે. માટે દુર્જનની સોબત કરશો નહિ. દુષ્ટ મનુષ્યની પ્રીતિ દેખાતી ચણોઠીના જેવી લાગે છે પણ પરિણામમાં તે બહુ વિપરીત હોય છે. તે તો માત્ર ઉપરથીજ સારી દેખાય છે, માટે દુર્જનનો સગ કરવો નહિ. કહ્યું છે કેઃ—

### દોહરો.

કુળહીણાની ચાકરી, દુર્જન કેરો સંગ;
પરનારીની પ્રીતડી, જાણુ ગળીનો રંગ.

( મળેલું. )

૧૨ પણુ આટલું તો **યાદ રાખજો** કે ઉપકારીનો દ્વેષ કરનાર, નિર્દોષીનો અપરાધ કરનાર અને સાપરાધવાળો છતાં પણુ નિર્લજ એવો પિશુન જગતમાં અપ્રિય થઇ પડે છે. જો કે ઘણા રોગથી ભરેલું પોતાનું શરીર જેમ પોતાને જ પ્રિય લાગે છે તેમ ઘણા અપલક્ષણવાળા દુર્જન દુર્જનનેજ પ્રિય લાગે છે, કેમકે તેઓ બંને સરખા સ્વભાવવાળા જ હોય છે. કહેવત છે કે **"આવો ભાઇ હરખા ને આપણુ બેઉ સરખા."**

૧૩ **યાદ રાખજો** કે પોતાનાજ મનના દોષથી જગત આખાને દોષિત ગણનાર જે ખળ મનુષ્યો છે તેઓને પારકાની પ્રીતિ જોઇને માથામાં એક જાતની વ્યથા ઉત્પન્ન થાય છે, એ કાંઇ ખોટું નથી. કહ્યું છે કે:—

### દોહરો.

ખળને મન રામ વિષમ નહિ, ગુણી અવગુણી સમાન;
સારો નરસો નવ જુએ, ભસે સર્વને શ્વાન.

કo દo ડાo

૧૪ **છેલ્લે યાદ રાખજો કે** જે પુરૂષ નીચ કુળમાં જન્મેલો હોય છે તે કુબુદ્ધિ અને બિકણો થાય છે અને ઉપકાર કરનાર પ્રત્યે જ અપકાર કરે છે; ત્યારે જાર પિતાથી પ્રાપ્ત થયેલો હોય તો પછી

શી બાકી રહે? કહેવાય છે કે નીચતોય બ્રાહ્મણના કુળમાં જન્મેલો, વણિકના અન્નથી મોટો થયેલો અને કાયસ્ત પાસેથી વિદ્યા ભણેલો એવો પુરૂષ ક્ષુદ્ર બુદ્ધિવાળો થાય છે એ કાંઈ ખોટું નથી. કહેવત છે કે "**જેવો અન્ન તેવો ઓડકાર અને શુદ્ધ તેવી બુદ્ધ**" એટલે "**જાત તેવી ભાત**" એ કાંઈ ખોટું નથી. કહ્યું છે કેઃ—

### દોહરો.

મરતાં સુધી મટે નહિ, પડી ટેવ પ્રખ્યાત,
ફાટે પણ ફીટે નહિ, પડી પટોળે ભાત.

**ક૦ દ૦ ડા૦**

વળી કહ્યું છે કેઃ—

**જેવા જેના રંગ, તેવા તેના ઢંગ;**
**ચંદન ધોઈ માંછલી, તોય ન ફીટે રંગ.**





# પ્રકરણ ૧૨ મું.

## મિત્ર પરીક્ષા.

### ઈંદ્રવિજય છંદ.

ન આગ વિના પ્રકાશ કરેજ, ભરેલ રહ્યું ભર પાત્ર દિવેલે,
ઇંજીન જોર કરી ન શકે જ, વરાળ વિના કદી આપની મેળે;
વ્હાણ બરાબર ચાલી શકે નહિ, વાયુ વિના જળની જ્યમ રેલે,
તેમ સુમિત્ર વિના જગમાં, સુખશાંતિ સહાય મળે નહિ સ્હેલે.

પ્રતાપરાય શીવલાલ માંકડ, જામનગર.

૧ એક ઝવેર પારખવામાં જેટલી અક્કલ વાપરવાની જરૂર પડે છે તે કરતા પણ એક લાયક મિત્ર શોધવામા વધારે અક્કલ વાપરવાની જરૂર પડે છે. માટે દરેક માણસે લાયક મિત્રો કરી રાખવા, કેમકે લાયક મિત્ર છે તે દુ:ખમાં દિલાસો અને વિપત્તિમાં ધીરજ આપનાર છે; તોપણ લાયક મિત્ર પારખવામાં ઘણાખરા લોકો પછાત હોય છે. પણ ઘણાં પુણ્ય કર્યા હોય ત્યારે જ એક નેકીવાળો મિત્ર મળે છે, કેમકે પવિત્રમાં પવિત્ર ખરી દોસ્તીની ગાંઠ જ પવિત્ર છે અને ખરા દો-

સ્તોની ખરી દોસ્તીનો ખ્યાલ માત્ર અનુભવીઓના મગજમાં ઉતરી શકે છે. કહ્યું છે કે:—

**દોહરો.**

રાજ મિલે પૈસા મિલે, સબ સુખ મિલના સ્હેલ;
મિત્ર રત્ન સંસારમેં, મિલના હે મુસ્કેલ.

( મળેલું. )

૨ વળી ખરો દોસ્ત એજ કહેવાય કે જેની સામે આપણી તકસીર થઈ હોય તે છતાં પણ તેનું તે મેણું ન મારે અને ઉલટો દુઃખમા, દુકાળમાં અને રાજદ્વારે સહાય થાય એજ ખરો દોસ્ત કહેવાય. માટે એવા લાયક દોસ્તો કરજો. કહ્યું છે કે:—

**દોહરો.**

પ્રીતિ એસી કીજીએ, જેસા ટંકણખાર;
આપ જલે પર રીઝવે, ભાગ્યાં સાંધે હાડ.

( મળેલુ.

એ કાંઈ ખોટું નથી. વળી કહ્યું છે કે:—

**છપ્પો.**

કરવો તેનો સંગ, સર્વ સદ્‌ગુણ છે જેમાં;
કરવો તેનો સંગ, એક અવગુણ નહિ એમાં;
કરવો તેનો સંગ, કપટને કોરે રાખે;
કરવો તેનો સંગ, સત્ય ભલપણથી ભાખે;
વળી કરવો સંગ તે કામનો, દુઃખમાં ભાગ આવી ભળે;
કર કલ્યાણજી પ્રીત તેહથી, તન મનના તાપો ટળે.

૩ યાદ રાખજો કે પરાયા માણસને એકદમ દીલ આપતા નહિ, પણ અજમાયશ કર્યા પછી દોસ્તી કરજો. તેમાં વળી જેવી સોબત કરશો તેવા થશો. કાબેલ આદમીની સોબત કરશો તો કાબેલ નિવડશો, અને મૂર્ખની કરશો તો તેવા થશો; માટે સારા માણુસની દોસ્તી કરજો. દુર્જન, નઠારે ઠેકાણે વસનાર, અને નઠારાં કામો કરનારનો સંગ કદી કરવો નહિ; કેમકે તેથી તમે ભલેને સારા હશો તથાપિ નિંદાને પાત્ર ઠરશો; કારણકે કાજળની કોટડીમાં ગમે તેવો ચતુર માણસ પેસે તોપણ ડાઘ લાગ્યા વગર રહેતો નથી; તેમ કુત્રિમની સંગતથી નઠારો ડાઘ લાગ્યા વગર રહેતો નથી. કહ્યું છે કેઃ—

**નારાચ છંદ.**

ભળે વધાર ભાતમાં, લગાર જો લવીંગનો;
ટળે ન ટાળતાંજ તેમ, હોય ગંધ હીંગનો.
સફેદ વસ્ત્ર સ્યામ થાય, સ્યામ રંગ સંગમાં;
કુસંગીનો પ્રસંગ દે, કુસંગ રંગ અંગમાં.

કે૦ દ૦ ડા૦

૪ સજ્જનો શ્રીફળની પેઠે માંહેથી કોમળ છતાં ઉપરથી કદાચ કઠોર દેખાય છે અને દુર્જનો બોરની પેઠે અંદરથી કઠણ છતાં ઉપરથી કોમળ ભાસે છે. માટે ઉપરના દેખાવથી ઠગાશો નહિ પણ તેના અંદરના ગુણોની તપાસ કર્યા પછી દોસ્તી કરજો. કહ્યું છે કેઃ—

**દોહરો.**

કટકા કાચ બિલોરના, સાકર સમ દેખાય;
ભૂલે ભોજનમાં ભળે, જમતાં જીવજ જાય.

કે૦ દ૦ ડા૦

૫ વળી ખારા પાણીમાં મીઠું જેમ મળી ગયેલ હોય છે તેવીજ રીતે બંને મિત્રનાં મન મળી ગયેલાં હોય તથાપિ ક્રોધરૂપી અગ્નિની આંચથી જેમ વરાળ રૂપે થઈને મીઠું અને પાણી જુદાં થઈ જાય છે, તેમ મન જુદાં પડી જાય છે. માટે મિત્ર ઉપર ક્રોધ કરવો નહિ. કદાચ દોસ્તી કર્યા પછી તમારો મિત્ર નાલાયક માલમ પડે તોપણ તેની સાથે સલુકાઈથી ચાલજો, કેમકે દુશ્મની પેદા ન થાય પણ તમારૂં દિલ આપશો નહિ.

૬ વળી તમારા દોસ્તની મતલબ તમે જાણતા ન હો તો તેના હૃદય ઉપરથી મત બાંધજો, કેમકે કોઈ નવું માણસ તમારી દોસ્તી બાંધવા આવે અને તમારાં વખાણ કરે તો તેની સાથે સંબંધ કર્યા પેહેલાં લાંબો વિચાર કરજો, પણ એકદમ અંજાઈ જશો નહિ, કારણકે સગાઇ અને સગા બાપ કરતાં પણ દોસ્તી વધારે કિંમતી છે. માટે દરેક માણસની પરીક્ષા કર્યા પહેલાં એકદમ દોસ્તી કરવી નહિ, કેમકે અજાણ્યા માણસની પ્રીતિ કોઈ વખતે વિપરીત થઈ પડે છે. માટે ધ્યાનમાં રાખજો કે **"સોનું જોવું કસીને અને માણસ જોવું વસીને."**

૭ જે સ્વાર્થ કાજે દોસ્ત થાય છે, તે આપતકાળે અળગો ખસી જાય છે. પણ એક ખરેખરો ગુણવાન દોસ્ત એવા બારીક વખતે છોડતો નથી, પણ ઉલટો સહાય થાય છે. માટે એવા સ્વાર્થી દોસ્તોથી ચેતીને ચાલજો, નહિતો **"અર્થ સર્યો ને વૈદ વેરી"** એ કહેવત જેવું થશે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

કૃતઘ્નીને જે આપીયુ, ખાય ત્યાં લગી પ્રીત;<br>
ખાતાં સુધી ભસે નહિ, શ્વાન તણી એ રીત. ક૦ દ૦ ડા૦

૮ વળી તમારો મિત્ર મધ જેવો મીઠો હોય તો તેને તમે આખો ને આખો ચાટી ખાતા નહિ, કેમકે દોસ્ત છે તે દિલને આરામ આપનાર છે. માટે જો તમને એવો લાયક મિત્ર મળે તો પછી તેની સાથે જુદાઇ રાખશો નહિ, કારણકે લાયક મિત્ર મળવો બહુ મુશ્કેલ છે, પરંતુ તે તો કોઇ ભાગ્યશાળીનેજ મળે છે. કહ્યું છે કે–

**દોહરો.**

સજ્જન મિલાપી ઓત હેં, તાળી મિત્ર અનેક;
જેને દીઠ દીલ ઠરે, સો લાખનમેં એક.

(મળેલુ.)

૯ વળી જેની સાથે મિત્રાઇ કરી તેની સાથે કશો દગોફટકો રાખવો નહિ, સાચુ બોલવું, કશો અંતરપટ રાખવો નહિ, એક બીજાનો અવગુણ ગાવો નહિ, અરસપરસ રાજી દીલ રાખવું, તમારા મિત્રની કદાપિ ભુલ આવી ગઈ તોપણ ક્ષમા કરવી, અને દુઃખને વખતે મદદ કરવી. આનુ નામજ ખરી મિત્રાઈ કહેવાય. અને ધ્યાનમા રાખજો કે **“સગા ભાઈ કરતાં પણ દોસ્ત વધારે કિંમતી છે.”** માટે **“પ્રીત ત્યાં પડદો કેવો અને પડદો ત્યાં પ્રીત કેવી?”** આ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો. કહ્યુ છે કેઃ—

**દીલ લગા સોઇ સગા, ઓર સગા નહિ કોઇ;**
**મા બેઠે મેહેળા બળે, પિયુ પટંતર જોઇ.**

૧૦ વળી દોસ્તી કરવાને લાયક એ છે કે જે પોતાના મિત્રની કોઇ પણ એબથી જાણીતો થાય કે તુરત તેને તેથી અટકાવે અને ભલાઇ જાહેર થાય તે સહરાવીને દશગણી કરી બતાવે, છતાં તે વિષે કદી તેના મોંએ લાવે નહિ; અને પોતાના મિત્રથી જે ભલાઈ પોતે

મેળવે તે કદી ભુલે નહિ, તેમજ તેણે કરેલા કોઈ વાંકપર કશો ડાઘ રાખે નહિ, એજ દોસ્તી કરવાને લાયક જાણવો. જે માણસ તમારી ખામીઓ યાદ રાખે અને ખુબિયો ભુલી જાય તેની સાથે દોસ્તી કદી કરતા નહિ, કેમકે તે તમારો **"હેતુ શત્રુ"** એટલે **"શત્રુ મિત્ર"** છે એમ જાણજો. કહ્યું છે કેઃ—

**કવિત.**

કેત હું કુમિત્ર રીત, પ્રીત રીત કૈસી હોય,
બોલે મુખે એન વેન, ઉરમાંહી કુડજી,
વિત્ત વિદ્યા વનિતાકું, ઉરમેં લેનેકી આશ,
તાકું મિત્ર હોત સબ, રહેત હે હજુરજી;
દેખ તક તોકું મુજ, દાઝત સનેહ નેન,
સત્ય વેન મિત્ર મુજ, જાનીયે જરૂરજી;
**સુંદરસેં નીમ** કહે, એસો મિત્ર હોતચુંકી,
હોત ગુન ચોર વાકે, જીવીતમેં ધૂરજી.

૧૧ વળી નાદાનોથી દૂર રહેવું એ દાનાઓની દોસ્તી કરવા બરાબર છે. **"નાદાન દોસ્ત કરતાં દાનો દુશ્મન ભલો"** એ કહેવત કાંઈ ખોટી નથી, કેમકે **"નાદાનકી દોસ્તી ઔર જીવકા જોખા"** મતલબ કે નાદાન માણસની દોસ્તી કરનારનો જીવ હમેશાં જોખમમાં રહે છે. કહેવાય છે કે **"જેણે નાદાનની દોસ્તી કરી તેણે એક શત્રુ ઉભો કર્યો"** એમ સમજવું યોગ્ય છે. કહ્યું છે કેઃ—

**કરત કુસંગ ચાહત કુશલ, એહી બડા અફસોસ;**
**સમુદ્રકો મહિમા ઘટ્યો, રાવન ભયો પડોસ.**

૧૨ વળી દુર્જનની સાથે મિત્રાઈ તો શું? પણ સેજસાજ પ્રીતિ પણ

ન કરવી, કારણકે **"સળગતો કોયલો હાથ બાળે છે અને ઠરેલો હાથ કાળા કરે છે;"** તેમ દુષ્ટ માણસની દોસ્તીથી બંને વાતનું દુઃખ હોય છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

સોબત કીજે શ્વાનકી, દો બાતોંકા દુઃખ;
ખિજ્યા કાટે પાંઉ ને, રિજ્યા ચાટે મુખ. (મળેલું.)

૧૩ **યાદ રાખજો** કે કેટલાક ઠગ અને લુચ્ચા દોસ્તો કાંતો સામાની ખુબસુરત સ્ત્રી દેખીને, કાંતો ધન દેખીને અને કાંતો અમલ દેખીને દોસ્તી કરવા આવે છે. પણ એક લાયક મિત્ર આપત્તિ સમયેજ ખબર લેવા આવે છે, કેમકે ખરા દોસ્તને દોસ્તના દુઃખની ફીકર સિવાય બીજી ઇચ્છા હોતી નથી. કહેવાય છે કેઃ—

**પ્રેમે પ્રાણ ટકી રહે, પ્રેમે પ્રાણ ન જાય;**
**પ્રેમે પ્રાણ અપાય છે, પ્રેમે પ્રાણ રખાય.**

૧૪ એક કુટિલ મિત્ર હિચકારો અને સંકટ આપનારો હોય છે, માટે કુટિલથી દૂર રહેવું. વળી તેવા માણસોને પારખવાની રીત એ છે કે તે વખાણ કેમ કરે છે અને પાછળ શું બોલે છે તેમજ શી મતલબે તે દોસ્તી કરવા આવે છે; કારણકે એવાં ખોટાં વખાણ કરનારા આપમતલબીઆ ઘણા હોય છે. ધ્યાનમાં રાખજો કે **"દુષ્ટ મિત્રો ખરા મિત્રનો ડોળ રાખી કરકોલી ખાય છે"** તથાપિ ભોળા દીલના ભલા દોસ્તને તેનું કશું ભાન હોતું નથી, કેમકે તે તો જાણે છે કે મારો મિત્ર વફાદાર, મિલનસાર અને નિષ્કપટી છે. પણ જ્યારે તે પોતાને ઠગાયો જાણે છે ત્યારેજ પસ્તાય છે. માટેઃ—

**દોહરો.**

મળતાં કુટીલ મિત્રને, પળમાં મોત પમાય;
જેમ સુડીથી સોપારીનો, ચોકસ ચુરો થાય.

( મળેલુ. )

એ કાંઇ ખોટું નથી. માટેઃ—

**પ્રીત કરીએ અસરાફકી, જેસો સીરકો બાલ;**
**કટે કટાવે ફીર આવે, કબુ ન છોડે ખ્યાલ.**

૧૫ તમારો દોસ્ત પ્રમાણિક છે એવી તમારી ખાત્રી થાય તો પછી તેને તમારા ખજાનાના અમૂલ્ય જવાહિર જેટલો કિંમતી ગણી તમારા દીલ સાથે જોડી દેજો, કેમકે જ્યાં ફુલ છે ત્યાં વાસ છે, જ્યાં વાસ છે ત્યાં ભ્રમર છે, તેમજ જ્યાં સજ્જન છે ત્યાં જ સુખ છે, ત્યાં જ પ્રીતિ છે અને ત્યાં જ મિત્ર છે, અને જ્યાં મિત્ર છે ત્યાંજ ચિત્ત રહે છે. માટે ખળથી દૂર રહી સજ્જન સાથે વસવું એજ બેહેતર છે. કેમકેઃ—

**પ્રવૃત્તિમાં શું પ્રીત, ને નિવૃત્તિમાં શું વસવું;**
**કહે અખા એ બે ન બને, લોટ ખાવો ને ભસવું.**

૧૬ તમારા મિત્રની કોઇ વખત ગફલત થઇ અથવા તેને ગુસ્સો આવ્યો તોપણ તમે એવે વખતે ગમ ખાઈ જજો પણ વચનબાણ મારશો નહિ, કેમકે તેથી મન જુદાં પડી જાય છે. કહેવાય છે કેઃ–

**અતિ ઘણું નહિ તાણીએ, તાણે તૂટી જાય;**
**તૂટ્યા પછી જો સાંધીએ, વચે ગાંઠ રહી જાય.**

૧૭ દોસ્તી પસંદ કરવામાં જેટલા ધીમા થવું તે કરતાં પણ દોસ્તી છોડવામાં વધારે ધીમા થવું, કેમકે નીચ માણસ સાથે કરેલી

દોસ્તી જેટલી દુ:ખરૂપ છે, તે કરતાં પણ તે તૂટે તો વધારે દુ:ખરૂપ થાય છે, માટે ઉતાવળા થશો નહિ. પણ આ તો ખરૂં છે કે:-

**પ્રેમ નિભાવન કઠન હે, સમજી કીજયો કોઇ;**
**ભાંગ ભખન તો સુગમ હઇ, લ્હેર કઠન હી હોઇ.**

( મળેલુ. )

૧૮ વળી તમારા દુશ્મનનો કોઇ મિત્ર તેની ગુપ્ત વાત કહી તમારી દોસ્તી કરવા આવે તો તમે તેની દોસ્તી કદી પણ કરશો નહિ, કેમકે તે મિત્રદ્રોહી માણસ જાણજો, કારણકે તમારી પાસે બીજાની વાત ખુલ્લી કરે ત્યારે તમારી વાત બીજા પાસે ખુલ્લી કેમ નહિ કરે ? માટે એવા માણસથી પણ ચેતીને ચાલજો.

૧૯ મિત્રનો વધ કર્યાથી મૃત્યુ નીપજે છે, પારકો વધ કર્યાથી વિત્તનો નાશ થાય છે, રાજાનો વધ કર્યાથી ધનનો નાશ થાય છે, અને વિદ્વાનનો વધ કર્યાથી કુળનો નાશ થાય છે, માટે એટલાનો વધ કદી કરવો નહિ. **યાદ રાખજો કે " મિત્રઘાતી મહાપાપી."**

૨૦ જે કોઇ તમારી સાથે દોસ્તી રાખી જે ગુણો તમારામાં ન હોય તે છતાં પણ તેનાં વખાણ કરે ત્યારે નક્કી જાણજો કે તે શખસ દુશ્મનાઇના વખતમાં પછી તેજ મુજબ તમારૂં બુરૂં બોલ્યા વગર કદી પણ રહેશે નહિ. માટે એવા ખોટા ખુશામતખોરોથી દૂર રહેજો. કેમકે એવા લોકો—

**મ્હોંએ ફુલ પણ, મનમાં અદીઠ;**
**કહે ખરૂં પણ, કરે અજીઠ.**

એવા હોય છે. કહેવત છે કે **" મ્હોંનો મીઠો પણ દીલનો કુડો."**

૨૧ માટે જો તમારે તમારા વિષે લોકોમાં સારો વિચાર બેસાડવાની મરજી હોય તો પ્રથમ જેઓના વિષે લોકોમાં સારા વિચારો બેઠેલા હોય તેવાઓની જ દોસ્તી કરજો. **ધ્યાનમાં રાખજો કે:—**

**ભલે સંગ બેઠીએ, ખાઇએ નાગરપાન;**
**બુરે સંગે બેઠીએ, કટાઇએ નાક ઓર કાન.**

૨૨ "**વિષ્ણુશર્મા**" કહે છે કે વિદ્યા વિનાના ગુરૂનો ત્યાગ કરવો, હમેશાં ક્રોધમાં રહેતી સ્ત્રીનો ત્યાગ કરવો, જે નિર્દય છે તેનો ત્યાગ કરવો, તેવીજ રીતે જે મિત્રનો આપણા ઉપર પ્યાર નથી તેનો પણ ત્યાગ કરવો. કહેવત છે કે:—

**મન મેલા તન ઉજળા, બગલા કપટી અંગ;**
**તાતે તો કૌવા ભલા, તન મન એકહી રંગ.**

૨૩ વળી એક માતેલા મૂર્ખની દોસ્તી કરવા કરતાં દુબળા અક્કલમંદની દોસ્તી સારી, કેમકે માતેલો મૂર્ખ કદમાં મોટો પણ કિંમતમાં ખોટો હોય છે અને દુબળો અકલમંદ કદમાં નાનો પણ કિંમતમાં મોટો હોય છે. માટે ડાહ્યા માણસની દોસ્તી કરવી; કેમકે મૂર્ખની મિત્રાઇ કરવાથી આપણી કીર્તિ અને ધનને ગુમાવી નિંદાને પાત્ર થવાય છે. કહેવત છે કે "**મૂર્ખ મિત્ર નહિ અને અગ્નિ પવિત્ર નહિ**" એ કાંઇ ખોટું નથી. માટે લુચ્ચા, દુર્ગુણી, મૂર્ખ અને આપમતલબીયાની છાયામાં પણ ઉભા રહેવું નહિ. કહ્યું છે કે:—

**છપ્પો.**

**મૂરખ મિત્રો મળી, ગાળ દઈ ગમ્મત કરશે,**
**મારી પરસ્પર લાત, વાતમાં મશ્કરી ધરશે;**

મિત્રાચારી મૂલ્ય, કેફ પીશે ને પાશે,
ખેલી બાજી ખેલ, લડાલડી કરી ઘેર જાશે;
મુખ મીઠાં ને મનમાં કપટ, સ્વાર્થ લગણુ સગાઈ છે;
કદી જોખમકારી જીવને, મૂરખની મિત્રાઈ છે.

**સામળ ભટ.**

૨૪ વળી જ્યારે એવી રીતે કુમિત્રથી કીર્તિની હાનિ અને જીવનુ જોખમ થાય છે ત્યારે એક સુમિત્રથી સોનાના, ધનના, અને ભૂમિના લાભ કરતાં પણુ અધિક લાભ થાય છે એ કાંઇ ખોટું નથી. કહ્યું છે કે:—

**છપ્પો.**

પંડિત મિત્રો મળી વદે, મુખ મધુરી વાણી,
પ્રથમ કરી પ્રણામ, પાય ગંગાજળ પાણી;
પછી સોપારી પાન, આપી કુશળતા પુછે,
કહે પછી કર જોડી, આગમન કારણુ શું છે?
કરી જ્ઞાન વાતચિત શાંત થઇ, સ્નેહ સહિત જુદા પડે;
મન મગ્ન રહે મિત્રાઇમાં, પંડિતની પ્રીતિવડે.

**સામળ ભટ.**

૨૫ "**વિષ્ણુશર્મા**" કહે છે કે પોતાથી હલકા ગુણુવાળાની સોબત કરવાથી હલકાપણું આવે છે, સમાન ગુણુવાળાથી સમાન રહેવાય છે, અને વિશેષ ગુણુવાળાની સોબતથી વિશેષ ગુણુવાન થવાય છે, એ કાંઇ ખોટું નથી. કહેવત છે કે "**તુખમે તાસીર અને સોબતે અસર**" માટે તાળીયા મિત્રથી દૂર રહેજે, કેમકે મૂર્ખ અને મતલબિયા મિત્રોને પારકે ઘેર જમવું પ્યારૂં લાગે છે પણુ પોતાને ઘેર જમવા જમાડવામાં અખાડા કરે છે. કહેવત છે કે:—

## દોહરો.

સોંઘું મોંઘું શીદ ગણે, પરધન જ્યાં વપરાય;
તેલ ગોળ ઘર પારકે, જોડા ઘોડા ખાય.

ક૦ દ૦ ડા૦

એ કાંઈ ખોટું નથી. માટે મતલબીયા મિત્રથી દૂર રહેજો.

૨૬ **યાદ રાખજો** કે ખરેખરા મિત્રની ફરજ એ છે કે સામા મિત્રને સલાહ આપવી; પછી તેને આપણું બોલવું પ્રિય લાગે વા અપ્રિય લાગે, સલાહ પુછે વા ન પુછે, તોપણ તેનુ હિત ચાહીને જે ખરેખરૂં હોય તેજ કહેવું એજ તેની ફરજ છે. કહ્યુ છે કે:—

**સક્કર ઘોરે જુઠકી, એસે મિત્ર હજાર;**
**ઝેર પીલાવે સાચકો, એ વિરલા સંસાર.**

૨૭ વળી જે ઘણા મિત્રોનો મિત્ર તેને કોઇનો મિત્ર સમજતા નહિ, કેમકે ખરી મિત્રાઈ ઘણા સાથે થઈ શકતી નથી માટે ઘણા મિત્રો કરવા કરતાં એક નેકી મિત્ર કરવો તે વધારે બેહેતર છે. **ધ્યાનમાં રાખજો** કે પવિત્રમાં પવિત્ર ખરી દોસ્તીની ગાંઠજ વધારે પવિત્ર છે એમ સમજી તમારા મિત્રને આપેલી આશાનો ભંગ કરશો નહિ, અને તમારૂં વચન કાંતો આપશોજ નહિ અને કદાપિ આપો તો પછી શિર જાય તોપણ તે પાળવાને ચુકશો નહિ. કહ્યું છે કે:-

## કવિત.

કાંતો બોલ બોલિયે ના, બોલિયે તો ડોલિયે ના;
બોલ ઐસો બોલિયે જો, બોલિયે સો કરિયે.

કાંતો કિત[1] જાયે ના, જાયે ફિર આયે ના;
સુરકા સમીપ મીટ[2], મારિયે કાં મરિયે.
કાંતો પ્રીત જોરિયે ના, જોરિયે તો તોરિયે ના;
જોર ઐસા જોરિયે જો, ઝુરી સામે જરિયે.
કેત કવિ **ગંગભાટ**, મરદહુંકા યહી ઘાટ;
ખારનીમેં શિશ ડાર, મૂશરે[3] ન ડરિયે.

૨૮ "**ભર્તૃહરિ**" કહે છે કે "સારા મનુષ્યોની સંગતથી બુદ્ધિની જડતા હણાય છે, વાણિમાં સત્યનો સંચય કરાવે છે, માન વધારે છે, પાપને ટાળે છે, સત્સંગથી વિત્તને વધારે છે, અને દશે દિશામાં કીર્તિનો ફેલાવો કરે છે; માટે મનુષ્યને સત્સંગથી શું નથી થતું ?" કહ્યું છે કે "**सत्संगतिः कथय किं न करोति पुंसाम्.**" વળી કહ્યું છે કેઃ-

**છપ્પો.**

તરૂવરનો નહિ ત્યાગ, ભાગ્યથી સુર તરૂ ભેટે,
હીરા મળે હજાર, કોહીનૂર છેકજ છેટે;
બગલા બાણું કરોડ, હંસ તો ન મળે હળવો,
સમળાં સંખ્ય હજાર, ગરૂડ મહિમા ક્યાં મળવો;
જન તો બહુ જડશે જગતમાં, તન તાપ નહિ તેથી ટળે,
દિલ સત્યપણે **દલપત** કહે, મહા ભાગ્ય સજ્જન મળે.

૨૯ વળી સરખી સ્થિતિના માણસ મુકી ઉચ્ચ સ્થિતિના માણસ સાથે દોસ્તી કરવાથી વખતે આપણો ભાર (વકર) વધે છે ખરો;

૧ કિત—લડવા જવું. ૨ મીટ—નજર. ૩ મુશળ—સાંબેલું.

પણ વખતે ઘણોજ ઘટી જાય છે. માટે બેહેતર તો એજ કે સરખા સાથે દોસ્તી કરવી કે જેથી સમતોલ રહેવાય. કહ્યું છે કેઃ—

**દોહરો.**

વડીયા સાથ ન કીજીએ, વિવાહ ને વિવાદ;
બળીયા સાથ ન ભીડીયે, અધિરાઇથી બાથ.

**કહાનજી ધર્મસિંહ.**

૩૦ માટે ખરો અને લાયક મિત્ર મળેલો ત્યારેજ ગણાય કે સચાઇથી આપણી ચૂક બેધડક બતાવી આપે અને મોંએ વખાણ કરે નહિ, તથા ખરી તંગીની વખતમાં મદદ કરે અને વખત આવે પોતાનું શિર આપે. એવો મિત્ર ન મળે તો પછી જાણજો કે તમે મિત્ર વિનાનાજ છો, કારણકે ખરો મિત્ર પોતાના મિત્રને હરકોઇ કારણથી ઉપજેલા શોકને પ્રિય વાણીથી દોસ્તનું દીલ રંજન કરી ધીરજ, હિંમત અને યુક્તિથી દૂર કરાવે છે. કહેવાય છે કે.— "**માથું દે તે મિત્ર.**" ધ્યાનમાં રાખજો કે "દ્રવ્યની નાસ્તિ થઈ હોય, કુટુંબનો પ્રાણ ગયો હોય, સૈન્ય હરાઇ ગયું હોય, ચાકરો મરણ પામ્યા હોય, અને મરણ પાસે આવ્યું હોય તથાપિ આવા વિકટ સમયે કુળવાન અને લાયક મિત્રની સાથે કરેલી મિત્રાઇ કલ્પવૃક્ષની લતા જેવી ફળદાયક થઈ પડે છે." માટે એવા લાયકનીજ દોસ્તી કરજો.

૩૧ છેલ્લે આ તો ખરૂં છે કે સુમિત્ર સાથે થયેલી મિત્રાઇથી હમેશ આનંદ અને સુખ મળે છે, એટલુંજ નહિ પણ સુમિત્ર સાથે બંધાયેલો પ્રેમ કોઈ કાળે તૂટે છે તોપણ તે વિપરીત થતો નથી, કેમકે

સુમિત્ર છે તે સ્નેહ તૂટવા છતાં બુરૂં નહિ બોલતાં ઉલટો સારૂં બોલે છે. યાદ રાખજો કે:—

**માખી મકોડા મૂર્ખ નર, માથું ખોશી મરંત;**
**ભમર ભોરીંગ ને ચતુર નર, ડંશી દૂર ફરંત.**

૩૨ છેલ્લે તમે **ધ્યાનમાં રાખજો કે** "મોટા મનના દોસ્તોથી વધારે ફીકર નથી પણ જો તમારે કૃપણુની દોસ્તી થઇ હોય તો હિસાબ બરાબર રાખજો, નહિતો પછીથી પસ્તાવું પડશે."





# પ્રકરણ ૧૩ મું.

## ધનવાનનો ધર્મ.

### દોહરો.

ગણે ન કોઇ ગરીબને, ધનપતિને સૌ ધાય;
છિંક ખાય જો ધનપતિ, ખમા ખમા કહેવાય.

ક૦ દ૦ ડા૦

૧ આ જગતમાં એવું કાંઈ નથી કે જે ધનથી ન થાય. ધનવાનને મિત્ર ઘણા, ભાઈ ઘણા, નોકર ઘણા, અને સગા ઘણા; વળી ધનવાનજ જગતમાં ડાહ્યો ગણાય છે. ધનવાનને પારકો હોય તે પોતીકો થાય છે, માન ન ઘટે તે છતાં પણ માન મળે છે, વખાણ ન ઘટે તે છતાં પણ વખાણ થાય છે, અને તેની પાસે જવું ન ઘટે તે છતાં પણ જાય છે, એ સઘળો ધનનો મહિમા જાણવો. કહેવત છે કે "**સકર્મીનો સાળો થાય પણ અકર્મીનો બનેવી થતાં બીયે.**" એ કાંઈ ખોટું નથી, માટે ધન પેદા કરવું. કહેવાય છે કે "**પેસે આઈ પેસે બાઇ, અને પેસા બિના નહિ સગાઇ.**" કહ્યું છે કેઃ—

**દોહરો.**

રોડ તણા સાળા થવા, નક્કી સૌ હરખાય;
કોઈ ગરીબ જો કહે કદી, જિવડો નિકળી જાય.

**દા. એ. તારાપોર.**

૨ વળી ધનવડે અકુલિન કુલિન બને છે, મનુષ્યનાં દુઃખો મટે છે, એવું જે ધન તેના કરતાં શ્રેષ્ઠ એવો બાંધવ પૃથ્વી વિષે કોઇ નથી. કહેવાય છે કે "**પૈસો એજ પરમેશ્વર**" એ કાંઇ ખોટું નથી, કેમકે જેની પાસે પૈસો છે તેજ કુલિન, તેજ માહિતગાર, તેજ ડાહ્યો, તેજ ગુણજ્ઞ, અને તેજ મેળાપ કરવાને યોગ્ય છે એ પણ ખોટું નથી; કેમકે એ સર્વ ગુણો કંચનને આશ્રયે રહેલા છે. માટે સત્ય ધર્મથી ધન કમાવું, કમાઈને જાળવવું, જાળવીને વધારવું અને વધારીને સારે માર્ગ વાપરવું. કહેવત છે કે "**થોડું ગુમાવીએ અને ઘણું રાખીએ.**" આપીને ઉઘરાણીએ જવાની ટેવ રાખશો નહિ. મતલબ કેઃ—

**દોહરો.**

રાખી ઘરેણું રોકડુ, આપે નાણું જેહ;
સો મણ કેરે ગાદલે, સુખે ઊંઘશે તેહ.

**ક૦ દ૦ ડા૦**

૩ માટે ધન એ એક એવી તો ઉમદા ચીજ છે કે તે હોય તો સ્નેહીઓ સગાં થતા આવે છે, માતપિતા પણ પ્રેમથી જુવે છે, સ્ત્રી પણ આધિન થઈ રહે છે અને ધનવાન હુકમ કરે કે તુરત એ સઘળાં હાજર રહે છે, એ સઘળો ધનનો મહિમા જાણવો; કેમકે "**મનુષ્ય મનુષ્યનો દાસ નથી પણ ધનનો દાસ**

છે ” એ કાંઈ ખોટું નથી. વળી જ્યારે માણસ પૈસા વગરનો થઈ પડે છે ત્યારે મિત્ર, સ્ત્રી, સેવક, તેમજ સગાંવહાલાંઓ ત્યજી દે છે, પણ તેજ પાછો ધનવાન થયો કે એ સઘળાં પાછાં વળગતાં આવે છે; માટે આ લોકમાં ધન છે એજ બડી ચીજ છે. કહેવાય છે કે “ **બડી ચીજ પૈસો** ” એ કાંઇ ખોટું નથી. કેમકેઃ—

**દોહરો.**

ધન લાવે મન લાવતી, નિર્ધન થયે અભાવ;
સગી પૈસાની પદ્મણી, જાતે નીચ સ્વભાવ.

( મળેલું. )

૩ વળી પૈસાનો મહિમા જગતમાં મોટામાં મોટો છે. પૈસાથી મન ગમતાં સુખો મળે છે, જળ ત્યાં થળ અને થળ ત્યાં જળ પણ પૈસો કરી શકે છે, જંગલ ત્યાં મંગળ અને મંગળ ત્યાં જંગલ પણ પૈસો કરે છે. એવો જે પૈસો પેદા નથી કરતો તે પશુ ગણાય છે. કહેવત છે કે “ **વસુ વિના નર પશુ** ” એ કાંઇ ખોટું નથી. માટે પૈસો પેદા કરવો. કહ્યું છે કેઃ—

**દોહરો.**

પામર ઉંચકે પાલખી, બેસે ધનીનાં બાળ;
હુકમ ચલાવે હામ ધરિ, પૈસાથી મહિપાળ.

ક૦ દ૦ ડા૦

વળી કહ્યું છે કેઃ—

**દોહરો.**

દોલતથી મરવત વધે, ન્હાય બાપ ને ભાઈ;
દોલત વિના દુનિયાં દુખે, રૂડે જાણીતા આઇ.

**દા૦ એ૦ તારાપોર.**

૪ જ્યાં વાઘ અને હાથીઓ રહેતા હોય તે વન પણ સારૂં, પેહેરવાને ઝાડની છાલ અને પાત્રાં હોય તે ઝાડ પણ સારૂં, પણ બંધુઓમાં રહી પૈસા વગરનું જીવવું તે જરા પણ સારૂં નહિ. માટે ધન પેદા કરવું. ધ્યાનમાં રાખજો કે **"જ્યાં ધરવે ત્યાં સરવે."** કહેવત છે કે **"પૈસા વગરનો ઘેલો અને સાણુ વગરનો મેલો"** એ કાંઇ ખોટું નથી. **"ગરથ વિનાનો ગાંગલો ને ગરથે ગાંગજી શેઠ"** કહેવાય છે. માટે ધન પેદા કરવું. કહ્યું છે કેઃ—

**પૈસાવાળાની બકરી મુઇ, તે ગામ બધાએ જાણી;**
**નિર્ધનીયાની નાર મુઈ, પણ કોઇએ નહિ તાણી.**

માટે ધ્યાનમાં રાખજો કે **"ગરીબની વહુને સૌ ભાભી કહે"** કારણકે **"કણકીયાની ઓરત સૌની ઓશીયાળી"** એ કાંઈ ખોટું નથી. વળી કહેવાય છે કેઃ—

**નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;**
**નિર્ધનને કોઈ નવ ગણે, નવ બાંધે કોઇ આંગણે.**

૫ પૈસામાં જેટલા ગુણો રહેલા છે તેટલા અવગુણો પણ રહેલા છે, કેમકે પૈસો રક્ષણ પણ કરે છે અને શિષ પણ કપાવે છે. કહ્યું છે કેઃ—

### છપ્પા.

તું કર પર ઉપકાર, તુંજ પરપ્રાણ તજાવે,
તુંજ ઓલવતો આગ, તુંજ બહુ દેશ દઝાવે;
તુંજ મળાવે માન, તુંજ અપમાન અપાવે,
તું રક્ષણ કરનાર, તુંજ કદિ શિષ કટાવે;

અવગુણ પણ તુજમાં અતિ ઘણા, થિર ગુણના પણ થોકડા,
કહું શું તુજને દલપત કહે, અરે રૂપૈયા રોકડા.

મણિ હીરા તુજ માંહિ, મહારસ મીઠા મેવા,
હાથી ઘોડા હેમ, પદારથ તુજમાં તેવા;
પુત્ર પ્રિયા પરિવાર, દેખતાં તુજમાં દીઠા,
ગાન તાન રંગ રાગ, પાનનાં[1] તુજમાં પીઠાં;
તું સિંહ સમો સંસારમાં, બિજા બિચારા બોકડા,
કહું શું તુજને દલપત કહે, અરે રૂપૈયા રોકડા.

૬ વળી પૈસો કેવો દુઃખી છે તે જુવો ! પૈસો મેળવતાં દુઃખ, મેળવીને સાચવતાં દુઃખ, સાચવીને ગુમાવતાં દુઃખ, એવો જે પૈસો તેને મહા જ્ઞાની પુરૂષોએ ધિક્કારી કહાડેલો છે એ કાંઈ ખોટું નથી; કેમકે **"પૈસો આવે તો હાથ કાળા થાય અને જાય તો મોં કાળું થાય."** કહ્યું છે કેઃ—

**દોહરો.**

ધન મેળવતાં દુઃખ છે, સાચવતાં પણ દુઃખ;
જો આવેલું જાય તો, જાય સમૂળું સુખ.

( મળેલું. )

વળી ધ્યાનમાં રાખજો કેઃ—

**કુંડળીયો.**

જરને વશ સૌ જગત છે, તજે કામ ને ક્રોધ;
લક્ષ્મી મળવા કારણે, બહુ જન કરે વિરોધ;
બહુ જન કરે વિરોધ, બોધ લક્ષ્મીનો કરશે;

૧ પાનના—મદ્યપાન—દારૂનાં પીઠાં.

લક્ષ્મી મળવા માટ, કામ કુડાં આદરશે;
છગનલાલ જરૂર, લક્ષ્મીને જન આપે જશ;
તજે કામ ને ક્રોધ, જગત છે સૌ જરને વશ.

૭ માટે પૈસો મેળવવામાં, બચાવવામાં, ખર્ચવામાં, આપવામાં અને લેવામાં જો સરખાપણું રાખ્યું હોય તોજ માણસાઈ કહેવાય; કેમકે પુષ્કળ પૈસો છતાં પરોપકાર ન થાય તો "કૃપણ" કહેવાય, અને ઉપજ કરતાં વધુ ખર્ચ રાખ્યું હોય તો ઉડાઉ કહેવાય છે. માટે સમાન વૃત્તિથી ચાલવું. **ધ્યાનમાં રાખજો** કે જેઓ પોતાની કમાઇ ખાઇ જાય છે તેઓ કશા કામના નથી, કેમકે તે તો હમેશ **પાયમાલીના પગથીયા તળે ચગદાયલા રહે** છે, એ કાંઇ ખોટું નથી, માટે કમાઈ કરીને ધન બચાવવું. **"જુવાનીમાં જાળવેલું વૃદ્ધાવસ્થામાં કામ લાગે"** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો, કેમકે **" જુવાનીનું રળ્યું અને મળસકાનું દળ્યું "** એ બંનેને કોઈ ન પહોંચે.

૮ વળી ઉપજ પ્રમાણે ખર્ચ કરવું; ધનવાન થયા એટલે કોઇના બાપની શી પરવા છે એવું મનમાં કદી પણ લાવવું નહિ; કેમકે ગરીબ કરતાં ધનવાનને બીજા લોકોની મદદની વધારે જરૂર પડે છે, માટે છતથી છલકાવું નહિ. **યાદ રાખજો** કે **" ડુંગરે ચડતાં નીચી નજર રાખવી અને પૈસે ટકે ચડતાં ઉંચી નજર રાખવી. "** પરંતુ **" જરમાલ જપના ને પરાયા માલ અપના "** એવું કદી રાખવું નહિ.

૯ વળી ધનથી બેહેકી જઇને કોઇનો તિરસ્કાર પણ કરવો નહિ, ગરીબોને રંજાડવા નહિ, તેમજ કોઈ સાથે વૈર બાંધવું નહિ; કેમકે છત તો આજે છે અને કાલે નથી. **" પૈસો કુતરાની**

**ચાર છે "** એ કાંઇ ખોટું નથી. માટે કોઈ સમયે ધન ખસી જાય છે અને નબળી દશા આવી પડે છે, ત્યારે એ સઘળાં શત્રુ થઇને પોતાનો લાગ શોધે છે.

૧૦ ઇશ્વરે પોતાને જે કાંઈ આપ્યું હોય તેમાં સંતોષ માનવો એ મોટું ડહાપણ ગણાય છે; અને જે ધણી વગર વાપર્યે પોતાની દોલત વધાર્યે જાય, તે સાથે લાગી ચિંતા અને જંજાળને પણ વધારતો જાય છે. પણ જે માણસ પોતાને મળેલો પૈસો સુમાર્ગે કામે લગાડતો જાય છે, તે પોતાની અનેક આપદાઓને ચોતરફ વેરતો, પોતાના દોસ્તોને રાજી કરતો, અને છેલ્લે કીર્તિ મેળવતો જાય છે; કેમકે તે જાણે છે કે " **આપશું હાથે તો આવશે સાથે** " અને વળી એ પણ ખરૂં છે કે " **હાથ હોય પોલો તો જગ બધો ગોલો,** " એમ સમજી તમે ગમે તેટલા ધનવાન હો તથાપિ એકલા ખાશો નહિ, પણ તમારાં સગાં, વહાલાં, દોસ્ત, દાનાઓ અને ખેશીઓને નિભાવજો. તમારો મેળવેલો પૈસો તમારા હાથથી કોઇના ઉપયોગમાં ન આવ્યો તો પછી તમારા ઉપયોગમાં ક્યાંથી આવવાનો ? કેમકે " **ધનની ગતિ ત્રણ છેઃ દાન, ભોગ, અને નાશ.** " માટે પહેલી બે ન થઇ તો ત્રીજી તો થવાનીજ. કહે છે કે ધન પાસે રહેવાથીજ માણસમાં હુંશિયારી આવે છે ત્યારે તેનો જે ખર્ચ અને ધનનો ભોગ કરે છે તેની તો શું વાત કહેવી? કહ્યું છે કેઃ—

**દોલત બેટી સૂમકી, ખરચી કણુ ન જાય;**
**પાળી પોષી મોટી કરી, પણ પરઘર ઉઠ ચલી જાય.**

૧૧ ભોંયમાં દાટેલા ધનવડે કરીને ભોંયના માલિકને જો ધનવાન કહીએ તો આપણે પણ તેજ ધનવડે કરીને ધનવાન કહેવાઇએ.

પણ તેમ નથી. ધન તો જે ભોગવે અને સુમાર્ગે વાપરે તેનુંજ છે. **કવિ દલપતરામ કહે છે કે:—**

(કુબજા શું તપ કીધું રે ઓધાજી એવું. એ દેશી.)

તારે હાથે વવરાશે, એટલુજ તારૂં થાશે;
બીજું તો બીજાને જાશે, રે પામર પ્રાણી.
માંખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લૂંટનારે લૂંટી લીધું, રે પામર પ્રાણી.
ખખેરીને હાથ ખાલી, ઓચિંતાનું જવું ચાલી;
કરે માથાકુટ ઠાલી, રે પામર પાણી.

૧૨ વળી તમે જે પૈસો ચોરીથી કે જુલમથી મેળવો તે પૈસાને ધૂળની બરાબર માનજો, કેમકે હરામી લતથી મેળવેલો પૈસો જેટલો આવે તેથી દશગણા બીજા પૈસાને ખેંચી જાય છે. કહેવત છે કે **"હરામકા માલ હરામમેં ગયા, ઓર નફેમેં દો જુતીયાં રહ્યાં"** માટે સત્ય ધર્મથી ધન કમાજો. નહિતો પછી **"મુલાં ચોરે મુઠે, અને અલા ચોરે ઊંટે"** એ કહેવત જેવું થશે.

૧૩ માણસે પોતાનું વચન, મોભો, આબરૂ અને ટેક જાળવી રાખવાથી પ્રતિષ્ઠા વધે છે એટલું જ નહિ પરંતુ તે હજારો રૂપિયા જોઇતા હોય તો સ્હેજમાં મેળવી શકે છે; વળી પાસે પૈસા થોડા છતાં હજારોનો વેપાર પણ કરી શકે છે. માટે વેહેવાર ચોખો રાખજો; કેમકે **"જેનો વ્યવહાર સારો તેનો વેપાર પણ સારો."**

૧૪ વળી જે ઘરમાં મૂર્ખનો સત્કાર થતો નથી, કરકસર સમાન છે, ઉદ્યોગ પ્રબળ છે, કુટુંબ ક્લેશ કદી દેખાતો નથી, અને અધર્માચરણ આદરાતાં નથી તે ઘરમાંજ લક્ષ્મી સ્થિર રહે છે.

૧૫ લોકોને ધનવાન પ્રિય નથી લાગતો પણ દાતાર પ્રિય લાગે છે. જેમ સઘળા લોકો વરસાદ આવવાની રાહ જુએ છે પણ સમુદ્ર આવવાની રાહ કોઇ જોતું નથી, કેમકે સમુદ્ર તો જળનો સંગ્રહ કરવામાં તત્પર હોય છે અને વરસાદ સર્વને આપનારો છે. માટે જે ધન ખવાયું, ખર્ચાયું, અને અપાયું તેજ ધનવાનનું ધન છે. બાકી મરણ પામ્યા પછી તો તેના ધનથી બીજાઓ મોજ કરે છે.

૧૬ વળી જેઓ ધનવાન હોવા છતાં દાન કરતા નથી, તેઓ મોટા કંગાળોની પંક્તિમાં ગણાય છે. જેમ સમુદ્ર પાણીથી ભરપુર છતા પણ પ્રાણીઓની તૃષાને મટાડતો નથી માટે તેને જળ વગરનોજ દેશ માનવો જોઇએ, તેમ દાન નહિ આપનારો ધનવાન નિર્ધનજ માનવો જોઇએ. કહેવત છે કે, "**ધન તો ઢેડને ઘેર પણ હોય છે.**" માટે દાન આપવું. કહેવાય છે કેઃ-

**દાતારકા મુખ દેખતાં, દુઃખ જનમકા જાય;**
**જયું ગંગાકા નિર દેખતાં, પાપ બધાં ધોવાય.**

૧૭ દ્રવ્યરૂપી રસોઇમાં પરોપકારરૂપી મીઠું નાંખવાથી જેમ મિઠાવાળી રસોઇ સ્વાદિષ્ટ લાગે છે, અને મીઠા વિના ફીકી લાગે છે, તેમ ઘણું દ્રવ્ય હોય તે છતાં પારકાના ઉપયોગમાં ન આવ્યું તો પછી તે પણ ફીકું લાગે છે. ધનવાન ગમે તેટલું ધન સત્ય માર્ગે ખર્ચે જાય તથાપિ તે ખુટવાને બદલે ઉલટું વૃદ્ધિ પામતું જાય છે. તેમજ કૃપણ ગમે તેટલું સંકોચતો જાય તથાપિ તેનુ ધન અનેક પ્રકારે ચાલ્યું જાય છે. કહેવત છે કે "**સૂમ ને દાતારનો એકજ વરો.**" વળી કહ્યું છે કેઃ—

**સૂમ શિયાળ ને કાચબો, પરઘેર પહોળા થાય;**
**સામો આવે જો આપ ઘેર, સૌ સંકેલી જાય.**

૧૮ માટે જેમ પુત્ર વગરનું ઘર શોભતું નથી તેમ પુત્ર વિદ્યાહીણ શોભતો નથી; ભાઇ વિના દિશા શોભતી નથી, તેમ ભાઈ નિર્બળ શોભતો નથી; અને પંડિત દરિદ્રી શોભતો નથી, તેમજ **શ્રીમંત કંજુસ શોભતો નથી.** માટે પાસે પૈસો હોય તો પોતાનો એકલાનો નથી એમ સમજી દાતાર થવું. જેઓ દાતાર છે તેને મન પૈસો આપવો કે ખર્ચવો કઠણ નથી. કહ્યું છે કે:—

**દોહરો.**

દાતાને મન ધન નહિ, શૂરાને નહિ શ્વાસ;
પતિવ્રતાને પ્રાણ નહિ, દેહ ન સમજે દાસ.

( મળેલું. )

૧૯ એક ધનવાન મનુષ્ય ઘણું ધન આપીને જે પુન્ય મેળવે છે તે કરતાં પણ વધુ પુન્ય એક ગરીબ માણસ પોતાના એક કોળીયા-માંથી અડધો કોળીયો આપીને મેળવે છે એ કાંઇ ખોટું નથી. માટે ગરીબોએ પણ થોડામાંથી થોડુ આપવું. કહ્યું છે કે **"આપે તેનુંજ પુન્ય છે."**

૨૦ વળી માણસ કપટ કરીને પૈસો મેળવે, જીવ સરીખો રાખે, પોતાના દીલ ઉપર પહેરે, તોપણ બીજાને હાથ જાય એવો જે પૈસો તે જાય, કિંવા આવે તોપણ શાણા માણસો તેનો કશો હર્ષ-શોક કરતા નથી; કેમકે તેઓ તો એમજ સમજે છે કે પૈસો આજે છે અને કાલે નથી. માટે પૈસાનો ગર્વ કદી કરવો નહિ. પણ આ તો ખરૂં છે કે ઇંદ્રિયો એની એજ હોય, નામ પણ એકજ હોય, બુદ્ધિ પણ એજ હોય, તથાપિ ધનની ગરમીથી મનુષ્ય ક્ષણવારમાં બીજો થઇ જતાં વાર લાગતી નથી એ કેવી વિચિ-

ત્રતા છે ? પણ ધ્યાનમાં રાખજો કે **"ધન અને અમલની વડાઇ કરનાર સુખી થતો નથી."** અખ્ખો ભક્ત કહે છે કે-

**છપ્પો.**

પલકે રિદ્ધ સિદ્ધ આવે ઘણી, જીવ જાણે હું સૌનો ધણી;
જેમ વરથોડે મળ્યા બહુ વના, પલકે રહીને થાય તે ફના;
**અખ્ખા** માયા કરે ફજેત, ખાતાં ખાંડ ને ચાવતાં રેત.

૨૧ ગરીબાઈ પાછળ તવંગીરી આવે તે સારી પણ તવંગીરી પાછળ ગરીબાઈ આવે તે બહુજ બુરી લાગે છે. કહેવત છે કે **"ન હોય તેને થજો પણ હોય તેનું જશો નહિ"** એ કાંઈ ખોટું નથી. કહ્યું છે કેઃ—

**બમનકી ગઇ બછરી, ઓર રાવનકી ગઈ લંક;**
**દોનું દુઃખ સમાન હે, ઓ રાજા ઓ રંક.**

૨૨ વળી અછતને વખતે કામ લાગશે એમ ધારીને ધન રાખવું, ધન ખર્ચીને છોકરા રાખવા, અને કદાપિ પોતાનો પ્રાણ જતો હોય તો એ સઘળું ખર્ચીને પણ પ્રાણ બચાવવો, કેમકે જો પ્રાણ બચશે તો એ સઘળાં પાછાં આવી મળશે. કહેવાય છે કે **"જીવતા રહેગા નર તો ફીર બસાવે ઘર."** માટે **"શિર સલામત તો પઘડીયાં બ્હોત."**

૨૩ પણ આ તો ખરૂં છે કે માણસ પાસે દ્રવ્ય જેમ જેમ વધતું જાય છે તેમ તેમ તેમનામાં લોભ પણ વધતો જાય છે. પણ સર્પ જેમ પવન ખાઇને સંતોષ માને છે, અને ઋષિ કંદમૂળ ખાઇને સંતોષ માને છે, તેમ પોતાને પરમેશ્વરે જે કાંઇ આપ્યું હોય તે-

માંજ સંતોષ માનવો એ મોટામાં મોટું ધન છે. "**સંતોષી સદાય સુખી**" એ કાંઈ ખોટું નથી.

૨૪ "**બેલગ્વી**" કહે છે કે "સંતોષ એ મોટી કિંમતનું મોતી છે અને જે માણસ પોતાની હજારો ઇચ્છાઓનો ભોગ આપીને પણ તે મેળવે છે તે એક અમૂલ્ય ખરીદી મેળવે છે." માટે સંતોષ રાખવો. સંતોષ સત્તા અને મોજમજાહથી પણ વધારે સારો છે. વળી તે કુદરતી દોલત છે, કેમકે "તે દુઃખમાં દીલાસો અને વિપત્તિમાં ધીરજ આપનાર છે." કહ્યું છે કેઃ—

**ચોપાઇ.**

સંતોષીને ઝાઝું સુખ, સંતોષીને શેનું દુઃખ;
સંતોષીને ઝાઝાં માન, સંતોષીને વધુ વૈમાન.

**ક૦ દ૦ ડા૦**

૨૫ વળી રાજા પૈસાવાળો જોઇને વગર ગુન્હે ગુન્હો લાવે છે, કેમકે "**જર દેખીને મુનિવર ચળે**" એ કહેવત મુજબ ધનવાનનેજ ભય રહે છે. માટે ડાહ્યા માણસોએ મેળવેલો પૈસો આપણા એકલાનો છે એમ કદી માનવું નાહ.

૨૬ છેલ્લે તમે **ધ્યાનમાં રાખજો** કે ઘણી માયાથી દુરાચારી રહેવું તે કરતાં ગરીબાઇથી પ્રમાણિક રહેવું તે વધારે બેહેતર ગણાય છે. માટે પ્રમાણિક થજો, કેમકે દરેક માણસને પોતાના પ્રમાણિકપણાના પ્રમાણમાં પૈસો અને પદવી પ્રાપ્ત થાય છે. માટે જીવ જાય તોપણ પ્રમાણિકપણું છોડશો નહિ. યાદ રાખજો કે "**કંઆયા સારા, પણ વંઆયા નહિ સારા.**"





# પ્રકરણ ૧૪ મું.

## કરકસર.

### દોહરો.

યોગ્ય ખર્ચ કરવું ભલું, ભલું અધિક નહિ ભાઇ;
લેખણ ભરી લખવું ભલું, નહિ રેડી રૂશનાઈ.

( મળેલું. )

૧ ઘરખર્ચનો બારિકીથી હિસાબ રાખવો, કેમકે હિસાબ તપાસતા રહેવાથી મોટો ફાયદો થાય છે, કારણકે તેથી ઉડાઉ નહિ થતાં ઉલટા કરકસરીયા થવાય છે. ઘરખર્ચની નાની રકમો એકઠી થતાં મોટી લાગે છે અને પછી આંખ ઉઘડે છે. વળી તેથી વગર જોઈતું ખર્ચ નહિ કરવું એવું ભાન થાય છે. માટે જો તમારે આવક કરતાં ખર્ચ કમી કરવું હોય તો હિસાબ તપાસતા રહેજો. સંભારીને નામુ લખવાની ટેવ રાખશો નહિ. કહેવાય છે કે:—

સંભારીને નામું લખે, ઊંટ ચઢી ઊંઘે;
પારકા છોકરા હુલાવે, એ સાંઢની ગાંડ સુંઘે.

એ કાંઈ ખોટું નથી. માટે હિસાબ પક્કો રાખજો. ધ્યાનમાં રાખજો કે **"પાનું ફરે ને સોનું ઝરે."**

૨ વળી કરકસર એ દોલત મેળવવાની કુંચી છે અને ઉદ્યોગ એ દોલતના મંદિરનો દરવાજો છે તથા પ્રમાણિકપણું એ દોલતનો જીવજાન દોસ્ત છે. માટે એ ત્રણેનો સંગ્રહ કરવો. કહેવત છે કે **"કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય"** એ કાંઈ ખોટુ નથી. માટે—

## દોહરો.

કરો સદા જન કરકસર, જગમાં ઘટે ખસૂસ;
ભૂખ્યો રહિ ધન મેળવે, એજ ખરો કંજૂસ;

**દા૦ એ૦ તારાપોર.**

૩ સઘળાં મહાભારત કામો થોડુ થોડુ કરતાં થયાં છે. રજકણોની મોટી દુનિયા બની છે, પરવાળાની જાતની ઝીણી માછલીનાં હાડકાંઓ એક બીજા ઉપર પડવાથી તેના મોટા ટાપુઓના ટાપુઓ ઉગી નીકળ્યા છે, અને પળપળ ખાલી થતાં જમાનાઓ વહી ગયા છે. માટે **ધ્યાનમાં રાખજો કે** "જેઓ પૈસાદાર થયા છે તે કેવળ કરકસર કરવાથીજ થયા છે." માટે કરકસર કરજો, કેમકે **"લાખની પાણ તે સોનાની ખાણ."**

૪ જો તમારે પૈસાદાર થવાની ઇચ્છા હોય તો પૈસા કમાઓ તે કરતાં જાળવવાની વધારે કાળજી રાખજો. એકદમ પૈસાદાર થવાની ઇચ્છા રાખશો નહિ, પણ ધીરજ અને ખંતથી પાઇ પાઇ એકઠી કરજો અને આ નાની રકમ તમને નજીવી લાગતી હોય તો યાદ રાખજો કે **"જેને મળે તેને તો ઘણું મળે છે,**

**પણ જેને નથી મળતું તેને તો એક હાતરડું કરકરાવવાને દોઢીયું સરખું પણ નથી મળતું"** એમ સમજીને તમે પૈસો બચાવજો. કેમકે, નહિતો પછીઃ—

**પૈસો ખોયો પાવલો, ને પાવલે ખોયા પાંચ;**
**પાંચે ખોયા પંચાણું, ડોસી બેઠી બેઠી કાંત.**

એના જેવું થશે.

૫ પૈસા વધારવાનો દુનિયામાં એકજ ઉપાય છે, અને તે એ કે પેદાશમાંથી ખર્ચ કર્યા બાદ જેટલો બચાવ થાય તેટલો કરવો. **ધ્યાનમાં રાખજો** કે એજ રીતથી ગરીબ લોકો તવંગર અને તવંગર વધારે પૈસાદાર થયા છે. પણ જેઓ એક પાઈ ગઈ તેથી શું થયું ? અને એક કણ ગયો તેથી શું થયું ? એમ સમજીને હદથી વધારે ખર્ચ કરે છે તેઓ તો હમેશાં કરજદાર રહે છે, માટે કહ્યું છે કેઃ—

**દોહરો.**

તુચ્છ ન કુચ્છ બિશાદનું, એમ ન માન જરાય;
મીંડું દશપર મેલતાં, અંકજ સોનો થાય.

**દા૦ એ૦ તારાપોર.**

૬ તમે થોડું કમાતા હો તેની ચિંતા નથી પણ તમે જે કમાઓ તે કરતાં ઓછું ખર્ચ કરી જે બચાવશો તેજ તમારૂં છે, અને તેજ તમને તંગીની વખતે મદદ કરશે. માટે **"જે માણસ વરસે દહાડે એક પણ પૈસો બચાવે છે તે પૈસાદાર છે, અને જે માણસ વરસે દહાડે એક પાઇનું પણ કરજ કરે છે તે ગરીબ છે."**

૭ વળી તમે દરેક વેપાર કે ધંધામાં જ્યાં જોશો ત્યાં કરકસરીઆજ કમાતા હશે, કેમકે કરકસરીઓ છે તે પાઈ પાઈનો હિસાબ રાખે છે, કારણકે તે જાણે છે કે **"કરકસર એ બીજો ભાઈ છે"** એ કાંઇ ખોટું નથી.

૮ મી० **"જોન્સન"** કહે છે કે "દોલતમંદ થવાનુ કે સારા થવાનું મુખ્ય સાધન કરકસર છે. વળી કરકસરની સાથે સખાવત રાખી હોય તો તે વધારે નેક ગણાય છે, પણ તેથી ઉલટું જો કરકસર એક કોરે મૂકી સખાવત કરી હોય તો ઉડાઉપણું ગણાય છે." ધ્યાનમાં રાખજો કે **"કરકસર એ દોલતની દીકરી, મિતાહારની બ્હેન, અને સ્વતંત્રતાની માતા છે." "વાણીયાની કસર અને વોરાની સફર"** એ બંને સરખાં ગણાય છે એ કાંઇ ખોટું નથી. વળી પરમકૃપાળુ પરમેશ્વર પણ કેવી કરકસર કરે છે તે જુવો !

**દોહરો.**

કરે જગતમા કરકસર, જુવો જગતનો ઇશ;
પ્રકાશ ત્રીસ ઘડી કરે, અંધારૂં ઘડી ત્રીસ.
ઇશ્વિર પણ કરકસરનો, રાખે રૂડો વિવેક;
ગ્રહો અનેક વચે રચ્યો, દિવો દિવાકર* એક.

ક० દ० ડા०

૯ મી. **"સ્માઇલ્સ"** કહે છે કે "એક કરકસરીઓ માણસ પરોકારી ગણાય છે, અને ઉડાઉ માણસ દુનિયાનો દુશ્મન ગણાય છે" એ કાંઇ ખોટું નથી. માટે જે માણસ રૂપિયો કમાઇને પાંચ રૂપિયાની સખાવત કરે છે તે કરતાં જે શખસ બેઆની કમાઇને

* દિવાકર—સૂર્ય.

દોઢીયું વાપરે તેજ ખરો સખાવતીઓ કહેવાય છે. **"એક કસર ને સો સફર"** એ કાંઇ ખોટું નથી.

૧૦ મી. "**ફ્રાંકલીન**" કહે છે કે "જે ચીજની તમારે જરૂર નથી તે ચીજ ગમે તેટલી તમને સસ્તી મળી હોય તોપણ જાણજો કે તે મોંઘી જ મળી છે," કેમકે વખતે **"દમડીએ પણ ઊંટ વેચાય,"** પણ વગર જરૂરની ચીજ લેનારને જરૂરની ચીજ વેચવી પડે છે. માટે ખપ વગરની ચીજ મફત મળે તોપણ લેશો નહિ.

૧૧ વળી જો તમારે પૈસા સાથે સ્નેહ રાખવાની જરૂર હોય તો કોઇની ચાલચલગત ઉપર દ્વેષ રાખશો નહિ, પણ તમારી પોતાની ચાલ સુધારવાની તેમજ કરકસર કરવાની કોશીશ કરતા રહેજો. છતાં તમારાથી ઉડાઉ થઇ જવાતું હોય તો બજારમાં કે એવી જ બીજી પૈસો વપરાઇ જાય તેવી જગોએ જતાં પહેલાં તમારૂં ગજવું ખાલી કરીને પછી જજો.

૧૨ છેલ્લે તમે **ધ્યાનમાં રાખજો કે** જેઓ પોતાની કમાઈ ખાઇ જાય છે તેઓ હમેશાં ગરીબ રહે છે પણ જેઓ કમાઇ કરતાં એક પાઈ પણ બચાવી શકે છે તે બેશક પૈસાદાર છે. **"આપણે પાઇની સંભાળ રાખીએ તો પૈસો આપણી સંભાળ રાખે."** માટે ધ્યાનમાં રાખજો કે **"કરજ કરીને ઉઠવા કરતાં ભુખ વેઠીને સુવું તે વધારે બેહેતર છે."** કહ્યું છે કેઃ—

**દોહરો.**

સમજે તેનો ધર્મ છે, રાખે તેની લાજ;
સંઘરે તેનું ધન વધે, ઉદ્યોગીને આજ.

**દા. એ. તારાપોર.**





# પ્રકરણ ૧૫ મું.

## લોભ-કૃપણતા.

### દોહરો.

ઉદાર નર ને કૃપણનો, સરખો વરો સદાય;
કસર કરે કંજુસનું, લાખ રીતે લૂંટાય.

ક૦ દ૦ ડા૦

૨ યાદ રાખજો કે "તૂટે ચમડી પણ છુટે નહિ દમડી" એ કહેવત કૃપણોના કાળજામાં આબાદ કોરાયેલી હોય છે; માટે દીલની આશા બર ન આવે તે બેહેતર પણ કૃપણ પાસે માગવાનું મન કદી કરતા નહિ, કેમકે સિંહની મૂછ, ભોરિંગનો મણિ, કૃપણ પાસેથી દ્રવ્ય અને સતીનું સત્ય એટલાં વાનાંઓ તે જીવતાં હોય ત્યાંસુધી તો કોઇને હાથ આવતાં નથી. કહ્યું છે કેઃ—

### દોહરો.

સિંહ મૂછ મણિધર મણી, સતિ તન કંજુસ આથ;[1]
ચડે ચાર એ એટલાં, પ્રાણ ગયે પરહાથ.

ક૦ દ૦ ડા૦

---

૧ આથ—મિલકત.

૨ પૈસા વિનાના ગરીબ માણુસો પોતાનો નિર્વાહ એવી રીતે ચલાવે છે કે તે જોઇને દયાળુ માણુસને કદી પણુ દયા આવ્યા વગર રહેતી નથી; તેવી જ રીતે એક કૃપણુનો સરદાર છતે પૈસે પોતાનો નિર્વાહ છેક કંગાલ હાલતમાં ચલાવે છે, કેમકે તેનું મન અને તન કેવળ ધન એકઠું કરવામાંજ રોકાયેલાં હોવાથી તે પોતાના શરીરે અત્યંત કષ્ટ વેઠે છે, તથાપિ તે ખાવા પામતો નથી, પણુ તેનો લાભ તો બીજાઓ લેઈ જાય છે. કહ્યું છે કે:—

### મનહર છંદ.

એવી રીતે માયા જોડી, જોડી જનમારો જાય,
તોય તેની માયા, એક દીન નાશ થાય છે;
લોહની પેટીમાં કદી, રાખશે સંતાડી લોભી,
તોય તેની માયા, એક દીન નાશ થાય છે;
ખાધું નહિ પોતે, દીન જનને ન દાન દીધું,
જતન કરેલ તોય, જાતી તે જણાય છે;
**લલ્લુ** કહે ઉલ્લાસ ધરી, સુણો ત્રિભૂવનદાસ,
આગ ચોર રાય તણે, હાય માયા જાય છે.

વળી કહ્યું છે કે:—

### દોહરો.

લે લૂંટી ધન કૃપણુનું, કાં રાજા કાં ચોર;
ખંખેરાયે ખાસડે, બોરડી કેરાં બોર.

કા૦ દ૦ ડા૦

૩ **યાદ રાખજો કે** લોભી માણુસ ગમે તેની તવંગીરી ધરાવતો હોય તથાપિ તે ગરીબ ગરજવાન અને ભિખારી જેવોજ છે, અને તેથી ઉલટો એક સંતોષી માણુસ ગમે તેટલી ગરીબાઇ

ધરાવતો હોય તથાપિ તે તવંગર જ છે, જ્યારે લોભી માણસ આ દુનિયાની દોલત એકઠી કરવામાં રોકાય છે ત્યારે તેની પેલી દુનિયાને માટે મેળવેલી દોલત ખાલી થતી જાય છે. કહેવત છે કે **"વ્યાજ લેતાં મુળગા ગયા"** માટે લોભ ત્યજવો. યાદ રાખજો કે **"પાપીનું ધન પ્રલય જાય ને લોભી હાથ ઘસતો થાય"** એ કાંઇ ખોટું નથી. માટે લોભ ત્યજો. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ઉદ્ભવ અગણિત થાય પણ, કર્મ વિના ન પમાય;
કીડી સંચય બહુ કરે, પણ તેતર તે ખાય.

(મળેલું.)

વળી કહ્યું છે કેઃ—

**દોહરો.**

લોભી જાયે લોભમાં, જાણે પાકું વાણ;
સૌકો સાચું જાણજો, લાગે ઉલટી હાણ.

(મળેલું.)

૪ વળી લોભ એ એવો તો બુરો છે કે તેથી આબરૂ અને માન એ બનેમાં ઘટાડો થાય છે. લોભીને સામો આવતો દેખી માણસો તેને અપશુકનીઓ ગણી શુકન પણ લેતા નથી, અને કેટલાક તો પ્રહરમાં કે એવા બીજા કોઈ શુભ વખતે તેનું મ્હોં પણ જોતા નથી અને કહે છે કે **"કંજુસનું મોં કાળું"** એ કાંઈ ખોટું નથી. કેમકેઃ—

**ચોપાઇ.**

લોભે કાર ઘણેરો ઘટે, લોભે માન મરજાદા મટે;
લોભે ન રહે રૂડી રીત, લોભે ન રહે પ્રૌઢી પ્રીત;

લોભે ભલો રહે નહિ ભાર, લોભે ચાલે નહિ વહેવાર;
લોભે લક્ષણ સઘળાં જાય, લોભે ભારે હળવો થાય.

**કવિ સામળભટ.**

૫ એક લોભી માણસ લોભરૂપી કેફની ઝુમમાં સારા નરસાનો વિચાર નહિ કરતાં માતાને, પિતાને, પુત્રને, મિત્રને, ભાઇને કે સગાંવહાલાંને પણ મારી નાંખે છે; કારણકે લોભથી ઘેરાયેલો માણસ ખરાબીના ખાડા પાસે ઉભો હોય છે અને તેથી લોભરૂપી કેફ ચડેથી તેમાં ધસી પડે છે. **યાદ રાખજો** કે " લોભ અને ખરાબી એ બંને કદી પણ છુટા નહિ પડી શકે એવા દોસ્તો છે." મતલબ કે લોભ પેઠો ત્યાં ખરાબી થયા વિના રહેતી નથી. કહેવાય છે કે **" સઘળા પાપનું મૂળ લોભજ છે. "**

૬ માટે જ્યાં લોભ છે ત્યાં અવગુણ, કપટ અને વિઘ્ન વિષે શું પૂછવું? કેમકે પાપની જન્મભૂમિ લોભ જ છે, અને પાપના નિવાસ રૂપ પણ લોભ જ છે. એવો બુરો જે લોભ તેને રાખનાર મનુષ્ય દુઃખી થાય તેમાં શી નવાઈ? કહ્યું છે કેઃ—

**દોહરો.**

લોભ ઘટાડે લાજને, લોભે લક્ષણ જાય;
જેણે રાખ્યો લોભ તે, ખાંતે ખત્તા ખાય.

**કર્તા.**

એ કાંઈ ખોટું નથી. માટે લોભ ત્યજવો.

૭ **" કાળીદાસ " કહે છે કે** " લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, **ક્રોધથી દ્રોહ કરવામાં આવે છે, અને દ્રોહથી શાસ્ત્રમાં જાણનારો વિચિક્ષણ પુરૂષ પણ અનર્થ કરી નરકમાં પડે છે. " માટે લોભ ત્યજવો.**

૮ આ તો ખરૂં છે કે જેમ નપુંસક પુરૂષ સ્ત્રી ઉપર માત્ર હાથજ ફેરવે છે તેમ એક લોભી માણુસ છે તે મેળવેલા ધનને ભોગવી શકતો નથી, તેમ કોઈને આપી શકતો નથી, માત્ર હાથજ ફેરવ્યા કરે છે. કહ્યું છે કેઃ—

### દોહરો.

ખાય ન ખરચે સમુધન, ચોર સબહી લે જાય;
પિછે જ્યું મધુમક્ષિકા, હાથ મિલે પસ્તાય.

(મળેલુ.)

૯ કંજુસ, કપટી, અને કુલક્ષણા પોતાના અલ્પ સ્વાર્થને માટે બીજાઓનો મોટો સ્વાર્થ બગાડતા પાછા હઠતા નથી. કહ્યું છે કેઃ–

### દોહરો.

**પોતાનું નહિ જાય ત્યાં, સામાને શું વેર?**
**ઘોળીયા! આવી ધાડ તો, ભલે ધણીને ઘેર!**

**દા. એ. તારાપોર.**

૧૦ વળી જેમ પક્ષીઓ દૂર પડેલી વસ્તુ જોઈ શકે છે પણ પાસે પડેલો ફાંસો ( જાળ ) જોઇ શકતાં નથી તેમ એક કંજુસનો સરદાર દ્રવ્યને જોઇ શકે છે પણ અપકીર્તિને જોઈ શકતો નથી. મતલબ કે કંજુસને સત્કીર્તિ અને અપકીર્તિની કશી ગણત્રી હોતી નથી. તેને તો માત્ર પૈસોજ વહાલો હોય છે, કેમકે તે તો જાણે છે કેઃ—

**પૈસો મારો પરમેશ્વર, ને બૈરી મારી ગુરૂ;**
**છૈયાં છોકરાં સાળીગ્રામ, તો સેવા કોની કરૂં.**

૧૧ આ પણ ખરૂં છે કે કૃપણના હાથમાં રહેલા ધનથી કોઇનો ઉપકાર થાય નહિ, તેમજ ભોગ પણ ભોગવાય નહિ; પણ તેથી

ઉલટો હૃદયમાં ખેદ કરે, સુખ, સંપત્તિ અને યશનો નાશ કરી ગ્લાનિ પ્રગટ કરે. માટેજ કૃપણને ધિક્કારેલો છે. સામળ ભટ્ટ કહે છે કેઃ—

### છપ્પો.

દાટ સુમનું ધન, દાટ નિર્દયતાનુ મુખ,
દાટ કૃપણનું કાજ, દાટ સ્ત્રી પાખી જે સુખ;
દાટજે ઘરનું છિદ્ર, દાટજે વાતજ છાની,
દાટ આપ કલંક, દાટ નરની નાદાની;
વળી દાટ ડહાપણ દીનનું, દાટ ભીખના ભોગને,
**સામળ** કહે દાટ દેહ દુઃખ, દાટ જોગથી ભોગને.

૧૨ છેલ્લે તમે **ધ્યાનમાં રાખજો** કે જે કંજુસો છે તે પોતાનો માલ બીજાને માટે એકઠો કરતા જાય છે, અને ઉદાર સાથે લેઈ જાય છે એ કાંઈ ખોટું નથી; કેમકે કંજુસો સર્વેથી સરસ બહાનુ એ કહાડે છે કે તે વસ્તુ આજે નહિ ખાઇએ અને કાલે ખાઇશું, અને કાલ આવે ત્યારે પણ એમજ કહી એ વસ્તુ ખાધાથી તદ્દન બેનસીબ રહી જાય છે. કહ્યું છે કેઃ—

### છપ્પો.

કૃપણ ન ખાએ અન્ન, કૃપણ નવ પેરે અંગે,
કૃપણ ન દેવે દાન, કૃપણ રાચે નહિ રંગે;
કૃપણ ન માણે મોજ, કૃપણ સુખથી નવ સુવે,
કૃપણ ન પોષે પંડ, કૃપણ કશુંએ નવ જુવે;
કસર કૃપણ કરે ઘણી, જાણે જે ધન ખૂટશે,
**સામળ** કહે તસ્કર અગ્નિ કે, કોઇક હાકેમ લૂંટશે.

એ કાંઇ ખોટું નથી. માટે વાંચનાર! જો તારી પાસે પૈસો હોય તો તું નકામો કંજુસ થઇશ નહિ. **ધ્યાનમાં રાખવું કેઃ—**

### સવૈયો.

લોભથી લાજ જશે જગમાં, બૂરી દાનત લોભી સદા કરનારો,
માત ગણે નહિ ભ્રાત ગણે નહિ, લોભી ન નાત કદી ગણનારો;
ખૂન કરે ન વિચાર કરે જરી, નારી કહે ભરથાર ન મારો,
**લલ્લુ** કહે છે ત્રિભૂવનને અતિ, લોભથી નિત્ય અનર્થ થનારો.





# પ્રકરણ ૧૬ મું.

## તૃષ્ણા.

### દોહરો.

લોભ નહિ જ્યાં થોભનો, શોભા સઘળી જાય;
તૃષ્ણાથી તરશ્યો સદા, ધનથી નહિ ધરાય.

ક૦ દ૦ ડા૦

૧ જે માણસ તદ્દન નિર્ધન હોય છે તે સો રૂપિયાની ઇચ્છા રાખે છે, સોવાળો હજારની, હજારવાળો લાખની, લાખવાળો કરોડની, કરોડવાળો રાજા જેવો થવાની, રાજા દેવતા જેવો થવાની અને દેવતા ઇંદ્ર જેવો થવાની એમ આશા રાખે છે; કારણકે મનુષ્ય અને પ્રાણીઓ ઇત્યાદિ સર્વનું મોત છે પણ "એક આશા તો અમર જ છે" એ કાંઇ ખોટું નથી. કહ્યું છે કેઃ—

### એક ગરીબની વધતી ગયેલી તૃષ્ણા.

#### મનહર છંદ.

હતી દીનતાઈ ત્યારે, તાકી પટેલાઈ અને;
મળી પટેલાઇ ત્યારે, તાકી છે શેઠાઇને.

સાંપડી શેઠાઇ ત્યારે, તાકી મંત્રીતાઇ અને;
મળી મંત્રીતાઇ ત્યારે, તાકી નૃપતાઇને.
મળી નૃપતાઈ ત્યારે, તાકી દેવતાઈ અને;
દીઠી દેવતાઈ ત્યારે, તાકી શંકરાઇને.
અહો રાજચંદ્ર માનો, માનો શંકરાઇ મળી;
વધે તૃશનાઈ તોય, જાય ન ભરાઇને.

**રાયચંદ્ર રવજી કવિ.**

૨ એક સંતોષી માણસ પોતાને મળતા સુખથી મગરૂર અને આનંદમાં રહે છે, પણ એક અસંતોષી ( તૃષ્ણાથી તરસ્યો ) માણસ ગમે તેટલુ સુખ અને આનદ મળે તોપણ તેથી ધરાતો નથી. માટ જેઓ ધનની પછવાડે દોડાદોડી કરે છે તેઓને તો મેહેનત માત્ર થાય છે, પણ સુખ તો ત્યારેજ થાય કે આશા અને તૃષ્ણા બંનેને ઘટાડે. “ **સંતોષી સદા સુખી** ” એ કહેવત કાંઇ ખોટી નથી, માટે પોતાને જે કાંઇ મળ્યું છે તેમાંજ સંતોષ રાખવો, એ સોનાથી પણ સરસ છે. કહ્યું છે કેઃ—

સૌથી સરસ સંતોષ છે, ઠરવા કેરૂં ઠામ,
રાખો રૂડી રીતથી, દીલમાં **દલપતરામ.**

૩ જેઓ દ્રવ્ય વિનાના છે તે તો દ્રવ્યની ઇચ્છા કરેજ; પણ જેઓ ધનવાન છે તેઓ તો તેથી પણ વધારે ઇચ્છા કરે છે. **“મોટાને મોટી લાય અને ઘી વિના લુખ્ખા ખાય” એ** કાંઇ ખોટું નથી, કેમકે જેમ જેને વાચા નથી તે બોલવાની ઇચ્છા કરે છે, દેવ મોક્ષની ઇચ્છા કરે છે, એમ ઇચ્છાઓ તો અનેક તરેહની થયાં કરે છે પણ તે મેળવી શકવાને સમર્થ ઘણા જ થોડા હોય છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

આશા તો છે જનમની, ઘડી પલકની જાણ,
દિવસ ચારનું ચાંદણું, રોજ ઉગે છે ભાણ.

**દા. એ. તારાપોર.**

૪ વળી ધન મળ્યા છતાં પણ તૃપ્ત ન થતાં જે ઘણું મળવાની આશા રાખે છે તે ઘણાઓ પાસે આશા અને દીનતાપણું રાખે છે. પણ એક સંતોષી માણસ કોઇની પરવા ધરાવતો નથી, માટે સંતોષી થવું. શાંતિ જેવો બીજો તપ નથી, દયા સમાન બીજો ધર્મ નથી, સંતોષ જેવું બીજું સુખ નથી અને તૃષ્ણા જેવો બીજો વ્યાધિ નથી. **સામળભટ** કહે છે કેઃ—

**ચોપાઇ.**

સંતોષીને ઝાઝાં માન, સંતોષી શોભે વપુવાન;
સંતોષીને શાની ન્યૂન્ય, સંતોષીને પૂરણ પુણ્ય.
સંતોષીને મહીપતિ માન, સંતોષીને ઝાઝાં ધાન;
સંતોષીને એ છે અર્થ, ગાંડો થઇ નવ શોધે ગર્થ.

એ કાંઇ ખોટું નથી, માટે સંતોષ રાખવો.

૫ વળી અગ્નિનો પ્રાણ કોપ છે, કામીનો પ્રાણ સ્ત્રી છે, સ્વતંત્ર મનુષ્યનો પ્રાણ તેનું મન છે, અને એક લોભીનો પ્રાણ તૃષ્ણા છે એ કાંઇ ખોટું નથી; કેમકે જેઓ લોભી હોય છે તેઓજ ધનથી તૃપ્ત થતા નથી.

૬ જે પુરૂષે ઘર છોડયું, સ્ત્રી છોડી, અને ટુંકમાં બધો સંસાર છોડયો, મતલબ કે સાધુ થયો તોપણ તેણે તૃષ્ણા તો છોડીજ નહિ. માટે જાણવું કે **"આશા અમર છે."** કહ્યું છે કેઃ—

## સવૈયો.

જન્મ ધર્યો જગમાં જનમ્યાં, પળમાં નિજ દેહ કદી પડવાની;
જાણુ છતાં બનીનેજ અજાણુ, પ્રમાણુ ગણે ન પિડા નડવાની;
દાનવ માનવ સર્વ મરે ન રહેજ, જુવાની ખરી ખરવાની;
લલ્લુ કહે છે ત્રિભૂવનને જનની, નથી આશ કદી મરવાની.

૭ છેલ્લે **ધ્યાનમાં રાખજો** કે બાળક, દાંત, આંખ, કાન અને શરીર ઇત્યાદિ સૌ વૃદ્ધ થાય છે; મ્હોંડે કરચોળી વળી ગઇ, માથામાં પળીયાં આવ્યાં, અંગ બધાં ઢીલાં પડી ગયાં, શક્તિઓ ઘસાઈ ગઇ, તોપણુ અજાયબ જેવું તો એ છે કે તૃષ્ણા તો દહાડે દહાડે જુવાન ને જુવાનજ થતી રહી'





# પ્રકરણ ૧૭ મું.

## વિવેક.

### દોહરો.

એક તાસતો બાસતો, ગાય ગધેડી એક;
ગોળ ખોળ સરખાં ગણે, જે જન વિના વિવેક.

ક૦ દ૦ ડા૦

૧ આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચારે પશુઓ અને માણુસોમાં સમાન છે; પરંતુ એક વિવેકજ માણુસમાં વધારે છે. માટે જે માણુસ વિવેકરહિત હોય તેને પશુ સમાન જાણુવો. કહ્યું છે કેઃ—

### દોહરો.

વિવેક વિનાનું માનવી, સમજો પશુ સમાન;
વાનરને પણુ છે જુવો, હાથ પાય મુખ કાન.

ક૦ દ૦ ડા૦

૨ વિદ્યા સંપાદન કરવી એ કામ કદાપિ તસ્દીનું છે પણુ અદબ રાખવી અને જેનો જેવો મરતબો હોય તેવું તેને માન આપવું,

એ કામ તો તદ્દન તસ્દી વગરનુ છે. માટે વગર પૈસાનો વિવેક શામાટે ન રાખવો ? ધ્યાનમાં રાખજો કે **"વિવેકી થવામાં જર કે જોર જોઈતું નથી"** એ કહેવત કાંઈ ખોટી નથી. માટેઃ-

## કુંડળિયો-તોટક.

વદિયે વેણુ વિચાર કરી, શાંત થાય સુણનાર,
સ્નેહ ઉપજે સર્વને, ખચિત ન ઉપજે ખાર.
સુણી ખાર ખચિત ન કોઇ કરે, કથને સુણવા વળી કાન ધરે;
ખુશીથી જન સૌ કહે વાત ખરી, વદિયે મુખ વેણુ વિચાર કરી.

ક૦ દ૦ ડા૦

૩ યાદ **રાખજો કે** નાના યા મોટા હરકોઇ માણસને એ નામે બોલાવવુ એ વધારે સારૂં છે. તેમાં વળી તમે કોઇને સલામ કરો અને તે તમને સામી સલામ ન કરે તો તેના ઉપર તમે ક્રોધ કરશો નહિ પણ એમ સમજજો કે એ તમારા કરતાં વિવેકમાં ઉતરતો છે.

૪ વળી માણસને માન મળવાથી જેટલો સંતોષ થાય છે તેટલો જમવાથી પણ થતો નથી, માટે કોઈ માણસનું અપમાન કદી કરવું નહિ; કેમકે અપમાન પામેલો માણસ દોસ્ત મટી દુશ્મન થતા વાર લાગતી નથી, માટે કોઇનુ અપમાન નહિ કરતાં માન આપવું તે વધારે બેહેતર ગણાય છે; મીઠી જીભ રાખવાથી માણસ માથુ આપવાને પણ તૈયાર થાય છે. **"મીઠાબોલાને મિત્ર ઘણા"** એ કાંઇ ખોટું નથી. કહ્યુ છે કેઃ—

## ઉપેન્દ્રવજ્રા વૃત્ત.

સુવાક્યથી સ્નેહ સદૈવ વાધે,
કુવાક્યથી ક્લેશ હમેશ સાધે;

અરે કરો એક વિવેક આણી,
વિચારીને ચાર ઉચ્ચાર વાણી.

ક૦ દ૦ ડા૦

૫ વળી બન્નેને કોઇ હલકો માણસ આપણે ઘેર મિજમાન થઇને આવે તો તેનો સત્કાર કરવો એ તો શું ? પણ કદાપિ આપણો પક્કો શત્રુ આપણે ઘેર ચાલીને આવે તો તેનો પણ સત્કાર કરવો. આમ કર્યાથી પછી તે કોઈ વાર દુશ્મન મટીને દોસ્ત થઇ જશે. કહેવાય છે કેઃ—

**બાર બોલાવણ બેસણું, બીડું ને બહુ માન;**
**જે ઘર પાંચ બબ્બા નહિ, એ ઘર જાણ મસાણ.**

એ કાંઇ ખોટું નથી. માટેઃ—

**આવ નહિ આદર નહિ, નહિ નેનુંમેં નેહ;**
**ઓ ઘર કબુ ન જાઇએ, કંચન વરસે મેહ.**

અને

**આવ ભાવ આદર ઘણો, હે નેનુંમેં નેહ;**
**ઓ ઘર સબ દીન જાઇએ, પથ્થર વરસે મેહ.**

૬ માટે આવેલ પરૂણા (મિજમાન) ને પાણી, જગા, પાટલો, અને મીઠું ભાષણ એ ચારે તુરત હાજર કરે તે ખરો વિવેકી ગણાય છે. તેમાં વળી સાંજની વખતે આવેલા અજાણ્યા પરોણાનો આદર સત્કાર કરનાર સ્વર્ગમાં જાય છે એ કાંઈ ખોટું નથી, કેમકે “**મેમાન અને મેહ**” કોઇક વારજ આવે છે. માટે વિવેકી થજો. **ધ્યાનમાં રાખજો** કે જેનો દિવસ ચડતો હશે તેને ત્યાંજ મેમાન આવે છે.

૭ “**વિષ્ણુશર્મા**” કહે છે કે પ્રજાને રાજા મોટો, છોકરાંને માબાપ

મોટાં, સ્ત્રીને પતિ મોટો, અને બધાને મિજમાન મોટો એ કાંઈ ખોટું નથી, માટે મિજમાનની માવજત કરવી એ સમાન બીજો વિવેક નથી. જે માણસ સત્ય અસત્યનું યથા પૃથક્કરણ કરી શકે છે તેનામાં જ વિવેક શક્તિ હોય છે. કહ્યું છે કેઃ—

### દોહરો.

ભણતાં કદી થોડું ભણ્યો, શીખ્યો વચન વિવેક;<br>
સભા વિષે શોભે ભલો, એ ગુણ પામી એક.

કo દo ડાo

કહેવાય છે કે "**વિવેક વિદ્યાથી પણ વડો**" એ કાંઈ ખોટું નથી.

૮ **યાદ રાખજો** કે સભ્યતા, નમ્રતા, મધુર વાણી, મિલનસારપણું અને સત્કાર એ સઘળા વિવેકના મુખ્ય સ્થંભો છે માટે તેનું ગ્રહણ કરી વિવેકી થવું. કહ્યું છે કેઃ—

**વાણી તો પાણી ભરે, ને ચારે વેદ મજુર;**<br>
**કહેણી તો કાદવ કરે, પણ રહેણીકા ઘર દૂર.**

૯ વળી જે માણસ વિવેકી અને ડાહ્યો છે તેને દુનિયામાં આગળ વધવું ઘણું સ્હેલું થઈ પડે છે, કેમકે વિવેકી માણસ જ્યાં જાય ત્યાં વખણાય છે અને અન્યને માન આપવાથી પોતાનેજ માન મળે છે. કહ્યું છે કેઃ—

ચંદન શબ્દ સુણો કહી વંદન, નિંદક થાય તમે કદી નિંદો;<br>
ભાવ ભલે જ ભલા ધરી ભૂષણ, દે તજી દુષણની દુરગંધો.<br>
રાજ સભાસદ લાજ ગણે, કવિ કાજ કરે પદબંધ પ્રબંધો;<br>
ટેક અનેક ન છેક છુટે કદી, એક વિવેક વિના નર અંધો.

કo દo ડાo

૧૦ **ધ્યાનમાં રાખજો** કે પાસે પુષ્કળ દ્રવ્ય હોય અને વળી વિદ્વાન હોય પણ વિવેક ન હોય તો તે શોભતું નથી, પરંતુ તે તો વિવેક અને સદ્દગુણોવડે કરીનેજ શોભે છે. સદ્દગુણો છે તે અમૂલ્ય સુગંધી જેવા છે. તેને જ્યારે જ્યારે સળગાવવામાં કે કચરવામાં આવે છે ત્યારે ત્યારે તે વધારે ને વધારે સુગંધી આપે છે માટે સદ્દગુણોનો સંગ્રહ કરવાની ટેવ રાખજો.

૧૧ **યાદ રાખજો** કે શૌર્ય વિનાનો માણસ કાતર થાય છે, ઉત્સાહ વિનાનો માણસ આળસુ થાય છે, તેમ જ એક વિવેક વિનાનો માણસ ચોર થાય છે. માટે વિવેકી થવું. "**વિવેક દસમો નિધિ છે**" એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૧૨ વળી જેના ઘરમાં કુસંપ, કજીઓ, ચોરી, ચુગલી અને તોછડાઈ વગેરે દુર્ગુણો હોય છે તેનાં બાળકો કદી પણ વિવેકી નિવડતાં નથી. કહેવત છે કે "**જેવાં માબાપ તેવાં છોકરાં**" અથવા તો "**દેખ દેખે ને શિખ શિખે**" એ કાંઇ ખોટું નથી. ધ્યાનમાં રાખજો કે "**માબાપનાં લક્ષણો છોકરામાં વર્તાય.**"

૧૩ જે માણસ મિજબાન તરફ મેહેરબાન રહે છે તે માણસ દરિયામાંનો દ્વીપ જેમ ખંડથી જોડાયેલો રહે છે તેમ બીજા માણસોથી જોડાયેલો રહે છે. કહેવત છે કેઃ—

**આવ કહે સો ઓલીયા, બેઠ કહે સો પીર;**
**જીસ ઘર આદર માન નહીં, ઉસકા કાટો શિર.**

૧૪ જે લોકો બુદ્ધિમાન, ધર્માચાર્ય, સત્યવાદી, પ્રમાણિક, પંડિત અને નિષ્કપટી હોય તેઓને બીજા કરતાં વધારે માન આપવું, કેમકે જગતમાં બધા માણસો કાંઈ સરખા હોતા નથી. કહેવત છે કેઃ—

**આણંદ પુછે પરમાણંદ, માણસે માણસે ફેર;**
**એક નાણું ખરચે નહીં મળે, એક ત્રાંબીયાના તેર.**

એ કાંઈ ખોટું નથી. માટે વિદ્વાનને વધુ માન આપવું.

૧૫ કોઇ સભા અથવા મિજલસમાંથી ઉઠીને કોઇની સાથે કાંઇ વાત કરવી એ પણ એક જાતનો અવિવેક ગણાય છે. માટે તેમ કરવાની ટેવ રાખવી નહિ, તેમજ બે જણ કાંઇ છાની વાત કરતા હોય ત્યાં જઈ ત્રીજા થવું નહિ.

૧૬ વળી કોઇને ત્યાં વગર બોલાવે અને વગર કામે જવું એ એક જાતનું અપમાન ગણાય છે. "**વણબોલાવ્યું બોલે તે તણખલાને તોલે**" એ કાંઇ ખોટું નથી. માટે વગર બોલાવે અને વગર કામે પારકે ઘેર જવાની ટેવ રાખશો નહિ. કહ્યું છે કે—

**દોહરો.**

વણબોલાવ્યો બહુ બકે, વણતેડાવ્યો જાય;
વિવેકને નહિ ઓળખે, એ મૂરખનો રાય. **કર્તા.**

૧૭ વળી કોઇ ઠેકાણે તમે ગયા અને ઘરનો ધણી આમતેમ જોવા લાગે તથા તમારી વાત સાંભળે નહિ તો જાણજો કે તેમાં તમારૂં અપમાન થાય છે. માટે તેના ઘેર કદી જતા નહિ. **અપમાનથી જીવવા કરતાં માનથી મરવું એ વધારે બેહેતર છે,** કેમકે મરણ એક વખતજ દુઃખ દે છે પણ અપમાન તો હમેશાં દુઃખ આપે છે. માટે "**ઇનસાનનું હુંકારે મોત**" એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૧૮ તમારે કોઇની મુલાકાત લેવી હોય તો તેની પાસે વારંવાર જશો નહિ, કેમકે વારંવાર જવાથી સામો માણસ કંટાળીને એમ

બોલશે કે મારે હમણાં કામ છે તેથી હું તમારી મુલાકાત લેઈ શકતો નથી. માટે **યાદ રાખજો** કે યોગ્ય લાગે તે કરતાં વધારે વાર જવાથી પોતાનો ઓજ (વકર) ઘટી જાય છે. કહેવત છે કે **"પહેલે દિવસ પરોણો, બીજે દિવસ પઇ; ત્રીજે દિવસ રહે, તેની અક્કલ ગઇ."** વળી કહ્યું છે કે:—

**મનહર છંદ.**

પરૂણા થૈ પરઘેર, પરાધીન પેટ ભરે,
માનજો તે માનવીનુ, માન ઘટી જાય છે;
જ્યાંસુધી રહેવું જોગ, અધિક રહે અજોગ,
હોય પ્રીત પરમને, નરમ જણાય છે;
જુવો હીતકાર નહિ જગમાં જનેતા જેવી,
એણે પણ દસ માસ ઉદર રખાય છે;
રહે જો અધિક કાળ કહે **દલપતરામ,**
વૈર ભાવ વદી દીલે દીલગીર થાય છે.

૧૯ વળી આપણે ઘેર દુરદરાજથી આવેલા મિજબાનને વધારે વખત રોકવાનું જેટલું હિનસ્પતીભરેલું છે તે કરતાં પણ તેને અગત્યના કામસર જતો અટકાવવો એ વધારે હિનસ્પતીભરેલું છે. કહેવત છે કે **"પરોણો ને પશુ એ ઘરધણીને વશુ"** એ કાંઈ ખોટું નથી; માટે મિજબાનની મરજી ઉપરાંત રોકવું તે પણ એક જાતનું અવિવેકભરેલું ગણાય છે.

૨૦ તમે વિવેકના ઘરને ન પિછાણતા હો તો સિંહ પાસેથી એક ગુણ લેજો, બકરી પાસેથી બે ગુણ લેજો, ગધેડા પાસેથી ત્રણ ગુણ લેજો, કુકડા પાસેથી ચાર ગુણ લેજો, કાગડા પાસેથી પાંચ ગુણ

લેજો અને કુતરા પાસેથી છ ગુણ લેજો. તે ગુણો નીચે પ્રમાણે છે.

(૧) મોહું અથવા નાનું કામ કરવાને જે ઇચ્છે છે તેણે હરેક યત્નથી કરવું એ ગુણ સિંહ પાસેથી લેવો.

(૨) બધી ઇંદ્રિયો નિયમમાં રાખવી, અને દેશકાળનું બળાબળ જોઈને કામો કરવાં, એ ગુણો બકરી પાસેથી લેવા.

(૩) ઘણો થાક હોય તોપણ ભાર સહેવો, તડકો છાંયડો ન જોવો, અને હમેશ વગર હઠે સતોષપણાથી કામ કરવું; એ ત્રણ ગુણો ગધેડા પાસેથી લેવા.

(૪) વેહેલા જાગવું, યુદ્ધ કરવું, કણસગ્રહ કરવો, અને તેમાંથી મિત્રોને ભાગ આપીને પછી પોતે ખાવું, એ ચાર ગુણો કુકડા પાસેથી લેવા.

(૫) ગુપ્ત મૈથુન, ધૈર્ય, વખતે વખતે સંગ્રહ કરવો, સાવધપણાથી રહેવું, અને કોઇનો પણ વિશ્વાસ ન કરવો એ પાંચે ગુણો કાગડા પાસેથી લેવા.

(૬) વખતે ઘણું ખાવું અને વખતે થોડું ખાઇને સંતોષ માનવો, નિદ્રા ઘણી છતાં જાગ્રત રહેવું, સ્વામીની સેવા કરવી, શૂરાપણું રાખવું, અને અજાણ્યાને પેસવા ન દેવો એ છ ગુણો કુતરા પાસેથી લેવા. **રાજનીતિ.**





# પ્રકરણ ૧૮ મું.

## વાતચિત કરવાના નિયમો.

### દોહરો.

**વાત થકી વખણાય નર, વાત થકી નિંદાય;**
**વાત થકી હલકો પડે, વાતે કિંમત થાય.**

ક૦ દ૦ ડા૦

૧ અવિચારી માણુસો પોતાના બોલવાથી શુ પરિણામ નિપજશે તેનો કાંઇ પણ વિચાર કર્યા વિના એકદમ બોલી ઉઠે છે, અને પછી પોતાની બેવકુફાઇમાં પોતેજ ગુંચવાઇ જાય છે ત્યારે તેને પસ્તાવો થાય છે. માટે થોડું બોલવું તે સારૂં છે, તેમાં વળી વિચારીને બોલવું તે તેથી પણ વધારે સારૂં છે. ખરૂં કહ્યું છે કેઃ—

**અતિ ભલા નહિ બોલના, અતિ ભલા નહિ ચૂપ;**
**અતિ ભલા નહિ બરસના, અતિ ભલા નહિ ધૂપ.**

માટેઃ—

### દોહરો.

**વિચારીને વાણી વદો, કદી ન વણસે કામ;**
**બાર તોલ તો જન ભલા, રાખે દલપતરામ.**

૨ "**ચુરીપુડીઝ**" કહે છે કે એક લગામ વગરની જીભનુ પરિણામ કમનસીબ આવે છે. દુનિયાદારીના સર્વ કામકાજમાં મનુષ્ય પ્રાણી બીજા બધા સદ્‌ગુણો કરતાં જીભથી વધારે જીતી જાય છે, અને નસીબવાન થઈ જાય છે. તેમજ દુર્ગુણ કરી ભાગ્યહીણ થાય તેના કરતાં જીભને લગામ નહિ રાખ્યાથી વધારે થાય છે. કહેવત છે કે "**જીભડી કરે આળ પંપાળ તો ખાસડાં ખાયે શિર કપાળ**" એ કાંઈ ખોટું નથી.

૩ માટે હમેશાં હસતું મુખ રાખવું. ગુસ્સામાં પણ કોઇને કાંઈ ગાળ દેવી નહિ, કોઈને જવાબ આપતી વેળા ગરમ સ્વભાવે બોલવું નહિ; કારણકે તે પણ એક ફસી પડવાનો સબબ છે. **ધ્યાનમાં રાખજો કે** તલવાર છુરીનો ઘા રૂઝાશે પણ બોલરૂપી ઘા રૂઝાવો બહુ કઠણ છે. કહેવત છે કે "**જીભમાં અમૃત ને જીભમાં ઝેર**" એટલે જીભ હાથીએ બેસાડે ને જીભ ગધેડે પણ ચડાવે માટે તમારી જીભ કદાચ તમારૂજ બુરૂં કરે નહિ. કેમકેઃ—

### દોહરો.

વખાણનાં પણ વચન છે, વચન સુગીત રસાળ;
નર નિંદાનાં વચન છે, વચન ગોબરાં ગાળ.

કo દo ડાo

૪ વળી વગર વિચારનું અને સહસા વેણ કહાડવાથી જરૂર પસ્તાવું પડે છે. માટે ચાલે ત્યાંસુધી તો મ્હોંમાંથી એક શબ્દ પણ નઠારો ન કહાડવો, **કેમકે "ગોળે મરે ત્યારે વિષ દેવાનું શું કામ?"** ધ્યાનમાં રાખજો કે તમારા ગજવામાં કદી દ્રવ્ય ન હોય તો તમારી જીભ મીઠી રાખજો અને પછી નક્કી સમજો કે દ્રવ્ય તમારી પાસે

જ છે. **“ વાતે વડાં ને વાતે વડી, વાતે વેવાણ ગધેડે ચડી ”** એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો.

૫ **યાદ રાખજો** કે વાતચિત કરવામાં ઘણા મીઠા શબ્દો વાપરવા જોઇએ, કેમકે ખરાબ શબ્દોથી તલવારના ઘા કરતાં પણ વધારે ઝેરી અસર થાય છે. માણસની કિંમત તેના વિચાર અને વાતચિત ઉપરથીજ થાય છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

વેણુ થકીજ જણાય છે, ખાનદાન નાદાન;
ખેડૂ પંડિત ખારવા, અગુણી કે ગુણવાન.

ક૦ દ૦ ડા૦

૬ વાતચિત કરવાની રીત ઘણાખરા લોકો જાણતા નથી માટે **યાદ રાખવું** કે જ્યારે તમે હરકોઇ સાથે વાતચિત કરવા લાગો ત્યારે આટલી વાત તો **ધ્યાનમાં રાખજો** કે સામો ધણી તમારી વાત સાંભળવાને ખુશી છે કે તેની વાત તમને સંભળાવવાને ખુશી છે? જો તમારી વાત સાંભળવાને ખુશી ન હોય તો પછી તેની વાત સાંભળ્યા પછી તમારી વાત કરજો. નહિતર તમારી વાત વ્યર્થ જશે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**જે જેને અભ્યાસ નહિ, તે તેને નહિ સ્વાદ;**
**અંધા આગળ આરસી, બેહેરા આગળ નાદ.**

**૭ માટે હરકોઈ વાતચિત કરનારનું બોલવું આપણે પુરતા ધ્યાનથી સાંભળીએ તોજ તે વાત કરનાર શખસ આપણને વધારે સારી રીતે સમજાવી શકે છે. માટે હરકોઈ કાંઇ કહે તે પુરતા ધ્યાનથી**

સાંભળવું, તોજ તેની ખરી ખૂબી માલમ પડી આવે છે. "**તુમ તુમારે બકે જાઓ મેં મેરે સુનતા હું**" એવું રાખવું નહિ.

૮ વળી વાતચિત કરવામાં પોતાની હુશિયારી બતાવવા કરતાં સામા ધણી પાસે વાત કરાવીને તેની હુશિયારી સાંભળવી એ વધારે બેહેતર છે, કેમકે "**મુંગાપણાની મજા એથી સર્વ કામ સિદ્ધ થાય છે**" એ કાંઇ ખોટું નથી. (મળેલું.)

૯ વળી એક કાને વાત સાંભળીને બીજા કાને કહાડી નાંખવાની ટેવ રાખતા નહિ તેમજ કોઇ છાની વાત કરતા પેહેલાં આડી અવળી નજર કરવી; કેમકે "**વાડ સાંભળે વાડનો કાંટો સાંભળે**" એ કહેવત મુજબ "**વા વાત લેઇ જાય,**" માટે સાવધતાથી વાત કરવી. તેમાં વળી રાત્રે તો બિલકુલ છાની વાત કરવી નહિ; કેમકે આપણો શત્રુ સાંભળે તો નુકસાન કરે માટે "**પેટમાં તે પેટીમાં**" એ કહેવત ખુબ ધ્યાનમાં રાખજો. વળી તમે ગમે તો ભલેને વારંવાર બોલજો પણ લંબાણથી બોલશો મા; કારણકે જેઓ થોડુ જાણે છે તેઓ ઘણું બોલે છે પણ જેઓ ઘણું જાણે છે તેઓ તો થોડું અને વળી તે પણ વિચારીને બોલે છે માટે તમે બોલી જાણતા ન હો તો કાન દેઇને સાંભળ્યા કરજો, કારણકે ચૂપ રહ્યાથી કોઈ પસ્તાયા નથી. માણસ ગમે તેવું વાચાળ અને ચપળ હોય તથાપિ વધારે અને વળી વખત વિનાનું બોલે તો તેનું અપમાન થાય છે. માટે "**વખતનાં ગીત વખતે ગવાય**" એ કહેવત ધ્યાનમાં રાખી સમય વિચારીને થોડું બોલવું; તે પણ સત્ય બોલવું, સત્ય હોય તે પ્રિય બોલવું અને પ્રિય હોય તે ધર્મ-યુક્ત બોલવું તે બધાથી બેહેતર ગણાય છે. કહેવત છે કે "**નિકી સો ફિકી લગે બિના બખતકી બાત**" એ કાંઈ ખોટું નથી.

૧૦ કોઇ માણસે વિદ્વાનને કહ્યું કે "**પરમેશ્વરે** માણસને એક જીભ અને બે કાન શામાટે આપ્યા હશે?" ત્યારે વિદ્વાને ઉત્તર આપ્યો કે "થોડું બોલવાને એક જીભ અને ઘણું સાંભળવાને બે કાન આપ્યા છે. માટે ધ્યાનમાં રાખજો કે ઘણું સાંભળવાને બે કાન અને થોડું બોલવાને એક જીભ બસ છે."

૧૧ વળી તમને કોઇએ કહેલી વાત કદાચ ખોટી લાગતી હોય તો તમે તેને કહેશો નહિ કે તે ખોટી છે, કારણકે તેથી તે ફરીથી તમને વાત કરવાનું મન કદી કરશે નહિ. માટે તેને યુક્તિથી સમજાવજો કે જેથી તમારી પાસે સાચી વાતજ કરશે.

૧૨ કાનમાં કહેલું પણ કોઇ વાર સેંકડો ગાઉ સુધી સંભળાય છે. ધ્યાનમાં રાખજો કે ભીંતને પણ કાન હોય છે, મતલબ કે વાત ને વાયરો હજારો ગાઉ ઉડી જતાં વાર લાગતી નથી માટે જે વાત ઘણી ગુપ્ત રાખવા જેવી હોય તે કોઈ ત્રીજે કાને જવા દેવી નહિ; કેમકે એક કાને કરેલી વાત બીજે કાને ગયા વિના કદી પણ રહેનાર નથી. માટે "**વાત ન કરીયે વાટે, ને વાત ન કરીયે રાતે.**"

૧૩ જે વાત કરવા જેવી હોય તે વાત પણ પેટમાં રાખી જાણે તેવાની પાસે કરજો. "**પક્ષીનો ઠગ હાડીયો ને માણસનો ઠગ ચાડીયો**" એ કહેવત મુજબ જે માણસના પેટમાં વાત રહે નહિ તેને તમારી વાત કદી કરતા નહિ. કેમકે:—

**દોહરો.**

છોટે નરકે પેટમેં, બડી બાત ન માય;
પાવશેર કે પાત્રમેં, કેસે શેર સમાય.

(મળેલું.)

૧૪ વળી તમે કોઇની છુપી વાત જાહેર કરતા નહિ, કેમકે **" પેટમાં તે પેટીમાં અને હોઠ બહાર તે કોટ બહાર "** એ કહેવતો મુજબ એક વાર વાત બહાર પડી તો પછી ક્ષણવારમાં તે ફેલાઇ જાય છે, અને **" એકની અનેક થાય "** એ કાંઇ ખોટું નથી. માટે કોઈની ગુપ્ત વાત પ્રકટ કરવાની ટેવ રાખવી નહિ, કેમકે તેથી **" વાયડ "** એટલે વાયુવાળો કહેવાય છે. **ધ્યાનમાં રાખજો** કે પોતાની છુપી વાત પારકે મ્હોડે કહેનાર મૂર્ખોજ ગણાય છે પણ પારકી વાત બહાર પાડનાર તો મૂર્ખો અને દગલબાજ બને ગણાય છે એ કાંઈ ખોટુ નથી.

૧૫ **" વિષ્ણુશર્મા "** કહે છે કે આપણી છુપી વાત તેમાં પણ જો તે કહેવા જેવી હોય તો આપણા વિશ્વાસુ મિત્ર પાસે અથવા રક્ષક ચાકર પાસે કહીએ, અને લાયક સ્ત્રીને પણ કહીએ. પરંતુ બીજા પાસે કહીએ નહિ. **ધ્યાનમાં રાખજો** કે એટલાંને પણ સઘળું નહિ કહેતાં થોડુંજ કહીએ. કહેવત છે કે **" બોલે તેટલું બહાર પડે અને રાંધે તેટલું વરે પડે. "**

૧૬ છેલ્લે તમે ખુબ **ધ્યાનમાં રાખજો કે,** તમે શુ બોલશો ? શા માટે બોલશો ? કોના પ્રત્યે બોલશો ? કોના વિષે બોલવાના છો ? તમે જે બોલશો તેમાંથી શુ પરિણામ નિકળશે ? તમે જે બોલશો તેમાંથી તમને શુ ફાયદો થશે, અને છેલ્લે તમે જે બોલશો તે કોણ સાંભળશે ? આ બધી બાબતોનો વિચાર કર્યા પછી જે કાંઈ બોલવાનું હોય તે બેલાશક બોલજો. **ધ્યાનમાં રાખજો કે** આ સાતે બાબતોનો વિચાર કરી તમે જે કાંઈ બોલશો તેથી તમોને કદી પણ નુકસાન થનાર નથી.



# પ્રકરણ ૧૯ મું.

## માબાપ, ભાઈભાંડુ અને સગાં સહોદર.

દોહરાર.

કર સેવા પિતુમાતની, એજ તીર્થનું સ્થાન;
અન્ય તીર્થ આઘું અને, સમિપ તીર્થ આ જાણ.
ફરિ ફરિ સુખ સઘળાં મળે, મળે ફરી ધનધામ;
માત તાત તે નહિ મળે, યત્ન થકી કોઇ ઠામ.

કહાનજી ધર્મસિંહ.

૧ યાદ રાખજો કે માબાપ જેવું આ સંસારમાં બીજું કોઇ વહાલું સગું નથી; માબાપ વિનાનાં "બિચારાં બાપડાં" કહેવાય છે એ કાંઈ ખોટું નથી, કેમકે માબાપ સમાન પ્રીતિ અને પ્રેમ ધરાવનાર સાચો સગો બીજો કોઇ નથી. એટલા માટે વૃદ્ધ માબાપોની જેટલી સેવા કરીએ તેટલી થોડીજ છે. "વિષ્ણુશર્મા" કહે છે કે ગાયત્રી સમાન બીજો મંત્ર નથી, મા સમાન બીજું દૈવત નથી, દાન સમાન બીજું પુન્ય નથી, પાણી વગર મોટું દાન નથી અને

માબાપ સમાન બીજું મોટું તીર્થ નથી, એ કાંઇ ખોટું નથી. કહેવત છે કે "**મા તે મા ને બીજા વગડાના વા.**" વળી કહેવાય છે કે "**ઘોડે ચડતો બાપ મરજો પણ રેંટીઓ કાંતતી મા મરશો નહિ,**" કેમકે બાપની ગેરહાજરીમાં દયાળુ માતા કાંતી પિછીને પણ ગુજરાન ચલાવે છે.

૨ વળી જે માબાપોએ આપણા કલ્યાણને વાસ્તે ઘણી ફીકર રાખી છે, આપણને પોતે અનેક તરેહનાં સંકટો વેઠી ઉછેર્યાં છે, અને ટુંકામાં કહીએ તો આપણા ઉપર પોતાની સઘળી રહેમિયત ખરચી નાંખી છે, ત્યારે તેઓના ધોળા વાળને કાળો ડાઘ લગાડવો એ કેવું શરમભરેલું? કેવું હલકું? કેવું નીચ? અને કેવું લુણહરામી-પણું ગણાય? તમે તમારા માતપિતાની ગમે તેટલી સેવા કરશો તથાપિ તેમના પ્યારનો બદલો પૂરો થઇ શકે તેમ નથી. આટલો બધો માબાપનો બેહદ પ્યાર છે, તે પ્યાર ભૂલી જનાર પુત્ર કુપુત્ર કહેવાય છે એ કાંઇ ખોટું નથી. કહ્યું છે કેઃ—

### સવૈયા.

માત તણા ઉપકાર બરાબર, અન્ય નહિ ઉપકારજ એકે;
માત તણી મમતાની બરાબર, અન્ય તણી મમતા કોણ લેખે;
માત તણા ઉપકારની કિંમત, રાજ તણી રિધથી અદકી છે;
માત તણી મમતા તણી કિંમત-થી અવધિ અવધિ અવધિ છે.
પૂત ન સેવત માતપિતા પદ, પૂત કપૂતે જન્મ ધર્યો કાં?
પૂતનો પ્રેમ ન માતપિતા પર, પૂત કપૂત જીવ્યો જન્મી કાં?
પૂત જે માતપિતા ન ભજ્યો, તવ પૂત ન પત્થર પેટ પડ્યો કાં?
પૂત ન સેવત માતપિતા તવ, ફોગટ ભાર વહ્યો જનની કાં?

માતપિતા પદ તીર્થ તજી, તપ તીર્થ કર્યો ન કર્યો ન કર્યો છે;
માતપિતા ગુણ ધ્યાન તજી, જપ ધ્યાન ધર્યો ન ધર્યો ન ધર્યો છે;
જન્મ ધરી પિતુ માત તજ્યાં તવ, જન્મ ધર્યો ન ધર્યો ન ધર્યો છે;
પુત્ર થઈ પિતુમાત પિડે તવ, નર્ક નિવાસી ઠર્યોજ ઠર્યો છે.

**કહાનજી ધર્મસિંહ.**

૩ માટે માતપિતાની સેવા કરનાર, તેમની સાચી શિખામણો ગ્રહણ કરનાર, તેમના સઘળા હુકમોને તાબે રહેનાર, અને તેમની સાચી ભક્તિ કરનાર છોકરાં ગુલાબના અત્તર કરતાં પણ વધારે સુવાસ આપે છે, એ કાંઈ ખોટું નથી. કહેવત છે કે " **સોમે સુત ને હજારમે કાણું** " એ બંને શોભે, કેમકે " **દી વાળે તો દીકરો, નહિતો પછી દી ફર્યા** " એ કાંઈ ખોટું નથી. કહ્યું છે કે:—

**દી વાળે દીકરા, કાં ધોરી કાં ધરા;**
**કાંતો વણનાં જીંડવાં, નહિતો તલ ખરા.**

૪ વળી અશક્ત માબાપોનું, નાના ભાઇ બાંડુઓનુ અને જેની સભાળ લેનાર કોઈ ન હોય તેવાઓનું, તેમજ અશક્ત અપંગ કે આંધળાઓનું ભરણપોષણ કરવું એ દરેક તંદુરસ્ત અને કમાઇ કરી શકે એવા માણસની મુખ્ય ફરજ છે. માટે આખા કુટુંબનું પોષણ કરે તેનેજ ખરો પુત્ર સમજવો અને તેજ " **કુળમાં દીવો** " કહેવાય છે એ કાંઇ ખોટું નથી. પુત્ર ભલેને ઘણા હોય તથાપિ જેનું મેળવેલું ધન અને કીર્તિ સાંભળવામાં આવે તેવા પુત્રથીજ પિતા પુત્રવાન ગણાય છે. કહેવત છે કે " **સો સપુત સારા પણ એક કપુત નહિ સારો.** " કહેવાય છે કે:—

**શિયાળ બચ્ચાં સો જણે, તે સોએ બિચારાં;**
**સિંહણ બચ્ચું એક જણે, પણ એકે હજારાં.**

વળી કહ્યું છે કેઃ—

### સપુતનાં લક્ષણો.

#### છપ્પો.

આપ રળેલું ખાય, બાપથી કરે સવાઇ;
ઢાંકે કુળ કલંક, અંગ નિત્યે વહેવાઇ;
વિશ્વ વખાણે પૂઠ, જૂઠ દેખી દિલ દાઝે;
સજ્જન દાતા શૂર, નૂર મન લજવ્યો લાજે;
કીર્તિ જેની કવિજન કરે, સકળ ગુણ મનમાં લહે,
કવિ **સામળ** કહે સાચું કહું, સપૂત સર્વ તેને કહે.

### કપુતનાં લક્ષણો.

#### છપ્પો.

લેશ નહિ કુળ લાજ, બાપનું ધન પણ ખુએ;
નમે વેરીને પાય, દુષ્ટ આગળ દુઃખ રૂએ;
કુળનું કહે કલંક, બોલ બાપુકો બોળે;
દે સજ્જનને દુઃખ, છિદ્ર પોતાનું ખોળે;
આધિન થકો જે અન જમે, લાજ મરજાદા નવ લહે;
કવિ **સામળ** કહે સાચું કહું, લોક કપૂત તેને કહે.

૫ કુળમાં જે મોટો હોય અને સર્વનું ભરણપોષણ કરી શકે તેવો હોય તેનું સઘળાએ મળીને રક્ષણ કરવું જોઇએ. કેમકે, તેનો નાશ થયો કે તે અટકી પડયો તો આખા કુટુંબનો નાશ થયો એમ સમજવું. જેમ ચક્રનો નાભિ તૂટયો તો પછી બધા આરા ચાલતા અટકી પડે છે, તેમ એવા કુળદીપક પુત્રનો નાશ થયેથી આખું

કુટુંબ નિરાધાર થઈ પડે છે. કહેવત છે કે "**સો મરજો પણ સોનો પાળનાર મરશો નહિ**" એ કાંઈ ખોટું નથી.

૬ **યાદ રાખજો** કે માબાપનું ઘર છોડવું તે પેહેલું દુઃખ છે, કંગાળીયત તે તેથી પણ વધારે દુઃખ છે, માથે કરજ તે તેથી પણ વધારે દુઃખ, નિરાશીપણું તે તેથી પણ વધારે દુઃખ, ભાઇઓનો શોક ને તેથી પણ વધુ દુઃખ, વિધવા બ્હેનનું તેથી પણ વધારે દુઃખ, માથે આળ આવે તે તેથી પણ વધારે દુઃખ, કુલટા સ્ત્રી તે તેથી પણ વધુ દુઃખ; પણ એ સઘળાં કરતાં કુળદીપક પુત્રનુ મોત થાય તે વધારે દુઃખદાયક છે. કહ્યું છે કેઃ—

**છપ્પો.**

મહા દુઃખ માથે આળ, મહા દુઃખ માલ ગયાનું;
મહા દુઃખ અતિ અપમાન, મહા દુઃખ રોગ થયાનું;
મહા દુઃખ હારે હોડ, મહા દુઃખ વેર વધ્યાનું;
મહા દુઃખ મોટી ખોટ, મહા દુઃખ ઝેર ચઢ્યાનું;
વળી મહા દુઃખ માથે મોતનું, દુઃખ દેવું ઘરસુત્રનું;
કવિ **સામળ** કહે મહા દુઃખ વળી, મોત થાય પ્રિય પુત્રનું.

૭ વળી એક બાગ ભલેને ગમે તેવો મોટો હોય તથાપિ તેમાં એક સુગંધી વૃક્ષ વિના તે શોભતો નથી, તેમ એક કુટુંબ ભલેને ઘણા માણસોથી ભરપૂર હોય તથાપિ તે એક સપુત અને કુળદીપક પુત્ર વિના શોભતું નથી. શોક સંતાપ કરાવનારા અને કુળને કલંક લગાડનારા અનેક પુત્રો થાય તેના કરતાં આખા કુટુંબનું પોષણ કરનારો અને કુળદીપક ભલેને એકજ પુત્ર થાય તોપણ તે વધારે બહેતર છે. કહેવાય છે કે "**વિદ્યાહીનકા હૃદય સૂના ઔર પુત્રહીનકા ઘર સૂના**" એ કાંઇ ખોટું નથી. વળી કહ્યું છે કેઃ—

**દોહરો.**

એક પરાક્રમી સૂત ભલો, નહિ દરિદ્રી અનેક;
ભુંડણ પુત્ર અનેકથી, ભલો સિંહ પુત્ર એક.

(મળેલું.)

૮ **ધ્યાનમાં રાખજો** કે લીલી ઝાડી માંહેનાં લીલાં વૃક્ષોને એક સુકું વૃક્ષ જેમ બાળી નાંખે છે તેમ એક કુપુત્ર આખા કુટુંબને બાળી નાંખે છે. તો એવા વધારે કપુતો થાય તેની તો પુરેપુરી કમબખ્તી સમજવી. "**ઝાઝે વરસાદે કણહીણ, ને ઝાઝે છોકરે કુળહીણ**" એ કાંઇ ખોટું નથી. માટે મૂર્ખ પુત્ર ઘણા કાળ સુધી જીવે તે કરતાં જન્મીને તુર્ત મરણ પામે છે તે વધારે સારૂં, કેમકે તે થોડા કાળ સુધીજ દુઃખ થાય છે પણ મૂર્ખ પુત્ર તો જ્યાંસુધી જીવે ત્યાંસુધી દુઃખ દેનારો થઇ પડે છે.

૯ વળી સંતતિ વિનાના માણુસો સંતતિવાળા માણુસોને સુખી સમજે છે, પણ ખરૂં કહીયે તો તેમાં તેઓ ભૂલે છે; કારણકે સંતતિ વિનાના માણુસોને તો સંતતિ નથી એટલીજ ફીકર, પણ સંતતિવાળાને તો તેઓના ભરણપોષણ, સાજામાંદા અને સારાંનરસાં નિવડવાની અહોનિશ ફીકર હોય છે, તેની તેઓને ખબર હોતી નથી. ખરૂં છે કે "**વાંઝીયાપણું**" એ મોટામાં મોટું દુઃખ છે. કહેવત છે કે "**સ્રી વિનાની સેજ સુની અને પુત્ર વિનાનું ઘર સુનું**" એ કાંઇ ખોટું નથી.

૧૦ વળી મનુષ્યને હદ કરતાં વધારે સંતતિ હોય તે પણ સારી નહિ, કારણકે સઘળાં સંતાનો કાંઇ સારાં જ નિવડે એમ બનતું નથી. બધાં સંતાનો તો કોઈ ભાગ્યશાળીનેજ સારાં નિવડે છે.

ધ્યાનમાં રાખજો કે **"એકાદ અંગારીયો"** ( જારનો બગડેલો દાણો ) હોય તે આખા ખેતરને બગાડે છે. તેમ એક કુપુત હોય તે આખા કુટુંબને ખરાબ કરે છે. માટે **યાદ રાખજો કે "ઝાઝા ખોરડા, ઝાઝા હોરડા ( વેપાર ), ઝાઝા ઢોરડા અને ઝાઝા છોરડા"** એ સારાં નહિ. કહેવત છે કે **"ઝાઝે વેપારે દેવાળું અને ઝાઝી ભક્તિએ છિનાળું"** એ કાંઇ ખોટું નથી. માટે એ સઘળાં ઝાઝાં નહિ સારાં.

૧૧ બચ્ચાંઓ માબાપ સાથે જ ઉછરવાથી સ્વાભાવિક રીતે તેમના ગુણો તેનામાં આવે છે. એટલે માબાપ જો અજ્ઞાન અને અણ-સમજુ હોય તો તેઓનાં છોકરાં પણ તેવાંજ થાય છે, માબાપ કલેશી અને કજીયાખોર હોય તો તેમનાં છોકરાં પણ કલેશી ને કજીયાખોર થાય છે. મતલબ કે **"માબાપ તેવાં છોકરાં"** યાને **"બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા"** એ કહેવતો કાંઈ ખોટી નથી. કહ્યું છે કેઃ—

**દોહરો.**

વડ તેવા ટેટા ખિલે, બાપ સમા તો પુત;<br>
બી તેવાં ફળ બાઝશે, એજ રામનું કૃત્ય.

**દા. એ. તારાપોર.**

૧૨ **"કાળીદાસ"** કહે છે કે મીઠું ભાષણ તથા આલિંગનાદિકે કરીને છોકરાંનાં લાડ કરવાં તેથી માતાપિતાને ઘણો દોષ છે એ કાંઈ ખોટું નથી; કેમકે **"વગર ભણેથી બ્રાહ્મણ બગડે છે અને લાડથી છોકરો બગડે છે."** માટે પુત્રનાં તથા શિષ્યનાં લાડ ન કરતાં તેમને તાડન કરવું જોઇએ. **ધ્યાનમાં રાખજો કે** ખોટાં લાડ અને ખાલી ફિશિયારી એ કાંઇ પણ કામનાં નથી,

કેમકે **"છોકરાંને બગાડવાં હોય તો મોસાળમાં અને સુધારવાં હોય તો નિશાળમાં"** મૂકવાં એ કાંઇ ખોટું નથી.

૧૩ માટે નાનપણથી જ છોકરાંઓને સારી શિખામણ આપી તેના દરેક કામકાજ ઉપર નજર રાખવાનું કામ માબાપનું છે. નઠારાં કામને માટે તેઓને હમેશાં ટોકતાં રહેવું તથા નઠારા શબ્દો બોલતાં અટકાવવા અને વળી આટલું પણ **ધ્યાનમાં રાખજો** કે તમે તમારાં કુમળી વયનાં બચ્ચાંઓના સાંભળતાં નઠારા શબ્દો કહાડશો તો તેઓ પણ નઠારા શબ્દો બોલતાં શિખશે, અને કાંઇ બેઅદબ રીતે વર્તશો તો તેઓ પણ તેવી જ રીતે વર્તતાં શિખશે. માટે તમારાં બચ્ચાંને સારાં થતાં શિખવજો, કેમકે જે છોકરો મૂળમાંથી બગડ્યો **(શિંગમાંથી સડ્યો)** તે પછી સદાય તેવો જ રહે છે. કહેવત છે કે **"કુમળું ઝાડ વાળીએ તેમ વળે"** એમ સમજી બચ્ચાંઓને બચપણથી જ સુધારજો. ધ્યાનમાં રાખજો કે **"છોટી વયે પડેલી છાપ ભરપૂર વયે ભુલશે નહિ"** કેમકે માણસનું મૂળ બચપણ છે. તે બરાબર સળ્યા વિનાનું રહ્યું હોય તો માણસ સમજુ અને સારૂં નિવડે છે.

૧૪ વળી તમે તમારાં બચ્ચાંઓને માનમરતબાથી બોલાવશો તો લોકો પણ તેઓને માનમરતબાથી બોલાવશે, અને તોછડાઇથી બોલાવશો તો લોકો પણ તોછડાઇથી બોલાવશે. માનમરતબાથી બોલવાની છાપ નાનાં બચ્ચાંપર પડવાથી તેઓ મોટાં થયે પણ માનથી બોલાવવાને ભૂલતાં નથી. માટે સમજુ માબાપોએ પોતાનાં બચ્ચાં વિવેકી અને નીતિવાળા સ્વભાવનાં થાય તેમ કરવું જોઇએ.

૧૫ **ધ્યાનમાં રાખજો** કે બચ્ચાંઓને ઘરમાં ને ઘરમાં ગોંધી રાખવાથી બહારના બનાવોથી કેવળ અજાણ્યાં રહે છે, અને પછી

બહારનો સાધારણ બનાવ પણ તેમને મન અદ્દભૂત થઇ પડે છે. માટે દરેક માબાપોએ બચ્ચાંઓને દરેક વાત અને કામકાજથી વાકેફ કરતાં રહેવું કે જેથી તેઓ સર્વે વાતથી જાણીતાં થાય.

૧૬ વળી સારી સોબત એજ બચ્ચાંની કેળવણીનો મુખ્ય પાયો છે. માટે બાળકને અભ્યાસ કરાવતાં પેહેલાં તેના સોબતી વિષે લાંબો વિચાર કરજો, કેમકે સારી સોબત હશે તો સારાં થશે અને નઠારી સોબત હશે તો નઠારાં નિવડશે. કહેવત છે કે **“ સંગત તેવી બુદ્ધિ. ”**

૧૭ **યાદ રાખજો** કે સોનું અને મણિના યોગથી મનુષ્યના નેત્રને જેમ આનંદ પ્રાપ્ત થાય છે તેમ વિદ્વાન પુત્રને જોઇને તેનાં માબાપ અને બીજાં સર્વને આનંદ થાય છે. માટે જે માબાપો પોતાનાં બચ્ચાંને ઉદ્યોગી, ઈંદ્રિયજીત અને વિદ્યાવાળાં થતાં શિખવે છે તે તેમનાં ખરેખરાં હિતસ્વી જાણવાં, પણ ખોટાં લાડ અને ખાલી હિશિયારીવાળા તેમજ અભણ રાખે છે તેનાં માબાપો પાછળથી તેઓનાં શત્રુ બને છે. કહેવાય છે કે **“ મા બાપની મહેરબાની કરતાં ઉસ્તાદની ઈતરાજી સારી ”** એ કાંઇ ખોટું નથી. માટે અનેક સંકટો વેઠીને પણ પોતાનાં બચ્ચાંઓને વિદ્યાવાળાં કરવાં જોઇએ. કહ્યું છે કેઃ—

**શ્લોક ।**

**માતા વૈરી પિતા શત્રુઃ યેન બાલ્ન ન ’ાઠિતઃ ॥**
**ન શોભતે સભામધ્યે હંસમધ્યે બકો યથા ॥**

ભાવાર્થ—જે બાળકનાં માબાપો બાળકોને વિદ્યાહીણ રાખે છે તે તેઓનાં શત્રુ ગણાય છે, કેમકે વિદ્યાહીણ પુત્ર હંસના ટોળામાં બગલો જેમ શોભતો નથી તેમ વિદ્વાનની સભામાં શોભતો નથી.

૧૮ વળી જે રૂપાળો, યુવાન અને મોટા કુળમાં ઉત્પન્ન થયેલો પણ જો વિદ્યારહિત હોય તો માત્ર સુશોભિત વસ્ત્ર ધારણ કરીને સભામાં બેઠેલો જ્યાંસુધી કાંઇ બોલતો નથી ત્યાંસુધી જ માત્ર શોભે છે. પણ જો તે બોલવા જાય તો "**બોબડો બોલ મૂલચંદ બોલ્યો**" એવું થાય છે. માટે બાળકને આઠ વરસ પૂરાં થયાં કે વિદ્યાભ્યાસમાં જોડી દેવું યોગ્ય છે, કેમકે તેટલી વય થતાં તેની સમજશક્તિ શિખવેલું ધારણ કરવાને સમર્થ હોય છે. કહેવત છે કે "**સોળે સાન, વીસે વાન, વળ્યો તો વળ્યો નહિ તો પથ્થરપાણુ**" એ કાંઇ ખોટું નથી. કહ્યું છે કે:—

**વિદ્યા પહેલી વય વિષે, બીજી વયમાં ધન;**
**ન ગ્રહ્યો ધર્મ ત્રીજી વયે, નિષ્ફળ ખોયું તન.**

૧૯ **યાદ રાખજો** કે જે કુટુંબમાં સંપ હોય તે કુટુંબ હમેશાં સુખી અને ખુશી રહે છે. પણ જ્યાં સંપ નથી હોતો અને હમેશાં કલેશ થયાં કરે છે તે કુટુંબ હમેશાં દુઃખી રહે છે. કુટુંબકલેશ ઘણો બૂરો છે. કહેવત છે કે "**કલેશથી ગોળાનાં પાણી પણ સુકાય**" એ કાંઈ ખોટું નથી, કેમકે કલેશથી માણુસ કંટાળો ખાઇને પોતાના જાનની પણ દરકાર કરતો નથી, પણ ક્રોધરૂપી કેફની ઝુમમાં આત્મઘાત વિગેરે હરકોઈ પ્રકારે પોતાનો પ્યારો જાન ભોગ દેઇ કલેશ કરનાર કુટુંબને તેની ગેરહાજરીનું દુઃખ આપવું પસંદ કરે છે. પણ **ધ્યાનમાં રાખજો કે** સમજુ માણુસો આત્મઘાતને જેમ ઘણું જ ધિક્કારવાલાયક કામ ગણે છે તેમ જ તેવા કુટુંબકલેશ વખતે કલેશનું કારણ શોધી કહાડી તેથી થતો ગમ દૂર કરાવવામાં વધારે સિદ્ધિ છે. માટે આવે વખતે "**ફાટયું સાંધીએ અને રૂઠયું મનાવીએ**" એ કહેવત ખુબ ધ્યાનમાં રાખવી. કહ્યું છે કે:—

### દોહરો.

કુસંપ મૂળ કંકાસનું, મૂળ મુડીનું જાય;
કુળનું મૂળ કાઢે કદી, દુઃખ દાવાનળ થાય.

( મળેલુ. )

૨૦ માટે મોટા ભાઇઓએ નાના ભાઇઓને જેમ પિતા પુત્રને પાળે તેમ પાળવા જોઇએ. તેમજ નાના ભાઇઓએ મોટા ભાઇઓની સાથે પિતાની પેઠે વર્તવું જોઇએ, મતલબ કે મોટા ભાઇઓની આજ્ઞાઓ પાળવી. **ધ્યાનમાં રાખજો** કે ભાઈ વિનાનો માણુસ એકલો કહેવાય. **" વનમાં એકલું ઝાડ પણ હશો નહિ "** એમ કહેવાય છે તે કાંઇ ખોટું નથી. માટે ભલો યાને ભુંડો હોય તોપણ ભાઇ ક્યાંથી ? કેમકે દુઃખની વખતે ભાઈ સમાન બીજો મદદ કરનાર નથી. કહેવત છે કે **" ભાઈ કહે ખરો પણ કહેવા ન દે "** માટે ભાઇ સાથે કદી પણ અણુબનાવ રાખવો નહિ. કહ્યું છે કેઃ—

**કડવી હોય લીંબડી, મીઠી હોય છાંય;**
**બંધવ હોય અબોલડા, તોય પોતાની બાંય.**

વળી કહ્યું છે કેઃ—

### ભુજંગી છંદ.

દુઃખે દાઝશે ભાઇનું દીલ જેવું,
કદી અન્યનું દીલ દાઝે ન એવું;
સદાકાળ તે સાથ સાચી સગાઇ,
ભલે હોય ભુંડો ભલો તોય ભાઇ.

દલપતરામ.

૨૧ જગતમાં પ્રિય બોલનારા સર્વદા જેટલા જોઇએ તેટલા મળી આવશે, પરંતુ અપ્રિય લાગવાનો ભય નહિ રાખતાં ખરેખરાં હિતકારક વચનો માબાપ, ભાઇબાંડુ અને સગાંસહોદર સિવાય બીજાં કોઇ કહેનાર મળશે નહિ. **"મીઠાબોલા માનવી અને કડવાબોલા માવતર"** એ કહેવત કાંઇ ખોટી નથી. પણ **ધ્યાનમાં રાખજો કે:—**

**દોહરો.**

મીઠા બોલ મધુર ખરા, પણ માંહે હોયે વિષ;
કડવા બોલ કઠણ ખરા, પણ આપે છે આશિષ.

(મળેલું.)

માટે માવતરના કડવા બોલ હોય તોપણ તે હિતવાળા સમજવા.

૨૨ **યાદ રાખજો કે** પુત્રીનું બાળ વયમાં માતા રક્ષણ કરે છે, માટે જો માતા અજ્ઞાન અને અણસમજુ હોય તો પુત્રી પણ સર્વદા તેવી જ થાય છે. કહેવત છે કે **"ઠામ તેવી ઠીકરી ને મા તેવી દીકરી"** એ કાંઇ ખોટું નથી. માટે પ્રથમ તો માતા જ્ઞાનવાળી હોવી જોઇએ, તોજ પુત્રી પણ જ્ઞાનવાળી થાય; પરંતુ જ્યાંસુધી સ્ત્રીઓ વિદ્યા જ્ઞાન મેળવી શકશે નહિ ત્યાંસુધી બાળલગ્ન, બાળહત્યા, સાસુ વહુની લડાઇ, આત્મઘાત, અને ગર્ભપાત ઇત્યાદિ અનેક જાતના માઠા બનાવો બનતા અટકવાના નથી. માટે અનેક યત્નો કરીને પણ પુત્રીઓને વિદ્યા ભણાવવી. **"હલાવી ખીચડી બગડે અને મલાવી દીકરી બગડે"** એ વિષે ઈંગ્લંડનો મહાન્ ચોથો બાદશાહ **"નેપોલિયન બોનાપાર્ટ"** **કહે છે કે:—**

દોહરો.

કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન;
સરસ રીત તો એજ કે, ઘો માતાને જ્ઞાન.

સ્રીબોધ.

૨૩ **ધ્યાનમાં રાખજો** કે–બાળલગ્ન કદી કરવાં નહિ, કારણકે બાળલગ્નથી પ્રજા નબળી થાય છે, (દંપતી) વર વહુ વચ્ચે અણબનાવ અને કલેશ કંકાસ ઈત્યાદિ અનેક તરેહનાં દુઃખો ઉભાં થાય છે. કહ્યું છે કેઃ—

દોહરો.

બાળલગ્ન કુચાલથી, થાય ઘણાં નુકસાન;
પ્રજા બધી નિર્બળ બને, થઇ ન શકે વિદ્વાન.

દલપતરામ.

૨૪ " **કાળીદાસ** " કહે છે કે માતાપિતાઓએ પ્રથમ કુળની, પછી વિદ્યાની, સ્વભાવની, વયની, રૂપની, ધનની અને દેશની પરીક્ષા કરીને વર કન્યા પરણાવવાં જોઇએ, એ કાંઈ ખોટું નથી; કેમકે પુત્રીને પરઘેર આપતાં પેહેલાં વરના સદ્ગુણ અને કુળની તપાસ નહિ કરવાથી પસ્તાવું પડે છે. **ધ્યાનમાં રાખજો કે રાજાનું બોલવું અને કન્યાનું લગ્ન એ વારંવાર ફરતાં નથી અને ફરે છે તો ફળદાયક નિવડતાં નથી.**" માટે જો પ્રથમથી તપાસ નહિ કરી તો પાછળથી પસ્તાવો અને હાંસી બંને થાય છે. કહેવત છે કે "**કુંભારનું ઠામ બદલાય પણ દીકરીનું ગામ ન બદલાય.**" માટેઃ—

**પાણી પીને પુછે ઘર, તેનું નામ તે પેહેલો ખર;**
**ધીરી કરજ ને પુછે ઘર, તેનું નામ તે બીજો ખર.**

**હાથ ઘાલીને જુવે દર, તેનું નામ તે ત્રીજો ખર;**
**દીકરી દઇને પુછે ઘર, તેનું નામ તે ચોથો ખર.**

૨૫ છેલ્લે **યાદ રાખજો** કે જે માબાપો પૈસા લેઇને પુત્રીને વેચે છે તે આ લોકમાં ધિક્કારને પામી પરલોકમાં રૌરવ નામના નરકમાં પડી રહે છે. "**દીકરીનો પૈસો અને બિલાડીનાં રૂવાં**" એ બંને બરાબર ગણાય છે, એ કાંઇ ખોટું નથી; કેમકે બિલાડીનાં રૂંવાને જેમ ઉડી જતાં વાર લાગતી નથી, તેમજ છોકરીના પૈસા લેનારની પાસેથી તે જતાં વાર લાગતી નથી. **ધ્યાનમાં રાખજો** કે જ્યાંસુધી પુત્રીને વિદ્યાવાળી કરી નથી ત્યાંસુધી "**દીકરી ને ગાય દોરે ત્યાં જાય**" એમ હોવાથી આવા કુછંદો કદી પણ મટવાના નથી. માટેઃ—

**દોહરો.**

ભલું ભણાવો પુત્રીને, તો શાણી થાનાર;
સદૈવ સુખ પામી કરે, આશીર્વાદ ઉચાર.

દલપતરામ.





# પ્રકરણ ૧૦ મું.

## સ્ત્રી.

### દોહરો.

વેલ વધારે વંશની, રામા રત્નની ખાણ;
પણ વશ તેને જે થશે, પલકે ખોશે પ્રાણ.

કર્તા.

૧ યાદ રાખજો કે સ્ત્રી એ સુખનુ સાધન છે, માટે તેના ઉપર ઘટે તેટલી પ્રીતિ રાખવી, પણ તેને વશ થઈ જવું નહિ; કેમકે સ્ત્રીની તાબેદારી કરવી એ એક પસ્તાવાનું મૂળ છે. મીઠા વાણી-વાળા થવું, ઇર્ષ્યા વગરના થવું, સારો ભાગ આપનાર થવું, અને સ્ત્રીને ગુપ્તપણે રાખનાર થવું; પણ તેણીને વશ કદી ન થવું, કેમકે સ્ત્રીને વશ થનાર ભરથારના કોઇ વાર ભુંડા હાલ થાય છે. માટે "**બાપ દિવાનો મા દિવાની ને બાયડી મારી તુળજાભવાની**" એવું કદી રાખશો નહિ.

૨ આ તો ખરૂં છે કે દુનિયામાં મોટામાં મોટું દુઃખ સ્ત્રી ભર-થાર વચ્ચેના અણબનાવનું છે, કેમકે જે સ્ત્રી ભરથાર વચ્ચે

કંકાસ અને અણબનાવ હોય તે જોડું કદી પણ સુખ પામતું નથી. માટે દરેક સ્ત્રી પુરૂષોએ નીચેના નિયમો ધ્યાનમાં લેઇ તે પ્રમાણે ચાલવાથી તેઓ આ લોક અને પરલોક બંનેમાં સુખ પામશે.

## પતિએ પત્ની સાથે વર્તવાના નિયમો.

૧ જે સ્ત્રી સાથે તમે લગ્ન કર્યું હોય, તેણીને લગ્નના કોલકરાર એટલે શું, તથા તે કરાર પ્રમાણે ચાલવાને તમો બંને કેવી રીતે બંધાયેલા છો, તેથી વાકેફ કરજો, કે જેથી તેણી તમારી સાથે કેવી રીતે ચાલવું તેથી જાણીતી થાય.

૨ તમારી સ્ત્રીને કદી તોછડાઇથી કે હલકાઇથી બોલાવતા નહિ, પણ વિવેક અને લાયકીથી બોલાવજો કે જેથી તે પણ વિવેક અને લાયકીથી બોલતાં શિખશે.

૩ તમારી સ્ત્રી હઠીલી કે ખરાબ સ્વભાવની હોય તો ઘણાજ સખ્ત ઉપાય કામે નહિ લગાડતાં તમે એવું દેખાડવા માગજો કે તેની એ વાતની તમે ઝાઝી દરકાર કરતાજ નથી એટલે પછી તે બળાપાથી પોતાની મેળે ઠેકાણે આવી જશે. કહેવત છે કે **“મેલીએ ખસ્તું તો આવે હસ્તું”** એ કાંઈ ખોટું નથી.

૪ યાદ રાખજો કે નવરાશની વેળાએ તમારી સ્ત્રી સાથે બેસીને અરસપરસ પ્યારમાં વધારો થાય, તેનું જ્ઞાન અને સમજશક્તિ વધે, તેના વ્હેમી વિચારો અને દુષ્ટ વિકારો દૂર થાય એવી વાતો કરતા રહેજો. સ્ત્રીને પ્યાર અને હેતથી ચ્હાવી પરંતુ એટલો બધો હદથી જ્યાદે પ્યાર નહિ બતાવવો, કે જેથી તે છકી જઇને ઉલટી સરદારી ભોગવવા માંગે.

૫ વળી તમારી સ્ત્રી જો સારી હોય તો તમારા સુખ દુઃખની ભાગીયણુ ગણો, કેમકે તમારા દુઃખના વખતમાં બોજો અને સુખના વખતમાં સાહેબી ભોગવવાને તેનું નસીબ સદાય તમારી સાથે જોડાયેલુંજ છે. માટે તમારાથી બને તેટલું તેને સુખ આપજો. **ધ્યાનમાં રાખજો કેઃ—**

**દોસ્ત પારખીએ દાતણુ કરતાં, સગો પારખીએ સાંઇ;**
**સ્ત્રી પારખીએ ક્યારે કે, જ્યારે ઘરમાં ન હોય કાંઇ.**

૬ વળી તમારી સ્ત્રીને ગુલામ કે ચાકરની માફક ગણુતા નહિ પણુ તેને ખરી અને હમેશની સોબતી ગણીને એક ખરા મિત્રની માફક માન આપજો, કેમકે ચાકરની માફક હલકી ગણુશો તો હઠીલી નિવડશે, અને માન આપશો તો મિત્રની પેઠે માથું આપશે. ધ્યાનમાં રાખજો કે “ **ધણીએ માની તેને ઘરે માની અને તેને ગામે માની** ” એ કાંઇ ખોટું નથી.

૭ “ **નીતિશાસ્ત્ર** ” માં કહ્યું છે કે જે સ્ત્રી પવિત્ર કર્મોને વિષે ચતુર, સાવધ, પતિવ્રતા, સ્વામી ઉપર સાચો પ્રેમ ધરાવનાર અને હમેશાં સત્યપણે બોલનારી હોય તેજ માત્ર પોષણુ કરવાને યોગ્ય છે, એ કાંઇ ખોટું નથી. માટે તમને એવી સ્ત્રી ન મળી હોય તો જાણુજો કે તમે સ્ત્રી વિનાનાજ છો.

૮ **યાદ રાખજો** કે પ્રેમી પુરૂષને મન પ્યારી પ્રમદા અને પ્યારી પ્રમદાને મન પ્યારો પુરૂષ એજ સંસારમાં સુખરૂપ મૂર્તિ છે. એવા સ્ત્રી પુરૂષોના વિરહ દુઃખથી અન્યોઅન્ય જેવાં ઘેલાં બને છે તેવાં બીજાં કોઇ પણુ કારણુસર ભાગ્યેજ બનતાં હશે. માટે જણાય છે કે કેવળ પ્યાર એજ દંપતી ( વરવહુ ) ના સુખની ચાવી છે.

૯ વળી ઘરને ઘર નથી કહેતા પણ સ્ત્રી એજ ઘર કહેવાય છે, કેમકે સ્ત્રી વિનાનું ઘર અરણ્ય જેવું લાગે છે. ઝાડ નીચે પણ જે માણુસની સ્ત્રી હોય છે તે તેનું ઘર કહેવાય છે. પણ સ્ત્રી વિનાનો મેહેલ તો વન જેવોજ એમ નિશ્ચય કરેલ છે. રોગથી પિડાયેલા તેમજ સંસારના કામકાજથી કંટાળી ગયેલા અને દુઃખી પુરૂષને સ્ત્રી સમાન બીજું ઉમદા અને ઉત્તમ ઓષધ નથી, એ કાંઈ ખોટું નથી; કેમકે ઘણી દુર્દશામાં આવી પડેલો પુરૂષ ગાંડો બની જાય છે પણ જો તેને એક ગુણવાન સ્ત્રી મળશે તો એ સઘળાં દુઃખો ભુલી જઇને પણ આનંદ પામશે.

૧૦ "લૉર્ડ બ્રાહોમે" કહે છે કે સ્ત્રીઓને કેળવણી આપવી એના જેવું અગત્યનું અને સંસારવ્યવહારને ઉપયોગી કામ બીજું એકે નથી, કેમકે હરકોઈ ગરીબ માણુસને તેનું ઘર ચલાવવાને સારી સ્ત્રી મળશે કે નહિ તેમજ તેનું ઘર સુખ અને આરામભરેલું રહેશે કે નહિ તે સઘળી વાત સ્ત્રીજાતિની કેળવણી ઉપરજ આધાર રાખે છે, એ કાંઇ ખોટું નથી; માટે સ્ત્રીને પ્રથમ ભણાવવી અને પછી નીતિનાં પુસ્તકો વંચાવો અને તેને સમજાવો કે જેથી તે નીતિનો રસ્તો પકડયા વગર કદી પણ રહેશે નહિ.

૧૧ **યાદ રાખજો** કે સ્ત્રી કરવી તો અંગે કાંઇ પણ ખોડ વિનાની, શાંત સ્વભાવવાળી, હંસ તથા હાથીના સરખી ગતિવાળી, કોમળ અંગવાળી, કેશ તથા નાજુક દાંતવાળી અને સુંવાળા અંગવાળી કરવી. તેમાં વળી કુળની પરીક્ષા પ્રથમ કરવી, વિવેક અને ડહાપણની પરીક્ષા પછી કરવી; **ધ્યાનમાં રાખજો** કે સ્ત્રી કદરૂપી હોય તથાપિ સારા સ્વભાવવાળી હોય તો તેની સાથે ડાહ્યા પુરૂષોએ લગ્ન કરવું યોગ્ય છે. પરંતુ ઘણી રૂપાળી પણ નીચ કુળની અને નઠારા

સ્વભાવવાળી હોય તો તેની સાથે લગ્ન કરવું યોગ્ય નથી. કહેવાય છે કે "ઝેરમાં અમૃત હોય તો તે શોધીને લેવું, અપવિત્ર જગોમાં કંચન હોય તો તે પણ શોધીને લેવું અને તેવીજ રીતે નીચ કુળમાં પણ જો સર્વ વાતે ઉત્તમ કન્યા હોય તો તે લેવી." કજીયાખોર કલાંઠ અને બદચાલની બાયડી પોતાના ધણીને દુઃખમાં ડામ, સુખમાં સંતાપ અને જીંદગીમાં જંજાળ કરાવનારી થઇ પડે છે. કહ્યું છે કે મૂર્ખ સ્ત્રીનું પાલન કર્યાથી અને મૂર્ખ શિષ્યને ઉપદેશ કર્યાથી દુઃખ પ્રાપ્ત થાય છે. માટે **ધ્યાનમાં રાખજો કેઃ—**

**આક ઇંધણ જવ તુણા, છોરૂં બાપ હળ્યા;**
**છાપરૂ ગળે ને નાર કુભારજા, એ પાંચે પાપ મળ્યાં.**

૧૨ **યાદ રાખજો કે** એક ભુંડી ઓરતની તલવાર તેની જીભ છે, કે જેના ઉપર તેણી કાટ ચડવા દેતી નથી (મતલબ કે હમેશાં કલેશ કરે છે.) માટે ક્રૂર, કપટી અને ખરાબ સ્વભાવવાળી સ્ત્રી સાથે ડાહ્યા પુરૂષોએ કદી પણ સંબંધ કરવો નહિ. ભુંડા પાડોશી, ભુંડાં છોકરાં અને ભુંડી ઓરત એ હમેશાં વિના અગ્નિએ બાળનારાં ગણાય છે. "**ભુંડી રાંડે બમણો વરો**" અથવા તો "**જેની નાર ભુંડી તેને પીડા ઉંડી**" એ કહેવતો ખોટી નથી. કહ્યું છે કેઃ—

**દોહરો.**

સ્ત્રી જન તો કહેવાય છે, કજીયાની કરનાર;
ચાર મળે જો ચોટલા, ભાગે જન ઘરબાર.

( ચાલું. )

૧૩ વળી તમારી સ્ત્રીને ખરાબ પડોશીના ઘેર કદી જવા દેતા નહિ, કારણકે ખરાબ સંગતથી ખરાબીજ થાય છે, એ કાંઇ ખોટું નથી. સારી સોબત વિના એક પુરૂષના વિચારો દૃઢ નથી રહેતા તો પછી સ્ત્રીના તે કયાંથી રહે? જે માણસની સ્ત્રી અને સંગત નીતિવાન હોય તે માણસને સંસારમાંની બીજી કોઇ પણ વસ્તુ તેના કરતાં વધારે સુખદાયક લાગશે નહિ, કેમકે "સૌથી બુરી એકાંત;" માટે **"ગરથ ગાંઠે, વિદ્યા પાઠે, ને સ્ત્રી સાથે"** એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખજો. અને વળી આટલું પણ ધ્યાનમાં રાખજો કે:—

**દોહરો.**

નાથ વિનાનો બળદિયો, નાથ વિનાની નાર;
વંઠી જાતાં વાર શી, સમજુ કરો વિચાર.

( મળેલુ. )

૧૪ યાદ રાખજો કે તમારી સ્ત્રીને કોઇ કારણસર કાંઈ ઠપકો દેવો પડે તો એકાંતે અને ખાનગીમાં દેવો, પરંતુ ચાકર કે બીજા લોકોના દેખતાં તેનું માન ઘટાડવું નહિ. તેમ નહિ કરો તો તે તમારા સામુ બોલતાં શિખ્યા વગર રહેશે નહિ.

૧૫ વળી તમારી સ્ત્રી સાથે તમે લડવાની ટેવ રાખશો નહિ, પણ શાંત સ્વભાવથી તેને ટોકતા રહેજો કે તેને તમારા કહેવાની સારી અસર થશે અને તેથી તે તમારી સામે તકસીર કરવાનું મન કદી કરશે નહિ. તમે ગરમ સ્વભાવવાળા થઇ કાંઇ વસ્તુ અફાળશો અથવા નાંખી દેશો તો તેમાં તમને જ નુકસાન થશે, અને વળી મૂર્ખમાં ખપશો તે જુદા. કહ્યું છે કે:—

**દોહરો.**

ઘરધણીયાણીથી લડી, બાળી દે ઘરબાર;
વિમાસણ વળતી કરે, એ પણ એક ગમાર.

ક૦ દ૦ ડા૦

એ કાંઇ ખોટું નથી. માટે સ્ત્રીને માટે તમારૂં કુળ છાડો, અને ઘર છાંડો, અર્ધું આયુષ્ય આપો તોપણ તે ખરાબ હશે તો નક્કી જાણજો કે અન્ય સાથે પ્રીત કરી તમને છોડી દેશે. માટે સ્ત્રીનો વધારે વિશ્વાસ કરવો નહિ. "**સ્ત્રી કોઇની નહિ**" એ કહેવત કાંઇ ખોટી નથી. **ધ્યાનમાં રાખજો** કે સ્ત્રીના આવા કંટાળાથી કંટાળી જઇને એવી જ કહેવત નીકળી છે કેઃ—

**બુધે જાર બાજરી, ને બુધે નાર પાધરી;**
**બુધે ડાબું દોવા દે, ને બુધે છોકરૂં છાનું રહે.**

૧૬ શેરડી, તલ, સોનું, પૃથ્વી, ચંદન, દહીં, તાંમ્બુલ અને શૂદ્ર સ્ત્રી એટલા બધાનું જેમ જેમ વધારે મરદન કરીએ તેમ તેમ વધારે ને વધારે ગુણ આપનારાં થાય છે.

૧૭ જે પુરૂષ મેહેનત લેઇને પોતાની સ્ત્રીનું રક્ષણ કરે છે તે તેના સંતાનનું, તેની વર્તણુકનું, તેની જાતનું અને તેના ધર્મનું પણ રક્ષણ કરે છે એમ કહેવું યોગ્ય છે.

૧૮ વળી સ્ત્રીએ કરેલું પાપ તેના પતિને શિર પણ આવે છે, કેમકે સ્ત્રીને તેના પાપ કર્મથી અટકાવવી એ પતિનું જ કામ છે; કારણકે પતિ એ સ્ત્રીનું પાલણ કરનાર છે. માટે તેણે જ તેને સારે રસ્તે ચડાવવી જોઇએ. માટે સ્ત્રી ઉપર અંકુશ રાખવો. કહેવત

છે કે "**અંકુશ વગર હાથી પણ બગડે**" એ કાંઈ ખોટું નથી.

૧૯ "**ભર્તૃહરિ**" કહે છે કે એક સાથે બોલે, બીજાની તરફ જુવે અને ત્રીજાને મનમાં ચિંતવે, એવી સ્ત્રીજાતિની એકજ પુરૂષ ઉપર પ્રીતિ છે એમ કેમ કહેવાય? કહ્યું છે કે એકાંત ઠેકાણું, પરવાર, પુરૂષની ગેરહાજરી, અને ભોગ માગનાર પુરૂષ એટલાનો સંયોગ થયા છતાં જે સ્ત્રી ચલિત થતી નથી તેનું નામ જ સતી સ્ત્રી કહેવાય. માટે જુવો સ્ત્રીનો સ્વભાવ કેવો છે? બહાર, અંદરખાને, રાત્રે, દિવસે, જાગૃતિમાં, અને સ્વપ્નામાં પણ યુવાન પુરૂષને ઇચ્છે પણ પરતંત્રપણાને લીધે જ જઇ શકતી નથી. એવી સતીઓ તો ઘણી હોય છે. માટે ધ્યાનમાં રાખજો કેઃ—"**ચાર તો ચંચળ ભલા રાજા, પંડિત, ગજ, તુરી; પણ એક નાર ચંચળ બુરી.**"

૨૦ "**મનુ**" કહે છે કે સ્ત્રીઓ પુરૂષના બહારના સ્વરૂપની ચેષ્ટા કરતી નથી, તેમ વય તરફ પણ વિચાર દોડાવતી નથી. સ્વરૂપવાન હોય કે કરૂપવાન હોય તથાપિ તે પુરૂષ છે એટલા ઉપરથી જ તેઓ તેની સાથે સંબંધ ધરાવે છે એ કાંઈ ખોટું નથી.

૨૧ **યાદ રાખજો** કે માતા પરણ્યો જુવે છે, પિતા વિદ્યાવાળો જુવે છે, બંધવ બળવાળો જુવે છે, મિત્ર કુળવાળો જુવે છે, અને બીજા લોકો ભોજન આપતો જુવે છે; તેમજ સ્ત્રી છે તે પુરૂષજ જુવે છે. મતલબ કે જેની જે ઇચ્છા તે પ્રમાણે તે જુવે છે. કહેવત છે કે "**શિયાળ સીમ ભણી તાણે ને કુતરૂં ગામ ભણી તાણે.**" **ધ્યાનમાં રાખજો** કે સ્ત્રીને સોનું, રત્ન અને ધાન્ય વહાલું હોય તે કરતાં પણ પુરૂષ વધારે પ્રિય હોય છે.

૨૨ વળી પુરૂષ કરતાં સ્ત્રીનો આહાર બમણો, લજ્યા ચારગણી, સાહસ છગણો, અને કામ આઠ ગણો હોય છે. વળી જુઠું બોલવું, વગર વિચાર્યું કામ કરવું, મૂર્ખતા, ઘણો લોભ, ગંદાઇ, કપટ અને નિર્દયતા એ સાત દોષો તો સ્ત્રીમાં સ્વાભાવિક હોય છે. કહેવત છે કે **"સ્ત્રી એઠું ખાય, જુઠું ગાય, ને તળાવ જઇને નગ્ન નહાય."**

૨૩ જે સ્ત્રી વ્યભિચારિણી છે, તે અંધારી રાત, એકાંત ઠેકાણું, અને પતિની ગેરહાજરી જોઇને ખુશી થાય છે; કેમકે તેને પલંગપર સૂવું, નરમ બિછાનું અને ઘરનો ધણી એ ત્રણે ગમતાં નથી. **ધ્યાનમાં રાખજો કે "છીનાળ રાંડ છબકતી ચાલે ને ઘુંઘટડામાં ઘર ઘાલે."**

૨૪ વળી જે સ્ત્રી પોતાના પતિને જેવો વૈભવ મળ્યો હોય તેમાં આનંદ માની પોતાના પતિની મરજી પ્રમાણે વર્તે છે તે સ્ત્રીનો પતિ પૂર્ણ ભાગ્યશાળી ગણાય છે. કહેવત છે કે:—

**આભા મંડળમાં વિજળી, વન મંડળમાં મોર;**
**ઘર મંડળમાં સ્ત્રી ને, મુખ મંડળ તંબોળ.**

૨૫ **છેલ્લે ધ્યાનમાં રાખજો કે** કેટલાક કમઅકલના માણસો સંસારસુખ ભોગવવા સારૂ કાંઈ પણ તપાસ કર્યા વગર જેવી મળી તેવી સ્ત્રી સાથે લગ્ન કરી દે છે અને પાછળથી તે સ્ત્રીથી જ્યારે સંતાપ પામે છે ત્યારે તેઓ પસ્તાય છે. કહ્યું છે કે:—

**દોહરો.**

**વણપરણેલા પરણવા, પરણ્યો તજવા ચ્હાય;**
**લક્કડલાડુ ખાય તે, ન ખાય તે પસ્તાય.**

( મળેલું. )

# પત્નીએ પતિ સાથે વર્તવાના નિયમો.

૧ **બ્હેનો!** તમે **યાદ રાખજો** કે શ્રી કૃષ્ણ ભગવાને શ્રી નારદ મુનિજીને કહ્યું છે કે "પતિ રોગી વા પિશાચ હોય, ક્રુર, ક્રોધી યા મદ્યપી હોય, વૃદ્ધ હોય, મૂર્ખ હોય, બેહેરો, મુગો, આંધળો અથવા પાંગળો હોય; ચિડાઉ, ઉડાઉ, અથવા કરકસરીયો હોય; નિંદિત, બિકણો, કપટી અથવા વ્યભિચારી હોય; તોપણ સતી સ્ત્રીએ અહંકાર, કામ, ક્રોધ, અથવા તુચ્છકાર રહિત, જે રીતે પોતાનો પતિ પ્રસન્ન રહે તે રીતે જ વર્તવું જોઇએ." **ધ્યાનમાં રાખજો** કે આવો ધર્મ બજાવનાર સ્ત્રીએ સ્વર્ગ અને મૃત્યુ એ બંને લોકનો સુધારો કર્યો એમ માનવું યોગ્ય છે. માટે તમારા પતિના સ્વરૂપ, કુરૂપ અને સદ્‌ગુણ દુર્ગુણ વિષે મનમાં કાંઈ પણ ખેદ ન લાવતાં તેને પરમેશ્વર માફક જ ગણજો, અને જાણજો કે "**કાળા તો કૃષ્ણજી પણ હતા.**" માટે તમારો હાથ ઝાલનાર સ્વામી પ્રત્યે તમે નીચેના નિયમો પ્રમાણે વર્તજો કે જેથી તમારો આ લોક અને પરલોકમાં સુધારો થયા વગર રહેશે નહિ.

૨ **બ્હેનો!** તમે **યાદ રાખજો** કે "જેમ ચંદન વૃક્ષને ભેદે તોપણ તેની સુગંધ તજતું નથી, હાથી વૃદ્ધાવસ્થાને પહોંચે તે છતાં પણ પોતાની ચાલને છોડતો નથી, શેરડીને પીલીયે તોપણ પોતાની મધુરતા છોડતી નથી, કુલિન પુરૂષ કદાપિ દ્રવ્યાદિકે ક્ષીણ થાય તથાપિ પોતાનું કુલિનપણું છોડતો નથી; તેમ એક સતી સ્ત્રી ગમે તેવી આફત આવવા છતાં પણ પોતાના પ્યારા પતિને છોડતી નથી." **બ્હેનો!** આવી સ્ત્રીનો પતિ પૂર્ણ ભાગ્યશાળી ગણાય તેમાં શી નવાઈ? માટે તેણે:—

**દોહરો.**

સુખ દુ:ખ જાણી ભાગ લે, જે નરની નેક નાર;
ગળે લગાડી રાખવી, કરી હીરાનો હાર.

દા૦ એ૦ તારાપોર.

૩ **બ્હેનો ! તમે ધ્યાનમાં રાખજો** કે સતી સ્ત્રીનો ધર્મ ઘણો જ કઠણ અને વિકટ છે, કેમકે પતિ સુંદર હોય વા કુરૂપ હોય, રાંક હોય વા રાજા હોય, તથાપિ સતી સ્ત્રીઓ તો ગમે તેવો તોપણ પોતાનો પતિ જ પ્યારો ગણે છે. જેમ હંસ પક્ષીઓ માનસરોવરની જ ઇચ્છા કરે છે, સારંગ ( મોર ) મેઘ ગર્જનાનીજ ઇચ્છા કરે છે, અને હાથીઓ રેવાજીના નીરનીજ ઇચ્છા કરે છે; તેમ એક પતિભક્ત પત્ની પોતાના પતિનીજ માત્ર ઇચ્છા કરે છે. અને ધ્યાનમાં રાખજો કે તેણી **“ પરપુરૂષને પત્થર સમાન ગણી સ્વપ્નમાં પણ ઇચ્છતી નથી ”** એ કાંઈ ખોટું નથી.

૪ માટે **બ્હેનો !** તમારે મન, વચન, કે કાયાએ કરીને પણ પારકા પુરૂષ સામું જોવું નહિ, તેમજ તેનાં વખાણ પણ કરવાં નહિ; કેમકે પરપુરૂષ ગમે તેવો ધનવાન, રૂપવાન, હુંશિયાર અથવા લક્ષાધિપતિ હોય તથાપિ પોતાના પતિ પાસે તેને તુચ્છ માની પોતાનો પતિ ગમે તેવો હોય તથાપિ તેને સાક્ષાત્ **નારાયણ** માની તેની આજ્ઞામાં રહેવું એજ સતી સ્ત્રીનું કલ્યાણ થવાનો ખરો માર્ગ છે. કહ્યું છે કે **“ જે સ્ત્રી તીર્થ, દાન અને તપ ઇત્યાદિથી પવિત્ર થાય છે તેના કરતાં પણ પોતાના પતિની ભક્તિથી વધારે પવિત્ર થાય છે ”** એ કાંઇ ખોટું નથી.

કહેવાય છે કે "**મન હોય ચંગા તો કથરોટમેં ગંગા.**" માટે ધ્યાનમાં રાખજો કે "**પતિ એજ પરમેશ્વર.**"

૫ **વળી બ્હેનો!** તમે **ધ્યાનમાં રાખજો** કે જે સ્ત્રીએ ઘણું પુન્ય કર્યું હોય તેનેજ કુળવાન, દાતા અને ગુણનો ગ્રાહક સ્વામી મળે છે. એવા સ્વામીઓમાં વળી અનુકૂળ, પવિત્ર, ચતુર અને વિદ્વત્તાવાળો એવો તો પૂર્ણ ભાગ્યશાળી હોય તેનેજ મળે છે, એ કાંઇ ખોટું નથી; કેમકે કેટલીક સ્ત્રીઓને કાંતો કઠોર સ્વભાવવાળો, કાંતો દુર્ગુણી અને કાંતો પોતાથી કરૂપો અને વળી નાનો મળે છે તેથી તે બિચારીને "**કરમે કજોડું અને બહાર વગોણું**" એ કહેવતના જેવું થાય છે; પણ એક ગુણવાન સ્ત્રી એ સઘળું છતાં પણ પોતાના પતિમાંજ ધ્યાન રાખે છે. કહેવત છે કેઃ—

**પતિવ્રતા ભૂખે મરે, ને છિનાળ ખાય લાડુ;**
**ગાંડા ઘેલા ઘોડે ચડે, ને ડાહ્યા ખેંચે ગાડુ.**

એ કાંઇ ખોટું નથી.

૬ **બ્હેનો!** "**મનુ**" કહે છે કે જે સદ્‌ગુણી સ્ત્રીની સ્વર્ગમાં જવાની ઇચ્છા હોય તેણે તો પોતાનો હાથ ઝાલનાર સ્વામી નાખુશ થાય તેવું કાંઇ પણ કામ કરવું નહિ અને હમેશાં સત્યપણે ચાલી સ્વપ્નમાં પણ પરપુરૂષનું નામ લેવું નહિ. **ધ્યાનમાં રાખજો કેઃ—**

**દોહરો.**

સ્ત્રી જે પાળે ધર્મને, નર જે પાળે કૂળ;
પુત જે માને તાતને, એ ત્રણનું નહિ મૂલ.

**ડા૦ એ૦ તારાપોર.**

એ કાંઇ ખોટું નથી. માટે **બ્હેનો !** તમને જે પતિ સાથે તમારાં માતપિતાએ કે સગાંવહાલાંએ પરણાવ્યાં હોય તે પતિની જીવતાંસુધી સ્નેહ સહિત ચાકરી કરજો અને યાદ રાખજો કે **તેના મરણ પછી પણ કાંઇ કાળો ડાઘ લગાડતાં નહિ.**

૭ **બ્હેનો !** આ તો ખરૂં છે કે સ્રીને પોતાના પતિ સિવાય સસારમાં બીજો કશો આધાર નથી. મરદની મદદ સિવાય સ્રી નબળી ગણાય છે એ કાંઇ ખોટું નથી. માટે તમે તમારા પતિના સઘળા હુકમોને તાબે થજો અને તમારા પતિની કાંઇ ચૂક નજર આવે તોપણ તેના સામુ બોલશો નહિ, કેમકે તેથી તો તમારો પતિ તમારા ઉપર ગુસ્સે થશે; માટે ધીરજ, વિવેક, અને યુક્તિથી સમજાવીને કહેજો એટલે તે પોતાની અણઘટતી ચાલ છોડી દેશે અને વળી તમારા ઉપર પ્યાર રાખશે. વળી તમે **ધ્યાનમાં રાખજો કે** તમારા પતિનો કોઇ હુકમ તમને અણઘટતો લાગતો હોય તોપણ જો તેથી ટંટો ઉત્પન્ન થતો હોય તો તેવા ગેરવાજબી હુકમને પણ માન આપજો અને તાબે થજો એટલે પછી તમારો પતિ તમારે વશ થયા વિના કદી પણ રહેશે નહિ. કહેવાય છે કેઃ—

**દોહરો.**

કાળી સ્રી કપટી નહિ, ગોરી નહિ ગુણવાન;
ગુણ જેવા જેના જગે, તેવી તે મૂલ્યવાન.

**દા. એ. તારાપોર.**

૮ વળી **બ્હેનો ! તમે ધ્યાનમાં રાખજો કે** તમારા પતિને કોઇ કારણસર તમારા ઉપર ગુસ્સો ઉત્પન્ન થયો હોય તો તમારી ભૂલ

તુરત કબુલ કરી દેજો અને વળી એવી ભૂલો ફરીથી ન થાય તેવી કબુલાત આપજો અને પછી તે પ્રમાણે ચાલવાની તમે તજવીજ રાખજો એટલે પછી તમારા પતિ સાથે તમારે કદી પણ અણબનાવ થવા પામશે નહિ. અણબનાવ અને કંકાસ દૂર કરવામાં કોઇ જાતની હલકાઇ નથી. **"લક્ષણવંતી લાડી ને ખરે બપોરે કાઢી"** એવું થવા દેતાં નહિ. **ધ્યાનમાં રાખજો કે:—**

**કુવા પછવાડે કેવડો, વાયે વાંકો થાય;**
**જેનો પરણ્યો ન હાથમાં, તેનો જન્મારો એમ જાય.**

૯ **બ્હેનો! તમે યાદ રાખજો કે** તમારા પતિએ તમારા ઉપર કોઇ કારણસર બીજી સ્ત્રી કરી હોય તો પછી તમો તેને તમારી સગી બ્હેન કરતાં પણ અધિક માનીને માન આપજો અને વળી સલુકાઇથી ચાલજો; કારણકે તેમ કરવાથી તમારા પતિનો તમો બંને ઉપર પ્યાર વધતો જશે. તેમાં વળી તમારી બ્હેનપણી (શોકય) ની ગેરહાજરીમાં તેનાં બચ્ચાંને સારી રીતે રાખશો તો પછી આ લોકમાં તમોને મોટું માન મળશે, અને વળી પરલોકમાં પણ સુખી થશો. આવા પ્રસંગે તમે **ધ્યાનમાં રાખજો કે:—**

## શિખરિણી.

**મરી જાતાં માતા, ખચિત દુબળું બાળક પડે,**
**પિતાને અંધાપે, મરણ શરણે તે જઇ ચડે;**
**અનાધારા પ્રેમે અરર, મનડું તો મરી જશે;**
**નિરાધારાવસ્થા ઇશ! અરિ શિશુને પણ ન દે.**

**એ. ક. દેલવાડાકર.**

૧૦ વળી **બ્હેનો!** તમારા પતિમાં કાંઇ ખામી માલમ પડે તે શોધી કહાડવામાં તમારી મોટાઇ સમજશો નહિ; તેમજ હું પતિથી વધારે ડાહી અને સમજુ છું એવો ડોળ બતાવશો નહિ; કેમકે પતિ કદાપિ ગમે તેવો હોય તથાપિ તમે પોતે તો તેથી ઉતરતી પદવીનાં છો એમ સમજીને માન આપજો.

૧૧ **બ્હેનો!** તમારે તમારા પતિને વશ કરવો હોય તો સૌથી સરસ રસ્તો એજ છે કે તેના સઘળા હુકમોને તાબે રહી તે કહે તે પ્રમાણે ચાલવું, અને તે નારાજ થાય તેવી રીતે કોઇ પણ પ્રકારે વર્તવું નહિ; એજ પતિને વશ કરવાનો સર્વથી સાચો મંત્ર છે. બાકી દોરા ધાગા અને મંત્ર જંત્ર તે તો સઘળા ઢોંગ છે. માટે તમે **ધ્યાનમાં રાખજો** કે તમારા પતિને વશ કરવાનો વિનય સિવાય બીજો સાચો એક પણ ઉપાય કે મંત્ર નથી. કહ્યું છે કેઃ—

**મનહર છંદ.**

સ્વામી વશ થતો નથી સોળ શણગાર સજે,
સ્વામી વશ થતો નથી અંગ તણા રંગથી;
સ્વામી વશ થતો નથી પીયરના પૈસા થકી,
સ્વામી વશ થતો નથી સદા રહે સંગથી;
સ્વામી વશ થતો નથી પુત્રનો પ્રસવ થયે,
સ્વામી વશ થતો નથી ધૂર્ત જેવા ઢંગથી;
કામનીને વશ કંથ થાય **દલપત** કહે,
પ્રેમ ઉર આણી પાળે આજ્ઞા ઉમંગથી.

૧૨ **બ્હેનો! તમે યાદ રાખજો કે મલાજો એ સ્ત્રી પંથમાં સર્વથી**

સરસ હથિયાર ગણાય છે, અને મીઠો સ્વભાવ એ મોટો શણગાર ગણાય છે. માટે તમે મીઠા સ્વભાવવાળાં થજો, સ્વચ્છતા રાખજો અને "ફુવડ" નું વિશેષણ કદી પણ લાગવા દેતાં નહિ. **ધ્યાનમાં રાખજો કે સ્રીજાતિને "એક નૂર કપડાં, સો નૂર ઘરેણાં અને લાખ નૂર નખરાં"** એ કાંઇ ખોટું નથી. કહ્યું છે કેઃ—

**દોહરા.**

સ્રી શોભે શણગારથી, સેથો ભરે સીંદોર;
ઝાંઝરના ઝમકારથી, તનમાં વધતો તોર.
હાવ ભાવ કટાક્ષથી, નરને નાંખે પાશ;
કામાંધ થઇ કેડે ફરે, થઇ નારીના દાસ.

**પોપટ પીતામ્બર.**

વળી કહેવત છે કેઃ—

**સાસરાનું માન સાળીએ, જમણનું માન થાળીએ;**
**ગાયનનું માન તાળીએ, અને મોઢાનું માન વાળીએ.**

એ કાંઇ ખોટું નથી. **મી. ટેસો** કહે છે કે ખુબસુરતી અને નખરાં એ સ્રીજાતિનાં મુખ્ય હથિયાર અને અખત્યાર ગણાય છે એ કાંઇ ખોટું નથી. પણ પોતાના રૂપનાં પોતેજ વખાણ કરવાં તે અયોગ્ય ગણાય.

૧૩ **બ્હેનો!** તમે તમારા પતિની ખામીઓ કોઇ પાસે કહેશો નહિ. **ધ્યાનમાં રાખજો કે** તમારી જે બેહેનપણીને તમે કહેશો તેજ તમારી મશ્કરી કરશે, અને પાછળથી તમને હસશે. કહેવત છે

કે **"ઘરની ફજેતી બહાર જાય અને અધુરી હોય તો પુરી થાય"** એ કાંઇ ખોટું નથી. માટે તમારા ઘરની ગુપ્ત વાત બહાર પાડવાની ટેવ રાખશો નહિ, નહિતો પછી કહેવાશે કેઃ—

**છપ્પો.**

ઘરે ન કાને શીખ, નારી તે નીચ કહાવો,
બોલે ચબોલા બોલ, તન વન્હી વિણ તાવો;
ગરજ વિના ગમાર, કામ નહિ ઘરનુ કરતી,
કે'વાને નિજ વાત, ગામમાં ઘર ઘર ફરતી;
સંપ વિના તે સોગણો, લાજ શર્મ છોડી દીએ,
તે નારીના નાથને, ફિર કહે હોળી હૈએ.

**પોપટ પીતામ્બર.**

માટે ધ્યાનમાં રાખજો કે **"શેરી જોઇને ચાલીએ ને કુંથ જોઇને મહાલીએ."**

૧૪ **બ્હેનો !** તમે તમારા સાસુ સસરા કે જેઠ જેઠાણી અને નણુંદ વિગેરે સૌને યોગ્યતા પ્રમાણે માનમરતબાથી બોલાવજો, તેમજ તેઓ કોઈ કારણસર તમને ઠપકો આપે તો તે સહન કરવાની ટેવ રાખજો, કેમકે તમે જો તેઓના સામુ બોલશો તો ટંટો થશે અને સાંખી રહેશો તો પછી તેઓ તમને ઉલટું માન આપી ફરીથી કદી પણ લડશે નહિ. માટે **ધ્યાનમાં રાખજો કે "સાસુ ફોડે ઠીકરાં અને વહુ ફોડે તે કઠેલાં"** એ કહેવત મુજબ બલેને તમારામાં વાંક ન હોય તોપણ વાંક ગણાશે. **"પારકું પેખણું અને જગતનું દેખણું"** એ કહેવત જેવું થશે; માટે સહનશીલતા રાખજો.

૧૫ **બ્હેનો !** તમારા ઘરનો **સરસામાન અને** રાચરચીલું સાફ રાખજો **અને** વળી તે **સાથે** તમારા પતિને પસંદ પડે તે જગોએ ગોઠવજો. ઘર તથા આંગણું સાફ રાખજો. **સુઘડ નારી પતિને પ્યારી** એ કાંઇ ખોટું નથી. માટે **ધ્યાનમાં રાખજો કે**—

**પહોર દહાડે સુતી ઉઠે, ના કરે અબોટ;**
**ઉંધી પડીને ઘંટી તાણે, કુતરાં ચાટે લોટ.**

એવું કહેવરાવતાં નહિ. વળી **યાદ રાખજો કે:**—

**કુવા ઢાકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ;**
**બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.**

૧૬ **બ્હેનો !** જુવો કે આપણે કોઇ વસ્તુ ખરીદ કરી અને તેમાં ઠગાયા તો ઘણા દિવસ સુધી જીવ બળે છે. કોઇ નઠારા માણસ જોડે લેણદેણ થઇ તો તેથી પણ વધારે દહાડા જીવ બળે છે. પણ પડોશી કે પતિ જોડે ટટો થયો તો હમેશાં જીવ બળે છે, માટે તમારા પતિ કે પડોશી જોડે કંકાસ કરવાની ટેવ રાખશો નહિ. ધ્યાનમાં રાખજો કે "**કંકાસણીને કજીઓ વહાલો અને પદ્મણીને હાર વહાલો**" એ કાંઇ ખોટું નથી.

૧૭ **બ્હેનો !** તમે **ખૂબ ધ્યાનમાં રાખજો કે,** ભણેલી અને ડાહી સ્ત્રીઓ પોતાની, પોતાના પતિની, પોતાનાં સાસરીયાં કે પિયરીયાંની અને ખરૂં કહીયે તો આખા કુટુંબની લાજ મરજાદ સારી રીતે સાચવી શકે છે અને શોભાવે છે. **મી. દાદી એદલજી** કહે છે કે:—

**દોહરો.**

**સ્ત્રી સુધરે તો સૌ બને, સ્ત્રીથી સુન સંસાર;**
**જે દેશ સ્ત્રી હોંશમાં, તેનો બેડો પાર.**

એ કાંઇ ખોટું નથી. માટે **બ્હેનો!** તમે વિદ્યાભ્યાસ કરજો અને નવરાશની વેળાએ જ્ઞાનની વાર્તા સાંભળતાં રહેજો, એટલે એ સઘળા ગુણો તમારામાં પોતાની મેળેજ આવશે પણ નકામી કુથલી કરવામાં રોકાશો તો પછી "**ચાર મળે ચોટલા તો જલદી ભાગે ઓટલા**" અથવા તો "**એક રંડા, દો રંડા, ત્રિ રંડા; મળે ચો રંડા તો તોડે બ્રહ્માંડા**" એમ કહેવાશે. માટે તમે નકામાં બેસી રહેવાની ટેવ રાખશો નહિ.

૧૮ વળી **બ્હેનો!** તમે ખરાબ ભાષણ કદી કરશો નહિ, અને કોઇ બીજી કરતી હોય તો ત્યાંથી દૂર ખસી જજો. ખરાબ નજરથી પરપુરૂષ સામુ જોવું નહિ, તેમજ સારી નજરથી પણ ઘણી વાર તાકીને એકી નજરે પણ જોવું નહિ. અણુસારો કરવાની ટેવ રાખવી નહિ, ખરાબ હલકી અને નીચ સ્વભાવની સ્ત્રીઓની સંગત રાખવી નહિ. બિભસ્ત ગીતો ગાવાં કે સાંભળવાં નહિ. કહેવત છે કે:—

**તાબુત ઘેલા તરકડા, વિવાહ ઘેલી નાર;**
**હોળી ઘેલા હિંદુડા, એ ત્રણે એક અવતાર.**

એ કાંઇ ખોટું નથી. માટે બિભસ્ત ભાષણ કદી પણ કરવું નહિ. વગર કારણે પારકે ઘેર જવું નહિ, કેમકે પારકા ઘેર રખડવાથી નિંદા થાય છે. કહેવત છે કે:—

**વંઠયું કાથા વિના પાન, વંઠયું ઘણા પટેલે ગામ;**
**વંઠયો સાસરીએ જમાઇ, વંઠી દીકરી પરઘેર ગઇ.**
**વંઠયો વાણીઓ ઓછું તોળે, વંઠી વહુ બકબક બોલે;**
**વંઠી ઘર પછવાડે ડીંડી, ને વંઠી નાર પરઘેર હીંડી.**

એ પણ કાંઇ ખોટું નથી. માટે વગર કામે પરઘેર જવાની ટેવ કદી પણ રાખતાં નહિ. ઘરનાં બારી કે બારણાંમાં ઘણી વાર સુધી ઉભા રહેવાની ટેવ રાખવી નહિ. "**પુત્રનાં લક્ષણ પારણામાંથી અને વહુનાં લક્ષણ બારણામાંથી**" પરખાય છે, એ કાંઇ ખોટું નથી. કહેવત છે કે "**મગર મંકોડો હડીયલ કાઠી, એ ત્રણેથી ત્રિયાબુધ માઠી.**" માટે કુળવતી, નિષ્પાપી, અને સતી સ્ત્રીઓ સાથેજ સખીપણું રાખવું.

૧૯ માટે **બ્હેનો! ધ્યાનમાં રાખજો** કે હમેશાં થોડુ બોલવું, જીતેંદ્રિય થવું, નીતિથી વર્તવું, બોલવામાં તોછડાઇ વાપરવી નહિ, અને પતિ પ્રવાસમાં કે પરદેશમાં હોય ત્યારે સારા સારા વસ્ત્રાલંકાર, આભૂષણ કે મિષ્ટાન્નોનો ત્યાગ કરવો. **ધ્યાનમાં રાખજો કે:**

**આંખડલી તો સૌકોઈ આંજે, ને આંજ્યા આંજ્યામાં વહેરો;**
**જેનો નાવલીઓ પરદેશ, તેનો શણગાર બધો બહેરો.**

માટે સતી સ્ત્રીઓ પોતાનો પતિ પ્રવાસમાં હોય છે ત્યારે સઘળા ભોગ તજી દે છે અને કોઇ પણ જાતના અલંકાર તે પહેરતી નથી. કહ્યું છે કે—

**ચંદ બીન કૈસી ચાંદની, મોતી બીન કૈસો હાર;**
**કાજલ બીન કૈસી કામની, પીયુ બીન કૈસો શૃંગાર.**

**કવિ ગંગ.**

૨૦ **બ્હેનો!** તમે **યાદ રાખજો** કે જે સ્ત્રી પોતાના પતિને તજીને પારકા સાથે પ્રીતિ કરે છે, તે સો કલ્પ સુધી રૌરવ નામના નરકમાં પડી રહે છે. માટે જે સ્ત્રી પવિત્ર કામ કરવાને સાધ્વી

તેમજ ચતુર અને પતિવ્રતા હોય અને પોતાના પ્યારા પતિમાંજ જેની અખંડ પ્રીતિ હોય અને વળી જુઠું નહિ બોલતાં હમેશાં સત્યપણે બોલનારી હોય તેજ ખરી અને સતી સ્ત્રી કહેવાય છે. માટે તમે ખૂબ ધ્યાનમાં રાખજો કેઃ—"**પરપુરૂષની પ્રીત અને વિજળીનો ચમકારો**" એ બંને અલ્પ ગણાય છે પણ તેમાંથી હાનિ ઘણી થાય છે. કહ્યું છે કે "**વ્યભિચારિણી નારનું ધન ધણી ને યાર, આંતે થાય ખુવાર**" એ કાંઇ ખોટું નથી. માટેઃ—

**સોરઠો.**

**પરદેશીની પ્રાત, પીતળ જેવી જાણવી;**
**કાદવ કેરી ભીંત, ટકાવમાં કેમ આણવી ?**

**ગો. ક. દેલવાડાકર.**

૨૧ **બ્હેનો !** તમે **યાદ રાખજો** કે તમે તમારા પતિને નકામો ખર્ચ કરાવતાં નહિ, પણ તેની આવક અને ખર્ચ ઉપર નજર રાખી તેની શક્તિ મુજબ જરૂરનો ખર્ચ કરાવજો. તમારા પતિની શક્તિ ઉપરાંત લડાઇ કે ટંટો કરી કાંઇ ખર્ચ કરાવશો તો પછી "**કન્યાની કેડ ને વરનો વાંસો**" એ કહેવત મુજબ તમારેજ ભોગવવો પડશે; કેમકે તમારો પતિ સુખી હશે તો તમે સુખી થશો અને દુઃખી હશે તો તમે પણ દુઃખીજ થશો. કહેવત છે કે સ્ત્રી "**પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી**" એ કાંઇ ખોટું નથી.

૨૨ **બ્હેનો !** તમે તમારો પતિ ગુસ્સે થાય એવું કામ કદી કરતાં નહિ, અને કદાપિ તમારા ઉપર કાંઈ દુઃખ આવી પડે તો હિંમત

હારશો નહિ પણ ધીરજથી સહન કરવાની ટેવ રાખજો. તમારાં સાસુ સસરો કે દેરાણી જેઠાણી અને નણંદ ઇત્યાદિ કોઇ તરફથી કાંઇ હરકત થતી હોય તો તે પણ તમે સહન કરજો. એટલે પછી ધ્યાનમાં રાખજો કે થોડા દિવસ સબુરી પકડવાથી ઘણા દિવસ સુધી સુખ મળશે. મતલબ કે તેઓ તમારી સાથે કદી પણ લડશે નહિ. કહ્યું છે કેઃ—

**આદવેર જોગી ને જતી, આદવેર વેશ્યા ને સતી;**
**આદવેર ધંટી ને ધણી, આદવેર સાસુ ને વહુ;**
**આદવેર સુતાર ને લાકડું, આદવેર દરજી ને કાપડું.**

માટે તમે ડાહ્યા હો તો સહન કરવાની ટેવ રાખજો. **"પિયરની પાલખી કરતાં સસરાની શૂળી સારી"** એ કહેવત ધ્યાનમાં રાખજો, અને આટલું પણ **ધ્યાનમાં રાખજો કેઃ—**

**છપ્પો.**

પિતા ઘેર જે પુત્રી, હોય રિદ્ધિ પણ રાંડી;
બોલે પુંઠળ લોક, કહે જે કંથે છાંડી.
પિતા ઘેર જે પુત્રી, કુટુંબ કહાવે ખોટી;
ભોજાઇ બોલે ભુંડ, કહે આ કરમે ચોટી.
**ધનહીન હોય ઘરનો ધણી, પિતા હોય પૃથ્વીપતિ;**
**પણ સ્ત્રી તે શોભે સાસરે, શામળ કહે તે તો સતી.**

૨૩ છેલ્લે **બ્હેનો!** તમે **યાદ રાખજો** કે એક લાયક પતિ પસંદ કરવામાં તમારાથી બને તેટલી મેહેનત લેજો, કેમકે "**શાક બગડયું તેનો દિવસ બગડ્યો, અથાણું બગડયું તેનું વરસ બગડયું, પણ ધણી બગડ્યો તેનો તો આખો જન્મારો બગડ્યો**"

કહેવાય છે એ કાંઇ ખોટું નથી. માટે પતિ પસંદ કરવામાં શરમીંદા થશો નહિ. કદાપિ પરતંત્રપણાને લીધે એ વાત તમારા અખત્યારમાં ન જ રહી. કહેવત છે કે **"દીકરી ને ગાય દોરે ત્યાં જાય"** તો પછી તમારી સખી કે બ્હેનપણીની મદદ લેજો અને તમને તે પતિ મેળવી આપનાર માતપિતા કે સગાવહાલાંની મીઠી વાણીથી કહેવરાવજો પણ તેમા તમે શરમીંદા થશો નહિ, કેમકે પતિ મેળવી આપનારને તો મેળવી આપે એટલુજ કષ્ટ પણ જો તમારો પતિ નઠારો નિવડ્યો તો તમારી તો જીંદગી સુધીનુ કષ્ટ થઇ પડશે; અને પછી તમે પોતેજ સૌને શ્રાપ દેનારા થઇ પડશો અને કહેશો કેઃ—

**દોહરો.**

મળીને મામા મામીએ, મળી મારા માબાપ,
મળીને ભાઇ ભોજાઇએ, પરણાવ્યું આ પાપ.

ક૦ દ૦ ડા૦

# સ્ત્રીએ બાળક ઉછેરવાની થોડીએક સૂચના.

૧ **બ્હેનો** ! આ તો તમે જાણતાંજ હશો કે તમારા બચ્ચાંઓ જન્મે છે ત્યારથી તે સમજણાં થતાંસુધી તમારા કબજામાંજ રહે છે. માટે જાણજો કે તમારાં છોકરાંની લગામ તમારાજ હાથમાં છે. તો પછી તમે તેને જેવાં કરશો તેવાંજ થશે, કેમકે છોકરાઓની ચાલ સારી કે નઠારી નિવડવાનો મોટો આધાર તમારા ઉપરજ છે. માટે તેમના દેખતાં નઠારા શબ્દો બોલશો તો તે નઠારા શબ્દો બોલતાં શિખશે, તેમના દેખતાં બેઅદબી ચાલ ચલાવશો તો તેઓ પણ તેવીજ ચાલ ચલાવશે. જો તમે તેઓના દેખતાં તમારી સાસુ,

નણંદ, પતિ, કે પડોશી જોડે લડાઇ કે ટંટો કરશો તો તેઓ પણ તેમજ કરતાં શિખશે. માટે તમારા બાળકોના કુમળા મગજ આગળ તમારા વેહેમી વિચારો, અને દુષ્ટ વિકારો કદી પણ જાહેર કરશો નહિ. ધ્યાનમાં રાખજો કે **"કુમળું ઝાડ જેમ વાળીયે તેમ વળે."** કહ્યું છે કેઃ—

### ગીતિ.

**બોલે બહુ અપશબ્દો, બાળક પાસે બેઠું હોય ત્યારે;**
**શિશુ પણ તેવું શીખે, સ્વરૂપ આપનું પછી ન સંભારે.**
**માટેઃ—**
**એમ અઘટતું બોલી, બાળક મનને બિગાડવું શાને;**
**એવાં બાળ તરફથી, સુખની આશા છે પીળે પાને.**
**વૈદ્ય દુર્લભદાસ શ્યામજી ધ્રુવ.**

૨ વળી **બ્હેનો!** તમારાં બાળકોને ખોટી કહાણીઓ અને જુદી વાતો કરીને ઉંધા વિચારના કરશો નહિ, તેમજ ભૂત પ્રેત કે ડાકણની વાતો કરી તેમને બિવડાવશો નહિ, કેમકે તેમ કરવાથી તેઓ બિકણાં, વ્હેમી અને ઉધા વિચારનાં નિવડશે. **"જેવાં માબાપ તેવાં છોકરાં"** એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખજો.

૩ વળી **બ્હેનો!** તમે **ધ્યાનમાં રાખજો** કે જે ઘરમાં સતાન નથી હોતાં તે ઘર **શમશાન** સરખું ભાસે છે અને સંતાનરહિત દંપતિ અહોનિશ ફીકરમાંજ રહ્યાં કરે છે; તે કરતાં પણ મહાપ્રભુએ કૃપા કરીને આપેલ સતાનને ઉછેરી નહિ જાણનાર માતાને તેના બાળકનો નાશ થયાથી કેટલું બધું દુઃખ લાગે છે તેનો ખ્યાલ કરશો તો ખચીત તમારાં બાળકોની માવજત પાછળ કાળજી રાખ્યા વગર રહેશો નહિ. કહ્યું છે કેઃ—

## હરિગીત છંદ.

સુખ સ્વર્ગ સમ સંતાનનું ઊછેરતાં જો આવડે,
નહિતો અતિશે દુઃખ ઉલટું એ થકી આવી પડે;
જો થાય સારા તોજ દીકરા નીકર ગણુવા દી ફર્યા,
પણ દોષ એ માબાપ શીર પ્રભુએ એવા નિયમ કર્યા.

**માટે બ્હેનો ! તમે ધ્યાનમાં રાખજો કે:—**

ધીરજ અને ઉછરંગથી નિજ બાળને ધવરાવવું,
આનંદ શાંત સ્વભાવથી સ્તનપાન નિત્ય કરાવવું;
કંટાળી મારી પછાડી કે ચિડવાઇ કદિ ન ડરાવવું,
દુઃખિયા દિલે ધવરાવવાથી ભલું અફિણુ ખવરાવવું.
જે વખત દિલમાં શોક કંટાળો નિરાશા ભય હશે,
તે વખત સ્તન દૂધ બગડશે ધવરાવતાં વ્યાધિ થશે;
માટે સદા ધવરાવવું રાખી હૃદય ગુલતાનમાં,
ગમ્મત વિષે દિન ગાળવા આશા ધીરજ શુભ ધ્યાનમાં;
નિયમિત સદા ધવરાવતાં નવરાવતાં ખવરાવતાં,
નહિ થાય કંટાળો જરા ઘર કામ બધું કરવા છતાં;
બાંધ્યાથી નિયમો બાળની પછી ટેવ તેવી પડી જશે,
રડશે નહિ રમશે વખતસર ધાવવાનું માગશે.

**શેઠ વલભદાસ પોપટ.**

૪ છેલ્લે બ્હેનો ! તમે ધ્યાનમાં રાખજો કે બાળકને ઉછેરવાના, સુધારવાના અને સુખી રાખવાના ઘણા ઘણા નિયમો છે તે સઘળા આ જગોએ સમાવતાં પુસ્તક વધી જાય અને વાંચનારને કંટાળો આવે તેથી તમે એ નિયમો જે પુસ્તકોમાં હોય તે પુસ્તકો વાંચવાની વધારે ટેવ રાખજો.



# પ્રકરણ ૨૧ મું.

## વિદ્યાભ્યાસ.

### દોહરો.

સાઠ વરસનું માનવી, જો વિદ્યા ન ભણેલ;
બાળ બુદ્ધિ તેમાં હશે, થશે નહીં સુધરેલ.

ક૦ દ૦ ડા૦

૧ યાદ રાખજો કે જેણે બાળ વયમાં વિદ્યાભ્યાસ ન કર્યો તો પછી તેનો આખો જન્મારો વ્યર્થ જાય છે, કેમકે વિદ્યા વિનાનું માણસ ભલેને પુખ્ત ઉમરનું હોય તથાપિ તેનામાં શહાણપણ હોતું નથી; માટે બાળ વયમાં વિદ્યા મેળવવી. ધ્યાનમાં રાખજો કે "પાકે ઘડે કાંઠા ચડે નહિ" તેમ જેવી બાળ વયમાં વિદ્યા પ્રાપ્ત થાય છે તેવી મોટપણે થતી નથી, કેમકે બાળ વયમાં શિખવેલું ધારણ કરવાને મગજમાં જેવી શક્તિ હોય છે તેવી મોટપણે રહેતી નથી. કહેવાય છે કે "બાળવયમાં વિદ્યા, યુવાનીમાં ધન, અને વૃદ્ધાવસ્થામાં ધર્મ" ન મેળવ્યાં તે પોતાની છેલ્લી વયમાં

પછી શું મેળવશે? મતલબ કે કાંઇજ નહિ: એ ખરેખરી વાત છે. કહ્યું છે કે:—

**દોહરો.**

વિદ્યા પહેલી વય વિષે, બીજી વયમા ધન;
ન ગ્રહ્યો ધર્મ ત્રીજી વયે, નિશ્ચે ખોયું તન.

( મળેલું. )

૨ **યાદ રાખજો કે એક ક્ષણ વિદ્યા વિનાનો ગયો તેથી શું થયું ?** એમ વિચારે તેને વિદ્યા ક્યાંથી આવડે? અને **એક કણ નકામો ગયો તેથી શું થયું ?** એમ વિચારે તેને ધન ક્યાંથી મળે? માટે "**ક્ષણે ક્ષણે વિદ્યા મેળવવી** અને કણે કણે ધન **મેળવવું.**" કહ્યું છે કે:—

**દોહરા.**

ભણતાં પંડિત નીપજે, લખતા લહિયો થાય,
ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય,
કુવા ઉપરના કઠણ જે, પાકા કાળા પહાણ;
દોરડીએ છેદાય છે, એ લેવું એંધાણ.

ક૦ દ૦ ડા૦

૩ વળી જે સુખ ઇચ્છે તેને વિદ્યા ક્યાંથી પ્રાપ્ત થાય? અને વિદ્યાર્થીને સુખ ક્યાંથી? માટે સુખ ઇચ્છનારે વિદ્યા અને વિદ્યા ઇચ્છનારે સુખ ત્યજવું. સુખ અને વિદ્યા પ્રથમ તો એકત્ર હોતાં નથી પણ પાછળથી એ બંને કદી પણ છુટાં નહિ પડી શકે એવા દોસ્તો થઈ પડે છે. માટે જો તમારે વિદ્યા સંપાદન કરવી હોય તો પ્રથમ સંકટ ખમો.

૪ " **કાળીદાસ** " કહે છે કે " દાન આપતાં, યુદ્ધ કરતા અને ભણતાં બીજાઓનાં અને પોતાનાં રૂવાડાં ઉભાં ન થઇ જાય તો પછી તે ક્રિયાઓ અલૌકિક નહિ પણ લૌકિકજ સમજવી " એ કાંઇ ખોટું નથી. માટે જો વિદ્યા શિખવી તો પુરા ધ્યાનથી શિખવી. કહ્યું છે કે " **નવા નિશાળિયાનું નવ દિવસ ધ્યાન** " એ કાંઇ ખોટું નથી; માટે એવું રાખશો નહિ.

૫ " **ભર્તૃહરિ** " કહે છે કે " વિદ્યારૂપી અમૃતનો પ્યાલો કાંતો પીવોજ નહિ અને પીવો તો પુરેપુરો પીવો, કારણકે તે થોડો પીવાથી મગજમાં કેફ આવે છે, અને જેમ જેમ વધારે પીતા જઇએ તેમ તેમ મગજમાંથી કેફ ખસી જાય છે; કેમકે જ્યારે હું થોડું જાણતો ત્યારે હાથીની પેઠે મદાંધ થઈ વધારે જાણવાનો ગર્વ કરતો હતો, પણ જ્યારથી વધારે ને વધારે જાણવા લાગ્યો ત્યારે તો મારા મનમાં એમજ થયુ કે હું હજુ કાંઇ પણ જાણતો નથી." આ કાંઈ ખોટું નથી. કહ્યું છે કે "અપૂર્ણ જ્ઞાનવાળો માણસ ગર્વીષ્ટ થાય છે." માટેઃ—

### દોહરો.

કાંતો વગર ભણ્યો ભલો, કાંતો ભલો ભણેલ;<br>
અધવધરા જનથી જુઓ, બહુ બિગાડ બનેલ.

ક૦ દ૦ ડા૦

૬ વળી વિદ્યા વિનયને આપે છે, વિનયથી પાત્રપણાને પામે છે, પાત્રપણાથી ધનને પામે છે, ધનથી ધર્મને પામે છે, અને ધર્મથી મોક્ષને પામે છે. માટે સૌથી ઉત્તમ ફળ વિદ્યાથીજ મેળવી શકાય છે. સબબ વિદ્યાભ્યાસ કરવો. યાદ રાખજો કે "**જે માણસ વિદ્યા,**

**ધન, અને ધર્મ એ ત્રણેમાં કુશળ હોય તેનેજ ખરો કુળવાન જાણવો. ”**

૭ મનુષ્ય માત્રને કર્મ તથા ગુણો વડે કાળે કરીને ઉંચ વા નીચપણું પ્રાપ્ત થાય છે, અને જે જે વિદ્યા તથા કળાના આશ્રયથી તે પોતાનો નિર્વાહ ચલાવે છે તે તે વિદ્યા તથા કળાના નામથીજ તેની જાતી તથા પ્રખ્યાતિ કહેવાય છે. કહેવત છે કે, **વિદ્વાન લોકો વિદ્યાના બળથી મૂર્ખ લોકો ઉપર સરસાઈ ભોગવે ”** એ કાંઇ ખોટું નથી. માટે વિદ્યાભ્યાસ કરવો.

૮ વળી વિદ્યારૂપી દ્રવ્યનો ખજાનો પૂર્ણ ભાગ્યશાળી હોય તેનેજ મળે છે. કહ્યું છે કે:—

**श्लोक ॥**

**पूर्वदत्तेषु या विद्या ॥ पूर्वदत्तेषु या धनम् ॥**
**पूर्वदत्तेषु या कन्या ॥ अग्रेति-ते तिष्ठते ॥**

**ભાવાર્થ:**—વિદ્યા, ધન અને ગુણવાન કન્યા એ સઘળાં પૂર્વ જન્મમાં પુન્ય કર્યાં હોય તોજ મળે છે, માટે અનેક યત્નોવડે કરીને પણ વિદ્યાભ્યાસ કરવો.

૯ વળી વિદ્યારૂપી ખજાનો કેવો છે તે જુઓ. વિદ્યારૂપી ખજાનાને તમે બહોળે હાથે જેમ જેમ વાપરતા જશો તેમ તેમ તે ઘટવાને બદલે ઉલટો વૃદ્ધિ પામતો જશે. વળી તે એવું તો ગુપ્ત ધન છે કે ચોર લૂંટી શકે નહિ, અગ્નિ આંચ આપી શકતી નથી, અને ભાઇઓ ભાગ માગી શકતા નથી. આળસ, કુબુદ્ધિ અને કુછંદ તો તેનાથી ત્રાસ પામે છે, અને અમૃતરૂપી વાણીનો ઝરો મુખમાંથી અહોનિશ વહ્યાં કરે છે. માટે આવું અખૂટ અને અમૂલ્ય

ધન મેળવવાને બેનસીબ રહેશે મનુષ્ય પાછળથી પસ્તાય તેમાં શી નવાઇ ?

૧૦ વળી જેમ એક દીવાથી અનેક દીવા કરતાં તેનો પ્રકાશ વૃદ્ધિ પામતો જાય છે તેમજ વિદ્યારૂપી ધનને વાપરતા જઇએ તેમ તેનો વધારો થતો જાય છે. માટે વિદ્યામાં સદા વધારો કરતાં રહેવું, કેમકે વિદ્યા સર્વથી વધારે ટકનારી અને અંતકાળ સુધી પણ અળગી નહિ ખસનારી એવી અચળ પ્રેમવાળી છે, માટે વિદ્યા ભણવી.

૧૧ "**વિષ્ણુશર્મા**" કહે છે કે વિદ્યા એ એક પુરૂષનું અધિક રૂપ છે કે જે કોઇથી પણ લેઇ શકાતું નથી. વિદ્યા એ કલ્પવૃક્ષ સમાન ભોગ તથા સુખને આપનારી છે, પ્રવાસમાં બંધુ સમાન અને પરમ દૈવતરૂપ છે. વળી તે કલેશ અને કંકાસને હરનારી છે. રાજમંદિરમાં પણ વિદ્યાજ પુજાય છે, કાંઇ ધન પુજાતું નથી. માટે વિદ્યાહીણ મનુષ્યને પશુ સમાન જાણવો.

૧૨ વળી વિદ્યાના ચમત્કારો અનેક છે. પડતી દશામાં વિદ્યા આયુષ્ય રૂપ છે, ઇચ્છીત ફળની દેનારી છે, સ્નેહીઓના વિયોગ સમયે આનંદ પમાડનારી છે, આંધળાને આંખરૂપ, બ્હેરાને કાનરૂપ, મુગાને વાચારૂપ, અને પાંગળાને પગરૂપ છે. વળી તે કુળનો મહિમા વધારનારી અને માન અપાવનારી છે, માતાની પેઠે રક્ષાની કરનારી છે, પિતાની પેઠે હિતમાં જોડનારી છે, લક્ષ્મીને વધારનારી અને ટુંકામાં સર્વ દિશામાં કીર્તિને ફેલાવનારી છે. માટે વિદ્યાહીણ રહેવું નહિ.

૧૩ વળી વિદ્યા એ એક કામધેનુ ગાય સમાન છે, કેમકે કામધેનુ આમ ઇચ્છા થયે દુધની આપનારી છે. જેની આગળ વિદ્યા છે

તેને તવંગર જાણવો, કેમકે વિદ્યા એ એક એવો મીઠો સમુદ્ર છે કે તેમાંથી જોઇતી વસ્તુ મળી શકે છે.

૧૪ વળી વિદ્યા એ નીતિને, વિનયને અને ગર્વરહિત સંતતિના સમૂહને, શત્રુ વગેરેના ભયથી રહિત નિયમથી થનાર ઉદયને, શત્રુ ઉપર વિજયને અને રસમય સર્વ સમયને ઉત્પન્ન કરે છે. માટે રાજા યા પ્રજાનું અત્યંત હિત કરનારી વિદ્યા સમાન બીજું શુ પ્રિય હોય?

૧૫ માટે વિદ્યાહીણ મનુષ્ય છતે ચક્ષુએ પણ ચક્ષુ વિનાનો ગણાય છે, કારણકે વિદ્યારૂપી નેત્રોવડે કરીનેજ માણુસ સારાં અને નરસાં કામો જોઇ શકે છે.

૧૬ "**લોર્ડ બેકન**" કહે છે કે "વિદ્યા મેળવવાના મુખ્ય ત્રણ સાધનો છે, **વાંચન, લેખન** અને **વાતચિત.** તેમાં વાંચનથી માણુસમાં પરિપૂર્ણતા આવે છે, લેખનથી બારીકી આવે છે, અને વાતચિતથી સમયસૂચકતા સંપાદન થાય છે." કહેવત છે કે "**જે ઘણું પુછે તે ઘણું જાણે**" અને વળી "**પુછતા નર પંડિતા**" એ કાંઈ ખોટું નથી.

૧૭ **યાદ રાખજો કે** વિદ્યાના સ્થંભો ત્રણ છે. **શ્રવણ, મનન** અને **નિદિધ્યાસન.** કેમકે એ ત્રણે અજ્ઞાન, સંશય, અને ભ્રાંતિને મટાડનારા છે.

૧૮ વળી વિદ્યા ભણેલો માણુસ ગમે તેવો કઢંગો કે કરૂપો હશે તથાપિ પંડિતોની સભામાં પ્રિય થઇ પડશે, પરંતુ સુશોભિત વસ્ત્રાભૂષણ ધારણ કરીને સભામાં ગયેલો અભણ (મૂર્ખ) જ્યાંસુધી કાંઇ બોલતો નથી ત્યાંસુધીજ માત્ર શોભે છે. માટે કોયલનું રૂપ તેનો સ્વર છે, સ્ત્રીનું રૂપ તેનું પતિવ્રત છે અને કરૂપાનું રૂપ વિદ્યાજ

છે. માટે જણાય છે કે કેવળ વિદ્યાવડે કરીનેજ માણસ વખણાય છે અને સુખી થાય છે.

૧૯ વળી જો તમારે વિદ્યા મેળવવી હોય તો આળસ, ગર્વ, અભિમાન, વાર્તા ( ઠઠ્ઠાબાજી ), દાંડાઇ, માન, અને લોભ એ સાતે દુર્ગુણ ત્યજો અને વાંચવું, લખવું, પુછવું, સાંભળવું, વિચારવું, વાપરવું ( બીજાને શિખવવું ), અને પડિતોની સોબત એ સાતે ગુણ ગ્રહણ કરો; અને પછી તમારી બુદ્ધિ સૂર્યના કિરણોએ કરીને કમળની પાંખડીઓ જેમ પ્રફુલ્લિત થાય છે તેમ પ્રફુલ્લિત થયા વગર કદિ પણ રહેશે નહિ.

૨૦ કેટલાક અણસમજુ લોકો એમ માને છે કે વિદ્યા નસીબમાં હોય તોજ ભણાય છે. પરંતુ આ તેમનુ કહેવું ભુલભરેલું છે, કેમકે શિખતા બધું આવડે છે. કહેવત છે કે **"કરે તેનું કામ, મારે તેની તલવાર અને શિખે તેની વિદ્યા"** એ કાંઇ ખોટું નથી, કેમકે **"વિદ્યા કોઇના બાપની નથી"** મતલબ કે તે તો જે શિખે તેનીજ છે. વિદ્યાને કોઇ પ્રિય વા અપ્રિય છેજ નહિ, અર્થાત્ બધા સરખા છે.

૨૧ વળી વિદ્યા એ શક્તિ, ધીરજ, અભ્યાસ અને ઇશ્વરની કૃપા એ ચાર પ્રકારે મેળવી શકાય છે. તથાપિ તમને વિદ્યા ન ચડતી હોય તો નીચેના ઉપાયો કામે લગાડજો એટલે તમને વિદ્યા પ્રાપ્ત થયા વિના રહેશે નહિ.

### દોહરા.

**(ઉપાય)** { ગોળ અઘાડો વાવડીંગ, સખાવળી વજ સુંઠ;
વિદ્યા બ્રાહ્મિ સતાવરી, ગાના ધીમા શ્રુંટ.

(વિધિ) { ઉઠી પ્રભાતે જે ગળે, એ ગોળી નિત્ય એક;
મટે શરીરે શિથિળતા, વિદ્યા ચડે વિશેષ.

(પરેજ) { હિંગ મરી ને ટોપરૂં, સોપારી ને તેલ;
જો વિદ્યાનો ખપ કરે તો, એ પાંચે વસ્તુ મેલ.

(સેવન) { દુધ સાકર ને એલચી, વરીયાળી ને દ્રાખ;
જો વિદ્યાનો ખપ કરે તો, એ પાંચે વસ્તુ રાખ.

ક૦ દ૦ ડા૦

૨૨ માટે વિદ્યાને મુસાફરીમાં મિત્ર જાણવી, સ્રીને ઘરમાં મિત્ર જાણવી, રોગમાં ઔષધને મિત્ર જાણવું, અને મુઆ પછી ધર્મને મિત્ર જાણવો એ કાંઇ ખોટું નથી.

૨૩ **યાદ રાખજો કે** ખેડથી સુધારેલી જમીન બીજને ઉછેરીને વૃક્ષ કરવામાં જેમ સહાયતા કરે છે, તેમજ વિદ્યાભ્યાસથી કેળવાએલી બુદ્ધિ પ્રાપ્ત થયેલા હરકોઇ કામમાં સહાયકારક થઇ પડે છે. ધ્યાનમાં રાખજો કેઃ—

**ભણે તે ભુખે નહિ મરે, રમતો રળી ન ખાય;**
**ઊંઘથી આયુષ ન વધે, આળસથી દેવાદાર થાય.**

૨૪ જે વિદ્યા કંઠસ્થ એટલે (મ્હોંડે) રહેલી હોય તેનો પંડિતોએ સભામાં સર્વદા પ્રકાશ કરવો જોઇએ, કેમકે જો મૂર્ખતાથી વિદ્યાને ગુરૂ પાસે કે પુસ્તકમાં રહેવા દીધી હોય તો તે શું કામની? કહ્યું છે કેઃ—“ **પુસ્તકમાં રહેલી વિદ્યા અને પારકે હાથ રહેલું ધન એ ખપ પડે કામ આવતાં નથી** ” અને “ **ગરજ ગાંડે, અને વિદ્યા પાઠે** ” એ કહેવતો ખુબ ધ્યાનમાં રાખજો.

૨૫ વળી વિદ્યાહીણુ મનુષ્ય નિર્ધન રહે છે, કારણકે તેનામાં વિદ્યા દેવીનો વાસો નહિ હોવાથી તેની પરમ સખી લક્ષ્મી દેવી પણ

તેનાથી દૂર રહે છે. મતલબ કે વિદ્યાહીણુ મનુષ્ય દ્રવ્યપ્રાપ્તિ કરી શકતો નથી. કહેવાય છે કે "એક રબારીએ હાથ આવેલું અમૂલ્ય રત્ન પત્થરો સમજી ગુમાવી દીધું." એમ એ વિદ્યાહીણુ હોવાથી થયુ પણુ જો વિદ્યા ભણ્યો હોત તો બેશક રત્ન ગુમાવત નહિ. માટે કહ્યું છે કે.—

**દોહરો.**

ગભરૂને કર ગોળ દઇ, ઠગ જન ઠગે રતન;
તેમજ જ્યાં જન તુચ્છમતિ, ધરણી રહે નિર્ધન.

ક૦ દ૦ ડા૦

૨૬ વળી અંધકાર દીવાથી સમજાય છે. ધર્મ ધર્મગુરૂઓથી સમજાય છે, ધર્મગુરૂઓ વિદ્યાથી સમજાય છે, અને વિદ્યા દરિદ્રપણું દૂર કરવાથી સમજાય છે. માટે વિદ્યાર્થીઓએ તો અવશ્ય કરીને દરિદ્રીપણું દૂર કરવું જોઇએ, કેમકે **આળસથી વિદ્યાનો જલદીથી નાશ થાય છે.**

૨૭ વળી અભ્યાસ કરીને તેનો અર્થ જાણવો જોઇએ, અને તે જે નથી જાણતો તે એક ખાલી ભાર ઉપાડનાર થાંભલા જેવો છે કે **"ભણ્યા પણ ગણ્યા નહિ"** અથવા **"ભણે ભણે ને ભૂલે ને બ્રાહ્મણની મતિ ફૂલે."** કહ્યું છે કે:—

**ઠાલો ઠોઠ નિશાળે જાય, ગાળે વેળા ગપો વડે;**
**મૂછાળો મૂર્ખ મોટો થઈ, પસ્તાવામાં પછી પડે.**

ક૦ દ૦ ડા૦

એ કાંઇ ખોટું નથી, માટે નિશાળે જઇને એક ચિત્તથી અભ્યાસ કરજો. વળી કહ્યું છે કે:—

## ભુજંગી.

બીજા સર્વ પેઠા પછી આપ પેસે,
બીજા સર્વ બેઠા પછી આપ બેસે;
ન ધારે ગુરૂજી કહે તેજ ધારો,
નિશાળે જઈ તે શિખે શુ નઠારો.

ક૦ દ૦ ડા૦

એ પણ કાંઈ ખોટું નથી.

૨૮ વળી એક અજ્ઞાન માણસને જેટલી સ્હેલાઈથી સમજાવી શકાય છે તે કરતાં પણ તેથી વધારે જાણનારને વધારે સ્હેલાઈથી સમજાવી શકાય છે. કહેવત છે કે "**સમજુની બલા દૂર**" એ કાંઈ ખોટું નથી, પણ એક અલ્પ જ્ઞાનવાળા અને પોતાને પંડિત માનનાર મિથ્યાવિવાદીને કોટી ઉપાયે પણ સમજાવી શકાતો નથી. કહેવત છે કે "**પત્થરપર પાણી ઢોળયાંજ કરો, ભેદ ખરો પણ ભીંજે નહિં**" એ કાઇ ખોટું નથી. વળી કહ્યું છે કેઃ—

**કુબુદ્ધિ કબુ ના વિસરે, સો સાધુકે સંગ;**
**મુંઝ ડબોયા ગંગ પણ, તોય તંગકા તંગ.**

( મળેલું. )

માટે એવા પોપટીયા પંડિતોથી દૂર રહેવું.

૨૯ **યાદ રાખજો** કે પાસે ગમે તેટલો પૈસો હોય તથાપિ વિદ્યા વિના તે શોભા પામતો નથી, કેમકે વિદ્યાહીણ શ્રીમંત સારાસાર કે યોગ્ય અયોગ્ય સમજતો નથી. માટે ધ્યાનમાં રાખજો કે "**શિખેલા શ્રીમંતો સાબાશી અને આશીર્વાદ બંને મેળવે**" એ કાંઇ ખોટું નથી. કહ્યું છે કેઃ—

## સવૈયો.

ચોરી કરે ધનની કદિ ચોર કઠોર બની વળી કાળજું કાપે,
ભાઇ લીયે ધનમાં નીત ભાગ ન ભાગ દિયે અદકું દુઃખ આપે;
રાય લૂંટે ધનવાન ગણી મરવું પડશે ધનને પરિતાપે;
**લલ્લુ** કહે છે **ત્રિભુવનને** ધન સાચું **વિદ્યા**, ઘણું જે સુખ આપે.

૩૦ વળી કેટલાક પોપટીયા પંડિતો પોતે પરભાષાનું પુરતું જ્ઞાન નહિ પામ્યા છતા "**ઢેડ ગુજરી**" એ કહેવત મુજબ એકાદ બે શબ્દો શિખ્યા એટલે એકદમ બોલી ઉઠે છે, પણ તેઓએ અવસ્ય **યાદ રાખવું** કે તેથી તો બને ભાષા બગડે છે અને વળી સાભળનાર હાંસી કરે છે માટે દરેક માણસે પુરૂ જ્ઞાન મેળવેલી જ ભાષા બોલવી જોઇએ; નહિ તો પછી નીચેની કહેવત જેવું થશે.

**દેશ ગયો પરદેશ ગયો ને શીખી આવ્યો વાણી,**
**"વોટર" કરતાં પ્રાણ ગયો ને ખાટલા નીચે પાણી.**





# પ્રકરણ ૨૨ મું.

## શેઠ અને ચાકર.

દોહરો.

વહાણે ચડીને વિચરે, સમુદ્ર રસ્તે શેઠ;
વાણોતર ને વૈતરા, કરે વિશેષ વેઠ.

(મળેલું.)

### (૧) શેઠોની ફરજ.

૧ **પ્રિય વાંચનાર !** જો તમે શેઠાઈ ભોગવવાને ચ્હાતા હો તો જે કામ તમારા હાથે થઇ શકે તેવું હોય તે તો તમારા હાથેજ કરી લેજો, પણ કદી તમારે કોઇ કામ નોકરથી લેવાની જરૂર પડે તો તેના ઉપર પક્કી દેખરેખ રાખજો; કેમકે **"સો વરસનો સુતાર અને પાંચ વરસનો ઘરધણી"** એ કહેવત મુજબ તમારૂં કામ કેવી રીતે કરવું છે તેની તમારી ઇચ્છાનુસાર કરનારની માહિતી હોતી નથી અને વળી ધ્યાનમાં રાખજો કે **"પોતાનું બાળ્યું ને પારકું ઠાર્યું"** એ બંને બરાબર જાણી દરેક કામ ઉપર તમારી દેખરેખ રાખજો.

૨ **યાદ રાખજો** કે એક વસ્તુ ખરીદ કરવામાં જેટલી અક્કલ વાપરવાની જરૂર પડે છે તે કરતાં પણ એક નિમકહલાલ નોકર ખોળવામાં વધારે અક્કલ વાપરવાની જરૂર પડે છે. તમારો નોકર નબળો હશે તો તમારા કામનો નાશ થશે, ચોર હશે તો તમારી મિલકતનો નાશ થશે, કપટી હશે તો તમારી આબરૂનો નાશ થશે, અને લુચ્ચો હશે તો તમારા જાનનો નાશ થશે. માટે વિનયવાન, નરમ સ્વભાવનો, કાબેલ, પ્રમાણિક, અને સત્યપણે ચાલનાર ઇત્યાદિ ગુણવાળો નોકરજ પસંદ કરજો. જે શેઠને નિમકહલાલ નોકર મળ્યો ને શેઠ પૂર્ણ ભાગ્યશાળી ગણાય છે.

૩ **યાદ રાખજો** કે પક્કો તપાસ કર્યા વગર કોઇ અજાણ્યા માણસને નોકર રાખવાથી વખતે પસ્તાવું પડે છે. માટે પ્રથમ પરીક્ષા કરીને પછી નોકર રાખજો. તેમાં વળી **ધ્યાનમાં રાખજો** કે જે નોકર વિશ્વાસ રાખવાને લાયક જણાયો હોય તેને તમે ત્યજી દેશો નહિ; કેમકે જે વારંવાર નોકર બદલે છે તેને નુકસાન અને હાંસી બંને થાય છે. માટે **"ઠાકરને ચાકર ઘણા તો ચાકરને ઠાકર પણ ઘણા હોય"** એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખજો, અને વળી આટલું પણ **ધ્યાનમાં રાખજો** કેઃ—

**દોહરો.**

સ્વભાવ જો સુધર્યો નહિ, ભણ્યો નહિ સુધરેલ;
છે ચોરો યૂરોપમાં, ભણતર બહુ ભણેલ.

(મળેલું.)

૪ વળી વગર અનુભવના માણસને કાંઇ કામ ફરમાવવામાં આવે તો અંતે જરૂર પસ્તાવું પડે છે. માટેજ અક્કલવાન માણસો મહા-

ભારત કામો હલકા માણસોને સોંપતા નથી, કેમકે તેઓ જાણે છે કે સાદડી વણનાર જોકે એક વણકરજ છે તોપણ તેને રેશમના કારખાનામાં કામે લગાડાય નહિ, માટે અનુભવ વગરના નોકરને મોટું કામ સોંપશો નહિ, નહિતો પછી **"ચાકરી ઉપર ચુકરી અને બે જણા ઉપરી"** એ કહેવત જેવું થશે.

૫ **યાદ રાખજો** કે તમે તમારા ચાકરને કામ બતાવવામાં ઠગાયા તોપણ તેના ઉપર ગુસ્સે થશો નહિ પણ ધીરજ અને યુક્તિથી તેને શિખામણ દેતા રહેજો એટલે પછી તે પોતાના દરેક કામમા કાળજી રાખ્યા વગર રહેશે નહિ. કહ્યું છે કેઃ—

**દોહરો.**

ધણી ધતુરો ઢોર ને, ચાકર ચોર લુહાર;
કેળવ્યા કેળવાય છે, એજ જગતનો સાર.

**દા. એ. તારાપોરવાળા.**

૬ વળી પ્યારમાં ઉછરેલા અને લાડઘેલા તેમજ વિધવાના ઉછરેલા બાળકને નોકર રાખતાં પેહેલાં લાંબો વિચાર કરજો, કેમકે **"રંડી પુતા શાહજાદા"** અને **"મારે ત્યારે ઉમરાવજાદા"** એ કહેવત મુજબ લાડમાં ઉછરેલા છોકરાને દુનિયાદારીની કશી માહેતી હોતી નથી. માટે પકા અને અનુભવી નોકરનેજ પસંદ કરજો. **ધ્યાનમાં રાખજો કેઃ—**

**જીસે રામકો ડર નહીં, નહીં પંચકી લાજ;**
**ઉસે છેડ ક્યા કીજીયે, ચુપ ભલો મહારાજ.**

૭ **વાંચનાર !** જો તમે તમારા નોકરો પાસે સારૂં અને જલદી કામ કરાવવા ચાંહતા હો તો પ્રથમ તો તમે પોતે તેના ઉપર

મેહેરબાની રાખી મીઠી વાણીથી બોલાવજો અને તેના વાંક પણ ખમી ખાજો; અને જો પ્રમાણિક રાખવાને ચહાતા હો તો તમે પોતે પણ તેની સાથે પ્રમાણિકપણે ચાલજો. કહેવત છે કે **"જેવા શેઠ તેવા ચાકર"** એ કાંઇ ખોટું નથી.

૮ વળી કદાપિ તમારો નોકર મૂર્ખ કે બીગાડ કરે તેવો હોય તો તેને તમે ત્યજી દેજો પણ દુશ્મનાઇ કરશો નહિ, નહિતો તે તમારી છુપી એબો બીજા પાસે જાહેર કરી તમને નુકસાન કરશે. અને વળી આટલું પણ **ધ્યાનમાં રાખજો** કે એવા નોકરથી તમે એક વાર ઠગાયા તો તેમાં તેનોજ વાંક ગણાય છે, પણ જો તમે બીજી વાર ઠગાયા તો તેમાં તમારોજ વાંક ગણાય છે. માટે એવા નોકરોથી દૂર રહેજો અને **"જેને આવતાં વાર, જાતાં વાર, ન્હાતાં વાર, ને ખાતાં વાર; તેના કામમાં નહિ ભલીવાર"** એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખજો.

૯ વળી તમારો નોકર સદ્ગુણવાળો, વિવેકી અને નીતિવાન હોય તો તેનુ અપમાન કદી કરશો નહિ; કેમકે અપમાન થવાથી તે નારાજ થઇ તમને છોડી દેશે અને વળી દુશ્મનાઈ રાખશે. માટે ધ્યાનમાં રાખજો કે **" નારાજ નોકર દુશ્મનની ગરજ સારે."**

૧૦ વળી તમે તમારા અનુભવેલા જુના અને નિમકહલાલ નોકરને દોસ્ત પ્રમાણે ગણી ભૂલી જશો નહિ, કેમકે અનુભવી અને કાબેલ નોકર વારંવાર મળી શકવો મુશ્કેલ પડશે. માટે **"સો નવા કરતાં પણ એક જુનો નોકર સારો"** એ વાક્ય યાદ રાખી જે જુના નોકરે તમારી ગુલામગીરી કરી છે અને સઘળી સ્થિતિ જોઇ છે

તેવા નોકરને તમે છોડશો નહિ, કેમકે નવો નોકર તમારી એવી ચાકરી બજાવી શકશે નહિ.

૧૧ **યાદ રાખજો** કે ઘણા દેશોમાં ચાકરને ગુલામ તરીકે ગણીને તેની પાસે અણઘટતાં કામો કરાવવામાં આવતાં હતાં, એટલુજ નહિ પરંતુ તેઓને ઢોરની પેઠે વેચવામાં પણ આવતા હતા પણ એ દુષ્ટ રીવાજ અંગ્રેજના અમલ પછી ઘણે ભાગે અથવા તો તદ્દન બંધ પડી ગયો છે. તોપણ કેટલાક શેઠ અને શેઠાણી એટલાં તો બેવકુફ અને અમર્યાદ હોય છે કે પોતાની ચાકર પ્રત્યે શી ફરજ છે અને ચાકરને કેવી રીતે રાખવો જોઇએ તે તેઓ જાણતાં નથી અને તેથી કરીને તેઓને કોઇ સારો ચાકર મળી શકતો નથી અને પછી એવા નોકરથી કામ લેવું પડે છે કે જેને રાખવાથી અંતે પસ્તાવું પડે છે. માટે "**ચાકરને ઘેર ચુકર ઘણા ને શેઠને વાણોતર ઘણા**" એવું રાખશો નહિ.

૧૨ વળી કેટલાએક શેઠો પોતાનો મોભો જાળવવાને જોઇએ તે કરતાં વધારે ચાકરો રાખે છે પણ તેથી તેઓ જલદીથી પાયમાલીમાં આવી જાય છે. વળી કેટલાક શેઠોને તો પોતાના બહોળા વૈભવને લીધે પોતાની આવક અને ખર્ચની પણ ખબર હોતી નથી અને સઘળા ચાકર ઉપર આધાર રાખી બેસે છે પણ જ્યારે ચાકરો સ્વછંદપણે "**ધણી ચોરે ધન જાય અને વાણોતર ચોરે લાભ જાય**" એ કહેવત મુજબ ખર્ચના કે નુકસાનીના ખાડામાં ઉતારી મુકે છે, ત્યારેજ તેઓની આંખ ઉઘડે છે. માટે દરેક શાણા શેઠોએ પ્રથમથીજ પોતાના ચાકરોના કામકાજ ઉપર દેખરેખ રાખવી જોઇએ. ધ્યાનમાં રાખજો કે "**ચાકર રળે ને શેઠ ખાય, એવી આશા નહિ રખાય.**"

૧૩ વળી તમે જે નોકરને રાખ્યો હોય તેનું ઘરખર્ચ પૂરૂં કરવામાં તમે જેટલી અપૂર્ણતા અને કચાશ રાખશો તેટલું તમોનેજ નુકસાન થશે, કારણકે જે ચાકરે તમારા ઉપર સઘળો આધાર રાખેલો છે તે ચાકરના પેટપૂરતો ખોરાક નહિ મળવાથી જો તે પ્રમાણિક હશે તો તુરત ખસી જશે અને અપ્રમાણિક હશે તો તમોને ઠગીને પોતાનું કામ કાહાડી લેશે. માટે **"ચોરનારને ચાર આંખો અને જોનારને બે આંખો"** એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખજો; અને વળી આટલું પણ **ધ્યાનમાં રાખજો કે:—**

**પેટમાં નહિ મળે રોટિયાં, તો સબ બાત ખોટિયાં;**
**અને પેટમાં પડે રોટિયાં, તો સબ બાત મોટિયાં.**

૧૪ **"વિષ્ણુશર્મા"** કહે છે કે ચાકરને જે જગોએ શોભે તે જગોએજ રાખવો. હિસાબ કરી જાણનારને રાંધવાનું અને રાંધી જાણનારને હિસાબનું કામ સોંપાય નહિ; જેમકે માથાનુ ઘરેણું પગે ન પહેરાય અને પગનું ઘરેણું માથે ન પહેરાય, કારણકે તે શોભે નહિ તેમ ગુણી ચાકરને હલકું કામ સોંપે તો તે બતાવનાર શેઠ મૂર્ખ ગણાય છે; કેમકે સોનાનો મણકો પગે બાંધ્યો તેમાં મણકાનો વાંક નહિ પણ તે બાંધનારનો વાંક ગણાય એ કાંઇ ખોટું નથી. માટે તમારા નોકરોને લાયક હોય એજ કામ સોંપજો.

૧૫ વળી પોતાના રાખેલા નોકર ઉપર ગુસ્સો કરી ગાળ ભાંડવાની ટેવ ઘણી ખરાબ ગણાય છે, કેમકે તેથી તમારો નોકર તમારા સામું બોલતાં શિખશે, એટલુંજ નહિ, પરંતુ તમારા દરેક કામમાં તમને નુકસાન કરશે અને સભ્યતાવાળી મીઠી વાણીથી બોલશો તો તમને મિત્રની પેઠે માથું આપશે. માટે **"જીભને લગામમાં**

**રાખવી"** કેમકે **"જ્યાં ઝેરી તો મુલક વેરી."**

૧૬ વળી જે શેઠ પોતાના નોકરની મદદથી પૈસો કમાયો અને ધનાઢ્ય થયો તે છતાં તે શેઠ પોતાના તેજ નિમકહલાલ નોકરને ભુલી જાય તેના જેવો બીજો કોઇ અધમ કહેવાય નહિ, માટે તમે તમારા નિમકહલાલ નોકરની બુજ કરશો તો પરલોક માંહેનો શેઠ તમારી બુજ કર્યા વગર કદી પણ રહેશે નહિ.

૧૭ માટે ક્ષમાવાન, શાંત સ્વભાવવાળો, અને નેકી નોકરથી જેટલો લાભ થાય છે, તે કરતાં એક તોછડો, હલકો, હરામી અને અવિવેકી નોકરને રાખવાથી વધારે નુકસાન થાય છે.

## (૨) ચાકરોનો ધર્મ.

૧૮ **યાદ રાખજો કે** પેહેલાં તો જગતમાં જન્મવુંજ ભુંડું, તેમાં વળી દરિદ્રી થવું તે તેથી પણ વધારે ભુંડું; અને ચાકરી કરવી તે સઘળાથી ભુંડી. **"વિષ્ણુશર્મા"** કહે છે કે દરિદ્રી, રોગી, મૂર્ખ, પારકે ઘેર પેટ ભરનાર, અને ચાકરી કરનાર એટલાં જીવતે છતે પણ મુવાં ગણાય છે એ કાંઈ ખોટું નથી; કેમકે દુનિયા માંહેના બધા ધંધા કરતાં નોકરીનો ધંધો નીચો ગણાય છે. ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, અને કનિષ્ટ ચાકરી ગણાય છે. માટે જ્યાંસુધી તમને બીજો ધંધો રોજગાર મળે ત્યાંસુધી ચાકરીનો ધંધો કરશો નહિ; **"પરતંત્રતા સ્વપ્ને ન સુખી"** એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખજો.

૧૯ વળી નીચ સ્વભાવનો પુત્ર એ કુળનું મૂળ કાપવાંના કઠણ કુહાડારૂપ છે, દુષ્ટ રાજા એ પ્રજાનું મૂળ કાપવાના કઠણ કુહાડારૂપ છે, વ્યસન કરવું એ ધનનું મૂળ કાપવાના કઠણ કુહાડારૂપ છે; તેમ

ચાકરી કરવી એ સુખનુ મૂળ કાપવાના કઠણ કુહાડારૂપ છે. માટે તમને વેપાર કે ધધો કરવામાં કદાપિ અરધી રોટલી મળતી હોય તોપણ તેમા સંતોષ માની ચાકરીનો ધધો કરશો નહિ, છતાં તમારે નોકરી કરવી પડે તો નીચેના નિયમો **ધ્યાનમાં રાખજો.**

૨૦ પેહેલાં તો ચાકરી કરનારને કેવું દુઃખ છે તે જુઓ! ચાકર થોડું બોલે તો કહેશે મુગો છે, બહુ બોલે તો કહેશે બકબકીયો છે, સઘળું સાંખે તો કહેશે બિકણો છે, સામું બોલે તો ભુંડો અને બેઅદબ કહેવાય છે, અને દૂર રહે તો ડાંધુ કહેવાય છે, એમ ચાકરીમાં દુઃખ રહેલાં છે. વળી ચાકરી કરનારને પોતાના અગત્યના ગમે તેવા કામને મુકીને પોતાના શેઠની નોકરી બજાવવી પડે છે. "પેટ કરાવે વેઠ" એ કહેવત કાંઇ ખોટી નથી વળી કહ્યુ છે કેઃ—

**દોહરો.**

માગન કયુ આળસ કરે, તસ્કર જાય ન જાય;
ચાકર બિચારા ક્યા કરે ? લુણ પરાયા ખાય.

**નર્મદ.**

૨૧ વળી પેટ કેવું છે તે જુઓ. પેટને કારણ માણસને ન કરવાનાં કામો કરવાં પડે છે. ચાકરી કરવી, ખોટું બોલવું, પરદેશ વેઠવો, વખતે નીચને પણ તાબે રહેવું, અથવા તો તેવાઓની સોબત કરવી પડે છે, શેઠ ગમે તેવો હુકમ કરે તે માથે ઉઠાવી તુરત આધિન થઈ રહેવું પડે છે, ટાઢાડ, તાપ, કે વરસાદ નહિ ગણકારતાં શેઠનું કામ કરવું પડે છે, એવાં એવાં અનેક તરેહનાં કામો કરવાં પડે છે તે ફક્ત પેટને માટેજ; કેમકે મોટા મોટા કુબેર

ભંડારીના જેવા ભંડારો ભરાય છે પણ એક પેટ ભરાવું મહા કઠણ થઈ પડે છે. કહેવત છે કે **"પેટ સરખું પાલું તેને કોઈ નહિ વહાલું."** કહ્યું છે કેઃ—

**સવૈયો.**

દેશ તજાવી ભમાવી વિદેશ અહીં તહીં પેટ સદા પટકાવે,
ચાકરી નીચી પડે કરવી વળી ભાર આપ શિરે ઉપડાવે;
ગુણી તણા ગુણને તજવી અવગુણી તણા ગુણ તો ગવરાવે,
**લલ્લુ** કહે છે ત્રિભુવનને ખરી વેઠ ખરાબની પેટ કરાવે.

વળી **કવિ દલપતરામ** શું કહે છે તે જુઓ !

**દોહરા.**

શું રાજા સરદાર શુ, મોટા માજીસ્ટ્રેટ;
સઉને વળગ્યુ સર્વદા, પાપરૂપ આ પેટ.
પશુ પક્ષી સૌ પ્રાણીને, નરજાતિને નેટ;
દુઃખ ઉપજાવે દિલ વિષે, પાપરૂપ આ પેટ.

૨૨ તમારા શેઠનો સ્વભાવ ગમે તેવો હોય તોપણ ચાકરને લાજમ છે કે શેઠને નમીને ચાલવું અને માન આપવું. તેની સાથે નમ્રતા, શાંત સ્વભાવ અને કામ કરવાની ચપળતાની મોટી જરૂર છે. નાનપણથીજ ચાકરમાં એવી ટેવ હશે તો પછી તેનો શેઠ ગમે તેવા ખરાબ સ્વભાવનો હશે તોપણ તેના સામો એક તુંકારો પણ કહેશે નહિ. માટે ધીરજ અને ખંતથી તમારા શેઠની ચાકરી બજાવજો.

૨૩ વળી બધા પાપમાં લુણહરામી જેવું બીજું કશું પાપ નથી. કોઈ ચાકર એમ ધારશે કે હું ચોરી કરીશ તેમાં પકડાઇશ નહિ પણ

તેઓએ જાણવું જોઇએ કે એવી લુચ્ચાઇથી પાપમાં વધારો થતો જાય છે, નિમકહરામીપણું કહેવાય છે અને વખતો વખત શેઠના ઘરમાંથી નજીવી ચોરી કરતાં કોઇ વાર મોટા ગુન્હામા સપડાઇ જતાં વાર લાગતી નથી; કેમકે પાપ છે તે પીપળે ચડીને પણ પોકારે છે, અને દિવસે દિવસે પાપનો કાળો રંગ પાપ કરનારને કાળો કરે છે અને અતે વિશેષ રૂપ ધારણ કરીને પાપીનો નાશ કરે છે. માટે જો તમે સુખી થવાને ઇચ્છતા હો તો તમારા શેઠ પ્રત્યે કોઇ જાતનુ લુણહરામીપણું વાપરશો નહિ. **"ચોરી ચાર દહાડા અને છિનાળું છ દહાડાજ છાનાં રહે"** એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખજો.

૨૪ વળી દરેક નોકરે પોતાના ધણીનું કામ મર્યાદા સાચવીને કરવુ જોઇએ, કેમકે તેમ કરવાથી પોતાનુંજ કામ સુધરે છે અને પોતાનીજ કિંમત વધે છે. તમને જે અખત્યાર મળ્યો છે તે તમારો નથી પણ તમારા શેઠનો છે, માટે તેનો દુરૂપયોગ નહિ કરતાં ગરીબ અને તવંગર એ બનેની સાથે સમાન વૃત્તિથી ચાલજો.

૨૫ વળી તમે જે શેઠને ત્યાં ચાકર રહ્યા તે શેઠને માઠું લાગે અથવા તેની આબરૂ જાય એવું કાંઇ પણ કૃત્ય કરશો નહિ, કારણકે તમારા શેઠની વ્યવહાર પદ્ધતિ, અને શક્તિ બીજાના કરતાં તમારી જાણમાં વધારે હોય છે. માટે ખરો નોકર તો એજ કે જેના રહેવાથી પોતાના ધણીની આબરૂ ઇજત અને વેપારમાં વધારો થાય.

૨૬ વળી તમારો શેઠ તમને કાંઇ કામ કરવા હુકમ કરે તો તે બરાબર સમજીને તુરત માથે ઉઠાવી લેજો. સમજ્યા વિના કરવાથી ફોકટ મેહેનત પડે છે અને વળી શેઠને કંટાળો આવે છે. માટે

બરાબર કાળજી રાખજો, નહિતો પછી "**હીરો ઘોઘે જઈ આવ્યો**" એ કહેવતના જેવું થશે.

૨૭ તમે તોછડાઇ, તુંડાઈ કે હલકાઈ રાખશો તો તમારા શેઠના ગ્રાહકો ઘટી જશે અને તેથી તમારો શેઠ પછી તમને જ રજા દેશે. માટે બધા સાથે નરમાશથી અને ભલાઇથી ચાલજો.

૨૮ તમે તમારા સ્વામીની પુરી અને નીતિથી સેવા બજાવશો તો તેનો બદલો આ લોકમાં તમારો સ્વામી આપશે; અને વળી પર-લોકમાં મોટો સ્વામી આપ્યા વગર રહેશે નહિ. "**વિષ્ણુશર્મા**" કહે છે કે જે સેવક પોતાના સ્વામીના સ્વાર્થ માટે ખુશીથી માથું આપે છે તે સ્વર્ગમાં વાસ કરે છે અને વળી તેની કીર્તિ અક્ષય રહે છે એ કાંઈ ખોટું નથી, કેમકે જે ગતિ તપ કરવાથી તપસ્વીની થાય છે તે કરતાં પણ સારી ગતિ પોતાના સ્વામી માટે પ્રાણ આપનાર ચાકરની થાય છે, એ પણ ખોટું નથી. માટે "**કરીએ સેવા તો પામીએ મેવા**" એ કહેવત ખૂબ ધ્યા-નમાં રાખજો.

૨૯ તમને તમારા શેઠે સોંપેલા કામમાં પ્રમાણિકપણે ચાલો, કોઇ પ્રકારની ઠગાઇ કે વિશ્વાસઘાત ન કરો, તમારા શેઠની સઘળી એબો ઢાંકો અને પછી તમારે નોકરી મેળવવાની કશી જરૂર નથી, કેમકે તમે તમારા શેઠના વિશ્વાસપાત્ર ઠરશો તો પછી ભલેને તમારા શેઠની મીલકત હશે તોપણ તે તમારી જ છે એમ માનજો. **મતલબ કે "તમારો શેઠ તમોને દુઃખ રહેવા દેશેજ નહિ."**

૩૦ તમે નોકરી બજાવવામાં ફતેહમંદ થયા તો પછી તમને રોટલો મેળવવામાં મુશીબત પડશે નહિ, કેમકે સેવક પોતાના શેઠની

પ્રમાણિકપણે નોકરી બજાવી લીંબુના પાણી પેઠે મળી જાય છે તેને પછી તેનો શેઠ વધારે ચાહે છે; એ કાંઈ ખોટું નથી. માટે ધ્યાનમાં રાખજો કે **"જીસકે તાબે રીજીયે, ઉસ્કા કહ્યા કીજીએ."**

૩૧ પારકો પૈસો પોતાનો કરવો, મતલબ કે નોકરી મેળવવી એ કાંઈ નાની સુની અને સ્હેલી વાત નથી, પણ પુરતી હુશિયારીની છે. કામ કરવાની રીત, ચપળતા, પ્રમાણિકપણું, હુશિયારી અને મિલનસારપણું એ વગેરે સઘળા સદ્‌ગુણો ગ્રહણ કરવાની ખાસ જરૂર છે, અને એવા ગુણોથીજ પોતાની કિંમતમાં વધારો થાય છે.

૩૨ છેલ્લે તમે **ધ્યાનમાં રાખજો** કે રાજાની નોકરી કરવી તે શળી ઉપર સાથરો અથવા તો તલવારની ધાર ઉપર નાચ કરવા બરાબર છે, કેમકે રાજકાજના કામમાં બહુ સાવચેત રહેવું પડે છે. તેમાં જો ભુલ થઈ તો હાનિ થઇ પડે છે. માટે રાજ્યમા નોકરી કરવી તો પછી રાજાના હુકમ પ્રમાણે દરેક કામ સાવચેત રહીને કરવું, કેમકે શેઠના કામમાં ગફલત થઈ તો બરતરફી અને શિક્ષા બંને મળે છે, એ કાંઇ ખોટું નથી.





# પ્રકરણ ૨૩ મું.



## જીંદગી.



### દોહરો.

સમજ સમજ મન માનવી, મોત તણો ભય રાખ;
કાળ વિષે કર કાળજી, થવું બળીને ખાખ.
ન૦ ક૦

૧ યાદ રાખજો કે મોત તમારી પડોશમાં જ છે. તે તમોને હરકોઇ વખતે ઘસડીને લેઇ જતાં વાર લગાડનાર નથી. એક પળવારમાં તે આવી પહોંચશે એમ સમજીને તે આવ્યાની અગાઉ તમે પેલી દુનિયાનું કામ પાર પાડી લ્યો. કહેવત છે કે **"જીવને ડુંગર જેવડી આશા અને મરણ ત્યારે પગલાં હેઠ"** એ કાંઇ ખોટું નથી. કહ્યું છે કેઃ—

### ઇંદ્રવિજય છંદ.

રાખ થશે રણમાં બળીને બધી, કંચનના સરખી શુભ કાયા,
જાણ જશે જુવતી નર જોબન, છે ઘડીવારની વાદળ છાયા;

મંદિર માલ મજુસ મનોહર, મેલી જવી જગમાં બધી માયા,
પ્રિય સુણો **દલપત્ત** કહે, શુભ કામ કર્યું નર તેજ કમાયા.

વળી કહ્યું છે કેઃ—

**आछे दिन पीछे गये, हरसे किया न हेत;**
**अब पछताय क्या होत है, जब चिडियां चूग गयी खेत.**

એ પણ ખોટું નથી. માટે મોત આવ્યાની પેહેલાં પેલી દુનિયાનું કામ પાર પાડી લ્યો.

૨ વળી માણુસને પેદા થવાનો એકજ રસ્તો છે પણ તેનો નાશ થવાના હજારો રસ્તા છે. માટે વાંચનાર ! તું મરણુના ભયથી કાં ડરતો નથી ? જે માણુસ મોતનો ભય રાખે છે, અને જ્યારે ત્યારે પણ મોત તો આવવાનુંજ છે એમ જાણે છે તે પોતાની જીંદગી ખરાબ રીતે ગુજારતો નથી, કેમકે જે સ્થિતિમાં મરવું જોઇએ તે સ્થિતિમાં તૈયાર મનુષ્ય પોતાની હયાતીના વખતનો માઠો ઉપયોગ કરતો નથી, કારણુકે તે સારી પેઠે જાણે છે કે **"મરણુ પગલાં નીચેજ છે"** અને વળી તે એમ પણ જાણે છે કેઃ—

### કુંડળિયો.

ફીરે નગારા કાલકા, ક્ષણુભર છાના નાહિ,
કોઈ આજ કોઈ કાલ, કોઈ ઘડી પલકકી માંહિ;
ઘડી પલકકી માંહિ, સમજ લે મનવા મેરા,
ધરા રહે ધન માલ, જંગલમાં હોગા ડેરા;
**કહત દિન દરવેશ,** જગતસેં જીત મજારા,
ક્ષણુભર છાના નાહિ, કાલકા ફીરે નગારા.

એ કાંઇ ખોટું નથી. વળી કહ્યું છે કેઃ—

**છપ્પો.**

કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે ખટ માસે,
કોઇ વર્ષ દસ બાર, કોઇ પચીસ પચાસે;
કોઇ સાઠ સીત્તેર, કોઇ પોણોસો એંસી,
જે જાયુ તે જાય, નથી રહેવાનું બેસી;
જે નામ તેહનો નાશ છે, ધર્મ જ એવો ધારવો,
કવિ **સામળ** કહે મૂરખ કરે, ગદી દેહનો [1]ગારવો.

૩ વળી જે માણસ એવું સમજે છે કે મારે મરવું છે, તે માણસ જીવે ત્યાંસુધી સતોષથી રહે છે, કેમકે તે માઠાં કામોથી મોતનો ડર રાખી દૂર રહે છે, પણ જે માણસ પોતાને મરવું છે એમ ભુલી જાય છે તે પોતાનો કાળ ખુશીમાં ગુજારતો નથી, કેમકે તે માઠાં કૃત્યો કરતાં પાછી પાની હઠાવતો નથી, અને એવા વખતમાંજ કાળ તેને ઝડપી જાય છે. **ધ્યાનમાં રાખજો કે—**

**જેની ચાલે ધરતી ધ્રુજે, આભ ઉંડળમાં ભરતા;**
**જેની ફુંકે પર્વત ફાટે, તે નર દીઠા મરતા.**

**નર્મદ.**

**૪ યાદ રાખજો કે લીલું તે સુકું થવાનું, નવું તે જુનું થવાનું, ગરમ તે ઠંડું થવાનું, એવો પરમ કુદરતનો નિયમ છે. ત્યારે ગયેલાને માટે ખાલી બળાપો કરી પોતાના આત્માને શામાટે દુઃખ દેવું જોઇએ ? " અસ્તિ નાસ્તિ સૃષ્ટિનો અચળ નિયમ**

૧ ગારવો-ગર્વ.

છે" માટે ડાહ્યા મનુષ્યોએ ગઇ વસ્તુનો શોક કરવો નહિ. કહેવત છે કે "**નામ તેનો નાશ**" એ કાંઇ ખોટું નથી.

૫ કહે છે કે આપણે મોતની જ પડોશમાં વસીએ છીયે ત્યારે મોતથી ડરવું તે શા કામનુ? માણસ એમ જાણે છે કે મોત આપણી પાસે જ છે ત્યારે તો બેશક તેની પાસે જવાને તૈયાર રહેવું જોઇએ. મોત દૂર છે એમ જાણીને કાંઈ કામ બાકી રાખ્યુ હોય તો તે રહી જાય છે, કેમકે મોત આપણને વખત આપતું નથી પણ તે તો હરકોઇ વખતે લેઇ જાય છે. કહેવત છે કે "**મરણ વેળા ઓળખે નહિ.**" માટે માણસોએ મોત પાસે જ છે એમ જાણી આ લોક અને પરલોકમાં પ્રિય થઇ પડે તેવાં કામો કરી લેવાં જોઇએ.

૬ વળી માણસોએ એમ પણ નહિ જાણવું કે લાંબામાં લાંબી જીંદગી ભોગવવામાં સુખ છે પણ જીંદગીને સદા સત્ય કામો કરવાને કામે લગાડવામાં જ સુખ, માન અને ધર્મ છે, કેમકે સત્ય કામોનો બદલો મુઆ પછી પણ મળે છે અને વળી આ લોકમાં કીર્તિ રહી જાય છે. ધ્યાનમાં રાખજો કે:—

**કહેતે સો કરતે નહીં, ઓર મુંહકા બડા *લબાડ;**
**કાલા મુંહ લે જાયગે, સાંઇકે દરબાર.**

૭ વળી "**જીવવું થોડું ને જંજાળ ઘણો**" શામાટે રાખવો જોઇએ? કેમકે માણસ સો વર્ષ પુરૂં જીવી શકતું નથી

---

* મતલબ કે કહી કહીને થાક્યા છતાં જીવ ચેતતો નથી અને પાપ કર્મમાં પડી રહે ત્યારે સાંઈરૂપી પરમેશ્વરના દરબારમાં કાળું મ્હોડું લઇને જવાનો વખત આવે છે.

તો હજાર વરસનું જીવનાર હોય તેમ ફિકર ચિંતા અને પંચાતી શામાટે કરવી જોઇએ? "**જીવતા જીવને જંજાળ ઝાઝી**" એ તો ખરૂં છે પણ તે છતાં પોતાનુ પેલી દુનિયાનું સાર્થક કરતા જવું એજ સર્વોત્કૃષ્ટ કમાણી છે. **ધ્યાનમાં રાખજો કે:—**

**જીવ જીવકે આસરે, જીવ કરત હે રાજ;**
**તુલસી રઘુવિરકે આસરે, ક્યું બિગડેગા કાજ!**

૮ માટે મોત આવ્યાની અગાઉ બુરી ટેવો ત્યજી નીતિનો રસ્તો પકડવાથી યાદ રાખજો કે તમે આ અને પેલી બંને દુનિયામાં જીવતા જ ગણાશો, કેમકે મોત આવ્યા પછી તો કશું બનવાનુ નથી માટે "**આપ મુવા તબ ડુબ ગઇ દુનિયા**" એ કહેવત ધ્યાનમાં રાખી જે કામો સારાં છે તેજ દર પળે અને દર કલાકે કર્યા જજો. કેમકે:—

**જીવંતા જશ નહિ, જશ વિના નહિ જીવંત;**
**જશ લઇને જે ગયા, તે રવિ પહેલાં ઉગંત.**

૯ વળી વૃદ્ધપણું આવ્યું એટલે હાથ પગ રહી જાય છે, દાંત દૂર થાય છે, કાને સાંભળી શકાતું નથી, રૂપ કરૂપ થાય છે, મ્હોંમાંથી લાળ પડે છે, અવયવો અટકી પડે છે, ત્યારે સગાંસ્નેહીઓ દૂર ખસી જાય છે, સ્ત્રી સ્પર્શ કરતી નથી, એવાં એવાં અનેક તરેહનાં દુઃખો આવી પડે છે; તે વખતે માણસ મોતની ઇચ્છા કરે છે. પણ "**માગ્યું મોત આવે નહિ**" એ કહેવત મુજબ "**બુઢ્ઢા મોતને શોધે છે ત્યારે મોત જુવાનને શોધે છે**" એ કાંઇ ખોટું નથી. માટે ધર્મ કાર્ય કરવું તે છતી શક્તિએ કરી લેવું જોઇએ. "**દ્વારકો ભક્ત**" ચેતવણી આપે છે કે:—

## રૂચિરા છંદ.

ચેતી લે ચેત્યાનો અવસર, ફરી ફરી ક્યા મળશે રે,
જોબન જાતાં વાર ન લાગે, જરા આવીને ઢળશે રે;
ઢળશે ત્યારે નહિ રહે ધારણુ, થરથર કાયા ધ્રુજે રે,
માયાની અંધારી નાંખી, તેમાં કાંઈ નવ સૂજે રે. ૧

સૂજે ક્યાંથી સમજણુ ન મળે, કુટુંબ કબીલે વાહ્યો રે;
અવળે સવળે બંધે બાંધ્યો, હાથે સું બંધાયો રે;
કહો ભાઇઓ એને શુ કહિયે, મૂરખ મન નવ આણે રે;
દુર્મતિ આગળ કાંઈ ન સૂજે, આપે આપ વખાણે રે. ૨

એ કાંઈ ખોટું નથી. માટે હે શાણા વાંચનાર ! તું ચેતી લે.

૧૦ વળી જીંદગી એ એક મુસાફરી છે, અને મોત આપણુને રસ્તે બતાવે છે, કેમકે કાળ મનુષ્યનું હરણુ કરે છે અને પંચભૂતોને પાકી દિશા વિષે લેઇ જાય છે. આગળ પ્રજાનો સંહાર પણુ તેજ કરે છે, અને સર્વ પ્રાણિયોનો લય કીધા પછી કાળ જાગ્રત રહે છે એવો કાળ દુસ્તર છે. માટે કેવળ કાળજ બધાનું કારણુ છે. સબબ બુરાં કામો અને બુરી ઇચ્છાઓ તજવાથીજ માણુસનો છુટકારો થાય છે. **(મતલબ કે, મુવા પછી સુખી થાય છે.)** કહ્યું છે કેઃ—

## દોહરો.

જગત પડ્યુ મુખ કાળને, કેડા મોર જનાર;
ધંટીને ગાળે પડ્યા, દાણા લોટ થનાર.

(મળેલું.)

એ કાંઇ ખોટું નથી, માટે દરેક મનુષ્યોએ પોતાની જીંદગીનું સાર્થક કરી લેવું જોઇએ.

૧૧ વળી એક ગરીબમાં ગરીબથી તે ઠેઠ છત્રપતિ સુધી અને મોટા શાહજાદા સુદ્ધાંત સર્વને આખર વખતની લેહેરને શરણ થયા વિના ચાલવાનું નથી. કહેવત છે કે “**સૌને એક દીવસ મરવું છે**” એ કાંઈ ખોટું નથી, માટે મોત આવ્યા પહેલાં તમારૂં કામ પાર પાડી લ્યો. **ધ્યાનમાં રાખજો કે:—**

**દોહરો.**

ભલા ભલા જાતા રહ્યા, જઇશુ આપણ કાલ;
પવન લેહેરપર આવતો, ફુલે ભમતો કાળ.

ન૦ ક૦

૧૨ છેલ્લે તમે **ધ્યાનમાં રાખજો** કે જ્યાંસુધી આ દેહ રોગ વિનાની છે અને આપણા હાથમાં છે ત્યાંસુધીમાં આપણે આપણું હિત કરી લેવું જોઇએ, કેમકે મરણકાળ પાસે આવ્યા પછી કેમે કરી થવાનું નથી, માટે તમે ખૂબ **ધ્યાનમાં રાખજો કે:—**

**દોહરો.**

કાળા કેશ મટી ગયા, સર્વે બનિયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત! ચેત! નર ચેત!

ક૦ દ૦ ડા૦





# પ્રકરણ ૨૪ મું.

## ઈર્ષ્યા.

### દોહરો.

વણ [1]પાવકથી પરજળે, અદેખા તણું ઉર;
અન્ય તણી ઉત્કૃષ્ટતા, જોઇ ન શકે જરૂર.

ક૦ દ૦ ડા૦

૧ યાદ રાખજો કે મનશક્તિ છે તે માણસનો વજીર છે, દોલત છે તે માન છે, અને અદેખાઈ છે તે લોઢાના કાટ જેવી છે; વળી તે માણસનો ઘાણ કાઢ્યા સિવાય રહેતી નથી. દુનિયામાંના સર્વ ઝેરો કરતાં પણ અદેખાઈનું ઝેર વધારે ગણાય છે, કેમકે અદેખો માણસ બીજા માણસની સંપત્તિ અને વૈભવને જોઇને નાહક બળી મરે છે, એ કાંઈ ખોટું નથી; કારણ કે તેનો જાતિ સ્વભાવજ એવો હોય છે. કહ્યું છે કેઃ—

૧. પાવક એટલે અગ્નિ.

### મનહર છંદ.

ગાજે જ્યાં ગગન ઘન[1], જવાસા સુકાઈ જાય,
તરૂવર તો તમામ ફાલીને ફેલાય છે;
સૂરજની શોભા દેખી સર્વને સંતોષ થાય,
ઘૂડ તો ઘલાઇ મુખે ઘણાં ગભરાય છે;
અદેખાને ઉપદ્રવ કરે નહિ કોઈ તોય,
અદેખાનું શરીર સ્વભાવથી સુકાય છે;
સુણો રૂડા રાજહંસ દાખે **દલપતરામ,**
જેમ ફોસફરસ સ્વભાવે બળી જાય છે.

૨ વળી આંખમાં ગયેલો રેતીનો દાણો જે દુઃખ દે છે તે કરતાં પણ આંખમા રહેલી અદેખાઇ, આંખ અને દીલ એ બેઉને દુઃખ દે છે. માટે અદેખાઈ ત્યજો. કહ્યું છે કેઃ—

### દોહરો.

દિલમાં પ્રભુથી નવ ડરે, વિશેષ રાખે વેર;
અંતે તે હલકો પડે, ઝાઝું રાખી ઝેર.

ક૦ દ૦ ડા૦

૩ વળી એક અદેખો માણસ હમેશાં દુઃખી અને ચિંતાવાન રહે છે, કેમકે તેના મનમાં એમજ થયાં કરે છે કે ફલાણાને આટલો બધો વૈભવ, આટલી બધી દોલત અને આટલું બધું સુખ છતાં મારે કંઇ નહિ? પણ તે એટલું નથી સમજતો કે તેવો વૈભવ, તેવી દોલત અને તેવું સુખ તેના નસીબમાંજ નથી. તો પછી ક્યાંથી મળે? કહેવત છે કેઃ—

---

૧ ઘન એટલે વરસાદ.

**કર્મ વિનાનાં કાસણ્યાં, ને જાને શાનાં જાવાં?**
**કર્મમાં લખ્યાં દિવેલ, ને ઘી શાનાં ખાવાં?**

એ કાંઇ ખોટું નથી. માટે સૌથી સરસ રસ્તો તો એજ છે કે આપણને પરમેશ્વરે જે કાંઇ આપ્યું છે તેમાંજ સંતોષ માનવો. વળી સામો માણસ સંપત્તિવાળો હશે તો કોઇક દિવસ પણ આપણી વિપત્તિ ટાળશે, માટે ઇચ્છવું કે **"મારે ન હોય તો મારા પડોશીને પણ હજો"** એવું સમજીને ઇર્ષ્યા ત્યજવી.

૪ વળી પરમ કૃપાળુ પરમેશ્વરે સર્વને સરખાજ હકો આપ્યા છે. તેમા કોઇને ભાગ્યદેવી પ્રસન્ન હોય તો તે સુખ અને વૈભવ પામે છે અને કેટલાકને તો પુરી ભાખરી પણ મળતી નથી. માટે પોતાના નસીબમા હશે તો અનાયાસે આવી મળશે એમ સમજી પોતાનો ઉદ્યોગ ચાલુ રાખવો. **"સામાની હવેલી ભાળી પોતાની ઝુંપડી બળાય નહિ"** એ કહેવત ખૂબ ધ્યાનમાં રાખવી, અને તમારા નસીબમાં જે લખ્યું છે તેજ તમને મળવાનુ છે. **કવિ ગંગ** કહે છે કેઃ—

## કવિત.

જહાં ગંગ તરંગ પ્રવાહ ચલે, તહાં કૂપકો નીર પિયો ન પીયો,
જાકે હદે ભગવાન બસે, તહાં ઓરકો નામ લીયો ન લીયો;
કર્મ સુભાગ્ય સુપાત્ર મીલ્યો રૂ, કુપાત્રકું દાન દીયો ન દીયો,
**કવી ગંગ** કહે સુન શાહ અકબર, મૂરખ મિત્ર કિયો ન કિયો.

માટે સામાની સંપત્તિ જોઇને ખુશી થવું એમાંજ ડહાપણ છે, એમાંજ માન છે, અને એમાંજ સુખ છે; કેમકે **"ઇર્ષ્યા રાખનાર મનુષ્યને સંપત્તિ સાંપડતી નથી પણ વિપત્તિ વધે છે."** માટે ઇર્ષ્યાને હાંકી કહાડજો.

૫ તોપણ આટલું તો ખરૂં છે કે એક સારા માણસની કીર્તિ અને વૈભવ જેમ જેમ વધતાં જાય છે તેમ તેમ અદેખા માણસની અદેખાઈ પણ વધતી જાય છે, કેમકે જે સારા માણસ હોય તેજ અદેખાની આંખે આવે છે. અદેખો માણસ કોઇ સારા માણસનાં દુષણો કહેવા બેસે તેમાં ઉલટાં સારા માણસનાં વખાણ થાય છે, અને અદેખોજ નિંદાય છે. કહેવત છે કે **"સુરજ સામી ધૂળ નાંખે તેનીજ આંખમાં પડે"** એ કાંઇ ખોટુ નથી; કેમકે ખરા ખોટાનો જવાબ સાંભળનારનાં અંતઃકરણોજ આપે છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

દુર્જનકૃત નિંદા થકી, સજ્જન નવ નિંદાય;
રવિભણી રજ નાંખતાં, આપે અંધો થાય.

ક૦ દ૦ ડા૦

૬ માટે તમે ગમે તેવા મોટા દરજ્જાના અને કુળવાન હો તથાપિ કોઇ માણસને ધિક્કારની નજરે જોશો નહિ, કારણકે દરેક માણસ પોતે પોતાને સર્વ કરતાં સારો સમજે છે. કહેવત છે કે **"સૌ સૌના મન સવાશેર"** માટે કોઇની ઇર્ષ્યા કરવી નહિ.

૭ વળી એક ઇર્ષ્યાખોર માણસ વિનાકારણે ક્રોધ કરે છે. તે પોતાનું સામર્થ્ય જાણતો નથી, છતાં સામાના સામર્થ્ય વિષે ઈર્ષ્યા કરે છે. પોતે ઉદ્યોગી થતો નથી છતાં સામાનો ઉદ્યોગ જોઇ દાઝી મરે છે. પોતે વસ્તુ મેળવી શકતો નથી છતાં સામાને વસ્તુ મળે તેમાં તે રાજી થતો નથી, આવી ઇર્ષ્યાવાળા માણસો સદા અસંતોષી રહી ધિક્કારને પાત્ર થાય તેમાં શી નવાઇ? કહ્યું છે કેઃ—

**દોહરો.**

શકે નહિ ગુણુ મેળવી, રાખે હૃદયે રોષ;
અકળાઈ પર ઉપરે, મિથ્યા મૂકે દોષ.

ક૦ દ૦ ડા૦

એ કાંઈ ખોટું નથી; પણુ **ધ્યાનમાં રાખજો કેઃ—**

**દોહરો.**

પડતી ઇચ્છે પરતણી, ચડતી આપ ચહાય;
પણુ પાપી શુ કરી શકે ? ધાર્યું ધણીનું થાય.

ક૦ દ૦ ડા૦

૮ વળી એક અદેખો માણુસ **" આંખમાં કમળાવાળો પીળુ દેખે "** એ કહેવત મુજબ બીજાને પણુ પોતાના જેવોજ દેખે છે અને ઇર્ષ્યા કરે છે પણુ તેથી તો ઉલટો તેજ અદેખો ઠરે છે અને તેનુંજ દીલ દાઝે છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

અદેખા તણી આંખમાં, કમળા કેરો રોગ;
પીળુ દેખે પર વિષે, રોગ તણે સંજોગ.

ક૦ દ૦ ડા૦

એ કાંઇ ખોટું નથી, માટે અદેખાઇ ત્યજો.

૯ વળી દુનિયામાં જે કોઇ મોટામાં મોટો દુઃખિયો ગણાય છે તે ઇર્ષ્યાવાનજ હોય છે, કારણુકે કોઇ દુઃખી માણુસને કાંઇ રોગ થાય ત્યારેજ દુઃખ થાય છે પણુ એક ઇર્ષ્યાવાળો માણુસ તો બીજાના સુખ અને વૈભવના બળાપામાં સદાય દુઃખિયોજ રહે છે. પણુ તે એમ નથી જાણુતો કેઃ—

**દોહરો.**

આંચ ન આવે સાચને, બળે અદેખો આપ;
નિશ્ચે કોઇ સમે નડે, તેને તેનુ પાપ.

ક૦ દ૦ ડા૦

એ કાંઇ ખોટું નથી. માટે શાણા માણસોએ અદેખાઇ ત્યજવી.

૧૦ છેલ્લે તમે **ધ્યાનમાં રાખજો કે** જે માણસ ઇર્ષ્યા રાખે છે તે આ લોકમાં નિંદાય છે અને પરલોકમાં પણ દુઃખી થાય છે, કેમકે સામા માણસના અધિકાર, દ્રવ્ય, કે દરજ્જા વિષે તે ગમે તેટલી અદેખાઇ કરે તથાપિ તેથી ઈર્ષ્યા કરનારનુ કાંઈ વળતું નથી પણ “ **કરેગા સો પાવેગા** ” એ કહેવત મુજબ સામો પોતેજ નિંદાય છે. માટે તમે **ખૂબ ધ્યાનમાં રાખજો કે:—**

**દોહરો.**

પરમેશ્વર જો પાધરો, શત્રુથી શું થાય ?
પથરો ફેંકે પાપી પણ, ફૂલ થઇ ફેલાય.

ક૦ દ૦ ડા૦

એ કાંઈ ખોટું નથી. કહેવત છે કે–“ **જેનો પરમેશ્વર પાધરો તેનો વેરી આંધળો** ” એ નક્કી સમજજો.





# પ્રકરણ ૨૫ મું.

## મદ્યપાન.

### દારૂનું વ્યસન.

કુંડળિયો.

કીધી કેફ નર કેફીએ, ચાલ્યો ચૌટા બીચ,
ઠામ કુઠામ ગયો પડી, નહિ ચેત્યો તે નીચ;
નહિ ચેત્યો તે નીચ, કીચ લપટાણી કાયા,
ગર્થ હતો જે ગાંઠ, મૂરખ ખોઈ બેઠો માયા;
કહે કવિ દલપતરામ, પદવી નિર્લજ શિર લીધી,
ફોકટ થયો ફજેત, કેફ કેફીએ કીધી.

૧ યાદ રાખજો કે દારૂનું વ્યસન એ દરેક માણસની આબરૂને અતિ હાનિકર્ત્તા છે, કેમકે જ્યારે દારૂડીઆ કેફની અંદર બેશુદ્ધ થઇ માર્ગમાં પડે છે ત્યારે કુતરાની પેઠે એક બીજાને વળગે છે, ભુંડની માફક મોરીઓ કે સંડાસમાં આળોટે છે, તે વખતે તેને કશી તરેહનું ભાન હોતું નથી, તે ગમે તેમ બકે છે,

બોલવાનું પણ ભાન રહેતું નથી; તેથી આસપાસના માણસો ભેગા થઈ ચાળા પાડે છે અને ધૂળ કે કાંકરા ફેંકે છે. તેના મ્હોંમાંથી દુર્ગંધ અને લાળ તથા નાકમાંથી લીંટ અને આંખોમાંથી પાણી નીકળે છે, તે જોઇ લોકો થુ થુ કરે છે; અને અરવડીયાં ખાઈ ઊભા થવાનું મન કરે છે પણ ઊભા થવાતું નથી એ રીતે તેમની હાંસી થાય છે. વળી સરકારના કાયદા પ્રમાણે તે શિક્ષાને પાત્ર પણ થાય છે; માટે સમજુ માણસોએ શિર જાય તોપણ દારૂના વ્યસની થવું નહિ. "**દારૂ ખાતર દીનને વેચવી**" એ કહેવત જેવું કદી કરવું નહિ.

૨ "**મી. મિડહર્સ્ટ**" કહે છે કે દારૂબાજ દારૂ પીવા માંડે છે ત્યારથી તે પોતાની ઉમરનાં ½ એટલે અર્ધાં વરસો ઓછાં કરે છે. તેનુ મન, શરીરની શક્તિઓ અને પેદાશનો ત્રીજા ભાગ ગુમાવે છે. એ પ્રમાણે તેની બુદ્ધિ, કૌવત ને પેદાશમાં ઘટાડો થવાથી તે સારી મેહેનત કર્યાને બદલે કાવત્રાં કરતાં શિખે છે, અને તેથી તેની નીતિ બગડે છે ને મન કઠોર થાય છે. એ રીતે તે ખરાબીના ઉડા ખાડામાં પોતાનાં સગાંવહાલાં સહિત ફસી પડે છે, એ કાંઈ ખોટું નથી. માટે દારૂથી દૂર રહો.

૩ વળી કેફથી બુદ્ધિ મંદ થાય છે, મન ગુમ થાય છે, અંતઃકરણ કઠોર થાય છે, શરીરમાં નાના પ્રકારના રોગ થાય છે, દરિદ્રતા આવે છે, કુટુંબના સુખનો નાશ થાય છે, નીતિનો બગાડ થાય છે, આયુષ્ય ટુંકું થાય છે, અને છેલ્લે મુઆ પછી તેનો અમર આત્મા નરકમાં જઇ દારૂણ દુઃખ ભોગવે છે, એ કાંઈ ખોટું નથી.

૪ દરિયા કરતાં પણ દારૂ જબરો છે, કેમકે દરિયાએ જેટલા જણને

ડુબાવ્યા છે તે કરતાં દારૂએ વધારે જણને ડુબાવ્યા છે. માટે દારૂથી દૂર રહેજો. કહ્યું છે કેઃ—

**દોહરા.**

દારૂ દારૂણ દુઃખ કરે, અમલ કરે બેહાલ;
પરનારી પીડા કરે, ચલમ બગાડે ચાલ.
દારૂમાં દુર્ગણ યથા, તાડીમાં પણ તેમ;
માટે મિત્ર કરો નહિ, પીવા કારણ પ્રેમ.

**મગનલાલ.**

૫ વળી કોઇ પણ જાતનું દુર્વ્યસન રાખવાથી લોકોમાં અવિશ્વાસને પાત્ર થવાય છે, કામ ધંધો સુઝતો નથી અને લાખની લાજ કોડીની થઈ જાય છે. માટે કોઇ જાતનુ વ્યસન રાખશો નહિ. વળી વ્યસનીઓ પોતાની નાત વધારવાને વ્યસનથી અનેક નુકસાન છતાં ખોટા ખોટા ફાયદા બતાવે છે પણ તેથી તમે ઠગાતા નહિ. કહ્યું છે કે—

**દુહો.**

**સૌને સરખા કરવા ડોલે, બોલે વાત બનાવી;**
**નાક કટે જેમ નાત વધારી, ભોળાને ભરમાવી.**

**ચંદ્રમુખી નાટક.**

વળી એ વિષે **રણછોડ** કવિ શું કહે છે તે જુઓ '

**મનહર છંદ.**

ફેરી નિજ સોબતીને ફેફનો કરાવા શોખ,
ફંદમાં ફસાવતા બતાવી બહુ ફાયદા;
ફેરીનું તારણ કદી હોય ન કારણ કહુ,

ન પળાય નૃપ પરમેશ કેરા કાયદા;
નિપજે નઠારાં પરિણામ ઘણા પ્રસંગમાં,
સારા ખસી સંગમાંથી વસે તે ઇલાયદા;
રટે રણછોડ યશ આરોગ્યતા યોગ્યતાદિ,
એકાએક જાય કરી અગસ્ત્યના વાયદા.

એ કાંઈ ખોટું નથી. માટે સમજુ માણસોએ શિર જાય તોપણ કોઈ પ્રકારનું વ્યસન રાખવું નહિ.

૬ વળી મદ્યપાન કરવાથી ચિત્તને વિષે ભ્રાન્તિ થાય છે, અને પછી છાકટો બની ભ્રષ્ટ થઈ જાય છે. એ વિષે **"યદુવંશી ઠાકરસી સુત પ્રયાગજી"** એ પોતાના બનાવેલા **"પ્રમાણ સહસ્રી"** નામના ગ્રંથમાં એક દૃષ્ટાંત આપેલું છે, જે દારૂબાજોએ ખરેખર વાંચવા અને સાંભળવાયોગ્ય છે.

## દૃષ્ટાંત.

કોઇએ એક ભિક્ષુકને જોઇને પૂછ્યું કે શું આ તારી શિથિલ થયેલી ગોદડી છે? ભિક્ષુક કહે નહિ, એ તો માછલાં પકડવાની જાળ છે. ત્યારે કહ્યું કે તું શું માછલાં ખાય છે? તો કહે મદ્ય સહિત. ત્યારે શું તું મદ્ય પણ પીયે છે? તે કહે વેશ્યા સાથે. ત્યારે શું તું વેશ્યા પાસે પણ જાય છે? તો કહે શત્રુના માથા ઉપર પગ મુકીને. ત્યારે શું તારે શત્રુ પણ છે? તો કહે જેના ઘરમાં ખાતર પાડ્યું છે. ત્યારે શું તું ચોરી પણ કરે છે? તો કહે જુગાર રમવા માટે. ત્યારે શું તારામાં આ બધાં લક્ષણો છે? ત્યારે છેલ્લે તેણે કહ્યું કે ભ્રષ્ટ થયા પછી વિચાર કેવો?

વાંચનાર! જુવો મદ્ય પીધાથી કેવી સ્થિતિ થાય છે? માટે ડાહ્યા માણસોએ કદી પણ મદ્ય પીવો નહિ.

૭ **યાદ રાખજો** કે દારૂડીઆ માણસ પાસે રહેલો પૈસો પાયમાલ થઈ જતાં વાર લાગતી નથી, કેમકે દારૂનું વ્યસન એક વખત લાગ્યુ તો પછી કેમે કર્યું છોડી શકાતું નથી. વળી કોઈનો ઈતિબાર કોઇ કરતું નથી, તેથી તેને ધંધો કે નોકરી મળી શકતાં નથી વળી તેને કન્યા પણ મળતી નથી. એવાં એવાં અનેક તરેહનાં દુઃખો ઉભાં થાય છે, માટે જો તમે ડાહ્યા હો તો એ દુષ્ટ વ્યસનથી અવશ્ય દૂર રહેજો.

૮ વળી આ વાત પણ ખૂબ **ધ્યાનમાં રાખજો** કે મદ્યપાન કરનારનુ તન, મન, ધન અને આબરૂ એ સઘળાનો નાશ થવા ઉપરાંત મોટા નામાંકિત ડાક્તરોએ સિદ્ધ કરેલું છે કે મદ્ય પીનારને ૪૨ જાતના રોગ થાય છે. જેમાંના ઘણાખરાનાં નામ નીચે આપવામાં આવ્યાં છે.

નેત્ર વિકાર, મગજ વિકાર, ફેફસાનો વરમ, અંતઃકરણ, કોઠો, કાળજુ, અને મૂત્રાશયમાં બળતરા, ગળ, ખીલ, મસા, રાતાં ચાંદાં, ચાંદી (ટાંકી), લોહીનું જવું, કરમ વિકાર, થુંકમાં લોહીનું જવું, સરકો (સળેખમ), આંતરડાંના રોગ, નસોના રોગ, દમ, ખાંસી, ઈંદ્રિયોની ગતિનું મંદપણું, ગરમી, પક્ષાઘાત, મુચ્છા, ઉન્માદ (દિવાનાપણું), ફેફર (સોજો), અજીર્ણ, કમજોર, ધ્રુજરી, લેહેર, ધ્રુન, કોલેરા, મધુપ્રમેહ, ચિત્તભ્રમ, પિત્ત, ક્ષય, જલંધર, સંધીવા, કમળો, દરિયાઇ રોગ, જઠરનું મંદપણું (અરૂચિ), અતિ તરસ, બંધકોષ, ગડગુમડ, નામર્દાઇ, દાંતનું સજ્જડ થઇ જવું, આકસ્મિક મૃત્યુ, વૃદ્ધપણું જલદી પ્રાપ્ત થવું, પાંડુરોગ, ભયંકર સ્વપ્ન ઇત્યાદિ ઇત્યાદિ **અનેક** તરેહના રોગો થાય છે. માટે વાંચનાર! તેનાથી તો અવશ્ય દૂર રહેજો.

૯ એક વિદ્વાન ગૃહસ્થ કહે છે કે મદ્ય પીનાર છાકટો થઇ પરાધીનપણાને પાત્ર થાય છે અને તેનામાં ખૂન, વ્યભિચાર, બકવાદ, ચાડી, ચોરી ઇત્યાદિ અનેક દુર્ગુણો દાખલ થાય છે અને તેથી દારૂડીઓ માણસ આ લોકમાં ફજેત થાય છે તથા પરલોકમાં દુઃખી થાય છે, એ કાંઈ ખોટું નથી.

૧૦ છેલ્લે તમે આટલુ પણ **ધ્યાનમાં રાખજો** કે જો તમારે ગરીબ થવાની ઇચ્છા હોય પણ તેમ શી રીતે થવાય તે તમે જાણતા ન હો તો દારૂબાજ થાઓ, કેમકે તેથી તમે સ્હેલાઇથી દમડી વગરના થઇ શકશો. જો તમારે છેતરાવાની મરજી હોય તો મદ્ય પીયો એટલે તમે સ્હેલાઇથી ઠગાશો. જો તમારે તમારો પૈસો ઉડાવવો હોય તો દારૂબાજ થાઓ એટલે તમારો પૈસો જલદીથી ઉડાવી શકશો. જો તમારે તમારા મિત્રોના ધિક્કારને પાત્ર થવું હોય તો દારૂબાજ થાઓ એટલે તમે તમારા મિત્રને જલદીથી અણગમતા થઈ પડશો. અને છેલ્લે જો તમારે તમારા શરીરનો જલદીથી નાશ કરવો હોય તો દારૂબાજ થાઓ એટલે તમારૂં આયુષ્ય જલદીથી ઓછું થવા માંડશે; કેમકે દારૂ છે તે મોતનું મૂળીયું છે.

માટે હે શાણા વાંચનાર ! તું ગમે તેવી સ્થિતિમાં આવી ગયો હોય તથાપિ જીવ જાય તોપણ એવા દુષ્ટ દારૂની છાંટથી પણ છેટો રહેજે.





# પ્રકરણ ૨૬ મું.

## અભિમાન—અહંકાર.

### દોહરો.

અભિમાને દુ:ખ ઉપજે, અભિમાને જશ જાય;
મિથ્યા અભિમાને કદી, જીવનું જોખમ થાય.

ક૦ દ૦ ડા૦

૧ જે માણસ અભિમાની હોય છે તે હમેશાં બેવકુફ રહે છે, કારણકે તે પોતાની મગરૂબીમાં રહી હરકોઇ હુન્નર, કળા, કુશળતા કે વાતચિત સમજવાથી તદ્દન બેનસીબ રહી જાય છે; કેમકે હરકોઇ કામમાં કે વાતચિતમાં પોતે અજાણ્યો છતાં જાણીતો છે એવો ફાંકો રાખી જાણવાની જે તક મળે છે તેને તે પોતાની મેળેજ ગુમાવી દે છે, છતાં તે અભિમાન છોડતો નથી.

૨ વળી અભિમાનીનું મગજ જ્ઞાનથી તો ખાલી પણ મગરૂબીના પવનથી ભરેલું હોય છે. મગરૂબ માણસ મગરૂબીના કેફમાં ને કેફમાં કેવળ મૂર્ખજ રહે છે, કારણકે જે કામ પોતાને આવડતું નથી છતાં " એ તો મને ખબર છે અથવા એ તો મને

આવડે છે” એવું ખોટું અહંપદ ધારણ કરે છે. પણ દરેક માણસ મનમાં એવો ફાંકો ન રાખે કે અમે ઘણાજ ડાહ્યા છીએ તો ખચિત તેઓ ડાહ્યાજ નિવડે છે. માટે દરેક માણસોએ મગરૂબી ત્યજી ગરીબાઇ રાખવી.

૩ ધન, યૌવન, વિદ્યા, અને અમલ છતા પણ જે માણસ અભિમાન ન રાખે તેજ ખરો કહેવાય છે અને તેનેજ શ્રેષ્ઠ જાણવો. ધનમાં જેણે ગર્વ અને યુવાનીમા જેણે કામને જીત્યો તે સિંહ જેવા પુરૂષે સર્વ જગતને જીત્યો એમ સમજવું, એ કાંઇ ખોટુ નથી, કેમકે અભિમાન રાખનાર માણસના કોઇ વાર ભુડા હાલ થાય છે. કહ્યું છે કેઃ—

### દોહરો.

અભિમાનીને અંતરે, સ્વપ્ને પણ નહિ સુખ;
થાય વૃથા અભિમાનથી, દાવાનળ સમ દુઃખ.

કo દo ડાo

૪ વળી એક મૂર્ખને ઘણીજ સ્હેલી રીતે સમજાવી શકાય છે અને પંડિતને તેથી પણ વધારે સ્હેલી રીતે સમજાવી શકાય છે, પણ એક અભિમાની માણસને કોઇ પણ રીતે સમજાવી શકાતો નથી; કારણકે તે થોડું સમજવા છતાં પણ વધારે સમજવાનો ફાંકો રાખે છે. કહ્યું છે કેઃ—

### દોહરો.

અભિમાની મત આપનો, મૂકે નહિ તલ માત્ર;
તે માટે તેથી હઠે, શાણા લોક સુપાત્ર.

કo દo ડાo

૫ જે માણુસ અભિમાની છે તેને તમે ગમે તેવી રીતે સમજાવશો તથાપિ કોટી ઉપાયે પણુ તે પોતાનો ખોટો મત મૂકશે નહિ કારણુકે તે ગમે તેવી ઉંધી ચત્તી રીતે પણુ પોતાનો સિદ્ધાંત ખોટો નહિ કહે, માટે એવા અભિમાની સાથે નકામી માથાકુટ કરશો નહિ. કહ્યું છે કેઃ—

**દોહરો.**

અભિમાનીને ઉચરતા, છે સર્વ ગમ છૂટ;
અંતે આપણુ થાકીયે, કરતાં માથાકૂટ.

**ક૦ દ૦ ડા૦**

૬ વળી તમારા સારા કે માઠા ગુણોનો તોલ કરવાનુ કામ તમારૂં નથી પણુ સામા માણુસનુ છે, કારણુકે તમે ખરેખરા જેવા ગુણુવાળા માણુસ હો તે કરતાં પણુ વધારે લાયકીવાળા છો એવું વિચારવાથી તમને કાંઇ સુખ કે દિલાસો મળશે નહિ પણુ તેમાં તો તમે ઉલટા પોતેજ પોતાને ઠગશો. ઘણી નરમાશવાળું અને માન વગરનું માણુસ તેજ ઘણું સારૂં માણુસ કહેવાય છે. કહ્યું છે કેઃ—

**બડા બડાઇ ના કરે, ઓર બડા ન બોલે બોલ;**
**હીરા મુખસે કયું કહે, લાખ હમારા મોલ.**

૭ માટે જો તમે ખુબસુરત હો તો જાણુજો કે તેવા તમને ઇશ્વરે બનાવેલા છો, જો તમે ભણેલા હો તો જાણુજો કે કોઇના ભણાવ્યાથી ભણેલા છો અને જો તમે પૈસાદાર હો તો જાણુજો કે પૈસો તમને ઇશ્વરે આપેલો છે, એમ ધારીને એ વિષે કદી પણુ અભિમાન લાવશો નહિ. **ધ્યાનમાં રાખજો કે “ અહંકાર તો રાજા રાવણુનો પણુ છાજ્યો નથી.”** કહ્યું છે કેઃ—

### ઝુલણા છંદ.

ગર્વ જન જે કરે મોત વિના મરે, ગર્વથી હાનિ અતિશેજ થાયે;
ગર્વથી સારૂં થાયે નહિ કોઇનું, ગર્વથી આબરૂ સઘ જાયે;
ગર્વથી લોક ઘેલા બને છે બહુ, ગર્વથી કુળનો નાશ થાશે,
સહુ જનો જાણજ્યો અંતરે આણજ્યો, ગર્વથી લોકમાં લાજ જાશે.

**લલુભાઇ.**

૮ વળી માણસની બીજી બધી લાગણીઓ એકાંતરીયા તાવ જેવી છે, જે જલદીથી ઉતરી જાય છે પણ એક અભિમાન એ તો અણઉતાર તાવ જેવો છે. બીજા બધા જુસ્સાઓ આપણને વારંવાર છોડી દે છે પણ એક "**અડાઇ**" માણસને કદી પણ છોડતી નથી, એ કાંઇ ખોટું નથી.

૯ માટે પર્વતની વિકટ જગોમાં તેમજ જંગલમાં ફાડી ખાનારાં પ્રાણીઓ સાથે રહેવું એ સારૂં, પરંતુ ભલેને ઇંદ્રભુવનમાં પણ એક અભિમાની સાથે રહેવું સારૂં નહિ, કેમકે મગરૂબ માણસ પોતાનો મત મૂકતો નથી તેથી રખેને કદાચ એ દુર્ગુણ પાસે રહેનારને પણ વળગી જાય!

૧૦ વળી એક અભિમાની માણસ કરતાં પણ મૂર્ખ માણસ સારો, કેમકે એક મૂર્ખ માણસ ડાહ્યા માણસ પાસેથી જે જ્ઞાન લે તેના સોમે હીસ્સે પણ એક અભિમાની માણસ લેઇ શકતો નથી; કારણકે 'તે તો મને આવડે છે' એવા મગરૂબીના ધાંકામાંજ ગોથાં ખાયાં કરે છે.

૧૧ જે માણસ અહંકારની પીઠ ઉપર ચઢયો હશે તે લાજનાં પગથીયાં નીચેજ ચગદાયલો રહેશે; કેમકે તેને ભોગજોગે માન ન મળ્યું,

બેઠક ન મળી અને તેના કહેવા પ્રમાણે કબુલ ન કર્યું તો તુરત તેને પોતાની આબરૂ ગઇ એવું માઠું લાગશે, પણ તે નથી જાણતો કે મિથ્યાભિમાની જીવરામ ભટ્ટનો જીવ ગયો, લંકાનો જબરો રાજા રાવણ રોળાયો, અને વિભિક્ષણે રાજ્ય ખોયું એ કેવળ અહંકારનાજ પ્રતાપથી. માટે એવો બૂરો જે અહંકાર તેને પોતાના શરીરમાં જગા આપનાર માણસ કદી પણ સુખ પામતો નથી. કહ્યુ છે કેઃ—

### ભુજંગી છંદ.

અહંકાર જો રાવણે ખૂબ રાખ્યો,
ચડી ચોટમાં મોતનો સ્વાદ ચાખ્યો;
કર્યો વાંદરે હાલ બેહાલ કેવો,
અહંકારમાં સાર છે યાર એવો.

વળી કહ્યું છે કેઃ—

### મોતીદામ છંદ.

ગયો પડી રાવણનો પણ ગર્વ,
સભાપર શત્રુ થયા જન સર્વ;
નકી થયું પ્રાણતણું નુકસાન,
ભજો ભગવાન તજો અભિમાન.

ક૦ દ૦ ડા૦

વળી હરિદાસ શુ કહે છે તે જુઓ '

### કવિત.

અબ ચેતો અભિમાની, રહી થોડી જીંદગાની,
આયો અંજલીકો પાની, સોઇ બેગી બહી જાયગો;

ખબર નાંહિ છિનકી, કીજે કછુ આપનકી,
મનમેં રહી મનકી તો, પીછે પછતાએગા;
રાવનસેં રાજ છોડી, સંગ લે ગયે ન કોડી,
તું કીઉ મરત દોડી, મૂઢ માર ખાયગો;
મન માયા મદ મોહી, શાઠતીને પન ખોઈ,
**હરિદાસ** હરી ભજ, પ્રભુ પદ પાયગો.

૧૨ વળી ઘડપણ રૂપનુ હરણ કરે છે, આશા ધૈર્યનું હરણ કરે છે, મૃત્યુ પ્રાણનુ હરણ કરે છે, ક્રોધ લક્ષ્મીનું હરણ કરે છે, કામ લજ્જાનુ હરણ કરે છે, પણ એક અભિમાન તો પ્રાણ સુદ્ધાંતનુ હરણ કરે છે, માટે અભિમાનને ત્યજો. અભિમાની માણસ ઉપર અનેક તરેહના અનર્થો આવી પડતાં વાર લાગતી નથી.

૧૩ વળી એક અભિમાની માણસ કદાપિ ભોગજોગે કયાંય માન નહિ પામે તો પોતાના મગરૂબીના કેફની ઝુમમાં મિત્ર મટીને શત્રુ થઇ પડતાં વાર લગાડશે નહિ, કેમકે "**માની**" માણસ માન મેળવવાની તૃષ્ણામાંજ રહે છે પણ તેથી તો તેને માન મળવાને બદલે ઉલટું અપમાન મળે છે, તે તો તે જાણતો નથી; માટે જો તમારે માન મેળવવું હોય તો અભિમાન ત્યજો કહ્યું છે કે:—

**દોહરો.**

માણસને અભિમાનથી, મળે ન કદીયે માન;
ઉલટું અપમાનજ મળે, નક્કી ઠરે નાદાન.

ક૦ દ૦ ડા૦

૧૪ "**કોલ્ટૉન**" કહે છે કે અહંકારી માણુસ ઘણી વાર ખોટા હિસાબ કહાડે છે, અને તેથી પણ વધારે વાર ખોટા તર્ક કરે

છે; કેમકે ગર્વિષ્ટ માણસ બીજાનાથી પોતે ઘણો મોટો હોય એમ ધારીને બીજાઓથી દૂર રહે છે, અને એટલે છેટેથી જોતાં બીજાઓ છેક તેને નાના જણાય છે, પણ એ ભુલી જાય છે કે એ છેટાને લીધે બીજાઓને પણ તે નાનોજ દેખાય છે. માટે વાચનાર ! તું કદી પણ અભિમાની થઇશ નહિ. "**અખો ભક્ત**" કહે છે કેઃ—

### છપ્પો.

**તું તારૂં મન ન્હાનું પ્રીછ, શાને મોટમ લે છે શીશ;**
**ઝીણું મળીને મોટું થાય, મોટું કણકા થઇને જાય;**
**અખા વાત વિચારો વિદ્યે, રિદ્ધિ ઘણી રહે છે નિદ્યે.**

૧૫ "**પોપ**" કહે છે કે અલ્પજ્ઞાન હાનિકારક છે. વિદ્યારૂપી ઝરામાંથી કાંતો મોટા ઘુટડાના ઘુટડા પીયો ને કાંતો પીયોજ નહિ, કેમકે એ ઝરામાંથી થોડુ પીવાથી મગજમાં કેફ રહે છે ( કારણ કે થોડુ જાણવાથી અભિમાન આવે છે ) અને પુરૂં પીવાથી કેફ ઉતરી જાય છે ( મતલબ કે અભિમાન ઉતરી જાય છે ) એ કાંઇ ખોટું નથી; માટે અભિમાન ત્યજો. છેલ્લે ધ્યાનમા રાખજો કેઃ—

### દોહરો.

જે જન પામે પૂર્ણતા, તે ન કદી ફુલાય,
પૂરણ ઘટ છલકાય નહિ, અપૂર્ણ ઘટ છલકાય.

( મળેલું. )





# પ્રકરણ ૨૭ મું.

## મૂર્ખનાં લક્ષણો.

### દોહરો.

મૂરખ માથે શીંગડાં, નહિ નિશાની હોય;
સાર અસાર વિચાર નહિ, જન તે મૂરખ જોય.

ક૦ દ૦ ડા૦

૧ યાદ રાખજો કે વિદ્વાનોએ ડાહ્યા માણસોને સમજાવવાના અનેક ઉપાયો બતાવ્યા છે, પણ એક મૂર્ખને સમજાવવાનો રામબાણ જેવો એક પણ ઉપાય બતાવ્યો નથી, એ વાત ખરી છે, કેમકે આપણે હરકોઇ પ્રકારે એક ડાહ્યા માણસને સ્હેલથી સમજાવી શકીએ છીએ, પણ મૂર્ખને સમજાવી શકતા નથી. કહેવત છે કે "મૂર્ખને ઉપદેશ આપનારને કલેશ" અથવા તો "જ્ઞાનીસે જ્ઞાની મિલે તબ બાત બાત ઓર બાત, મૂરખસે મૂરખ મિલે તબ લાત લાત ઓર લાત" એ કાંઇ ખોટું નથી. માટે ધ્યાનમાં રાખજો કે:—

**મૂરખની વાતો બળી, જે વાતે ઘર જાય;**
**પંડિતકી લાતો ભલી, જે લાતે ઘર થાય.**

૨ એક ડાહ્યો માણુસ બોલવાની અગાઉ વિચાર કરે છે પણ એક મૂર્ખ માણુસ તો બોલ્યા પછી વિચાર કરે છે, કેમકે ડાહ્યો છે તે "**પાણી પહેલાં પાળ બાંધે છે**" અને મૂર્ખ માણુસ "**આગ લાગ્યા પછી કુવો ખોદાવે છે**" કારણુકે તેનામાં વિચાર કરવાની સમજણુ હોતી નથી. માટે "**મૂર્ખનું મળવું અને માંકડાનું દળવું**" એ બંને બરાબર ગણાય છે.

૩ મૂર્ખાઓ ડાહ્યા માણુસોથી જે જ્ઞાન લે તે કરતાં ડાહ્યા માણુસો મૂર્ખાઓના બોલવાથી વધારે જ્ઞાન મેળવે છે, કેમકે મૂર્ખ દોષ ગ્રહણુ કરે છે અને ડાહ્યો ગુણુ ગ્રહણુ કરે છે. કહેવત છે કે "**ડાહ્યા ગુણુ ખોળવામાં રોકાય છે અને મૂર્ખ ખોડ શોધવામાં રોકાય છે**" એ ખોટું નથી.

૪ એક મૂર્ખ તે ખરેખર મૂર્ખજ, કેમકે મૂર્ખને માથે શીંગડા કે કાંઇ નિશાની હોતી નથી; પણ વગર કારણે ગુસ્સે થનાર, અ-જાણ્યાપર વિશ્વાસ રાખનાર, વગર બોલાવ્યો અથવા વગર અર્થનુ બોલનાર, આળસુ, પારકી પંચાતી કરનાર, જરા જરામા પોતાના વિચારો બદલનાર, થોડુ સમજીને ઘણું સમજવાનો ડોળ રાખ-નાર, બેસવાની ડાળ ઉપરજ કુહાડો મારનાર, ઇત્યાદિ ઇત્યાદિ અવગુણવાળો હોય તેજ મૂર્ખ કહેવાય છે. કહ્યું છે કે:—

**છપ્પા.**

વણુ પૂછ્યાથી વેણુ, ઘણાં બોલે તે ઘેલો,
ખોદી ખાડો ખુબ, પડે પંડે પણુ પહેલો;

न કર્યાનું કરી નિત્ય, ચિત્ત ચેતી નવ ચાલે,
પરન્તુ પોતાતણું, ઘણુ ઘેલો ઘર ઘાલે;
વળી વહેલો વળગે વાદમાં, છેલ્લો છેક છુટો પડે,
દિન દિન દિલમાં **દલપત** કહે, ઘાટ ઘણા ઘેલો ઘડે

૫ **"ગાંડાનાં ગામો કાંઈ જુદાં વસતાં નથી."** ગાંડો તે ગાંડોજ, કેમકે જેનામાં કાંઇ અક્કલ ન હોય તે ગાંડોજ ગણા છે; જેને ખરા ખોટાની ખબર નથી, સાચ કિંવા જૂઠની પરીક્ષા નથી, સાચી શિખામણ કે સારા કામો કરવાની જેનામાં તાકાત નથી; કેમકે કોઈ સારી શિખામણ આપે તો ઉલટા ખેદ પામે છે. કહેવત છે કે **"ગાંડા પાસે ગાંડ ધરી તો કુહાડાનો ઘા"** એ કાંઇ ખોટું નથી. કહેવાય છે કે **"ગાંડા લોક તે ગામમાં વસે ને ખાસડું મારે ત્યારે ખડખડ હસે"** એવાં લક્ષણ વાળા હોય તેજ ગાંડા કહેવાય છે. કહ્યું છે કે:—

**દોહરો.**

જગ મધ્યે જૂદાં નથી, ગાંડા જનનાં ગામ;
ગુણહીણા તે ગાંડિયા, કીમે **દલપતરામ.**

૬ **"મૂર્ખની મિત્રાઇ ને જીવના જોખા"** એ કહેવત મુજબ મૂર્ખની મિત્રાઇ કરવાથી પસ્તાવું પડે છે માટે તમે મૂર્ખ સાથે મિત્રાઇ કરશો નહિ, કેમકે સો સજ્જન સાથે શત્રુતાઈ સારી પણ એક મૂર્ખ સાથે દોસ્તી નહિ સારી. માટે કહ્યું છે કે:—

**મૂરખ સાથે ગોઠડી, પગ પગ હોત વિનાશ;**
**મૂરખને પ્રતિબોધતાં, સામો થાય સંતાપ.**

૭ એક મૂર્ખ માણસનાં હસવા જેવાં લક્ષણો જોઈને સામા માણ

સને પણ હસવું આવ્યા વગર રહેતું નથી. પણ તે એમ નથી જાણતો કે મૂર્ખાઓને ખરૂ ખોટુ સાંભળવાને કાન તો ખુલ્લા હોય છે, પણ તે ખરૂં છે કે નહિ તે પારખવાને આંખો સદા બંધ હોય છે, માટે **"ગાંડા સાથે જાવું ને ગાંઠનું ખાવું"** એવું કરશો નહિ. **ધ્યાનમાં રાખજો કે:--**

**મૂરખ મન મમતા કરે, હું રળું ને સૌ ખાય;**
**સૂકા કાષ્ટમાં જીવડો, તેને પાણી કોણ પાય !**

૮ વળી એક મૂર્ખ માણસ પોતાની મૂર્ખાઇને લીધે અજ્ઞાનતાથી સગાં-સબંધી કે સ્નેહીઓમા જુઠું બોલવા જાય છે તેની જેટલી હાંસી થાય તે કરતા પણ જો તદબીરો કરી તેની સમાધાની કરવા જાય તો તેની તેથી પણ વધારે હાંસી થાય છે, કેમકે પોતાના બોલવામાં પોતે જ ફસાઈ જાય છે. કહેવત છે કે **"બોબડો બોલ સુળચંદ બોલ્યો"** એ કાંઈ ખોટું નથી.

૯ છેલ્લે **ધ્યાનમાં રાખજો** કે જે બોલાવ્યા વિના જાય છે, પૂછ્યા વિના બોલે છે, જેનુ ચિત્ત સ્થિર નથી, જે કામ વિષે પારકા ઉપર દોષ મૂકે છે તેજ કામ પોતે આચરે છે, સત્યાસત્યની જેને કશી ખબર નથી, ગુણ કયા અને અવગુણ કયા, તેની જેને ખબર નથી એ જ મૂર્ખો કહેવાય છે, અને તે નીચેનાં લક્ષણ-વાળો હોય છે. કહ્યું છે કે:—

## "એ મૂરખનો રાય."

### દોહરા.

આખાની આશા થકી, અરધો તજવા જાય;
ખૂએ બને ખાંતથી, એ મૂરખનો રાય.　　　૧

વણપૂછ્યો વાણી વદે, વણબોલાવ્યો જાય;
વિવેકને નહિ ઓળખે, એ મૂરખનો રાય. ૨
વગર કારણે આમ તેમ, ખાલી ધક્કા ખાય;
ઉદ્યમ કાંઇ કરે નહિ, એ મૂરખનો રાય. ૩
ધોળું દેખી ધસમસે, ઉજ્વળ જોઇ અંજાય;
પોત જોઇ નવ પીરસે, એ મૂરખનો રાય. ૪
મોચીની સાથે લડી, જુત્તા વિના જાય,
પેસે કાંટા પાયમાં, એ મૂરખનો રાય. ૫
કરજ કરી ધન વાવરે, ફુલાવ્યો ફૂલાય;
વળતી વિમાસણ કરે, એ મૂરખનો રાય. ૬
કરી ભરોંસો કર્મનો, કહે કર્મથી જ થાય;
આપ તજે ઉદ્યોગને, એ મૂરખનો રાય. ૭
ગુણ તો એક જણાય નહિ, અવગુણ ગણ્યા ન જાય;
મિથ્યા માન ધરે ઘણું, એ મૂરખનો રાય. ૮
જેની સંગતથી કદી, એકાદું દુખ થાય,
વળી તેની સાથે વસે, એ મૂરખનો રાય. ૯
પરનારીની પ્રીતમાં, લપટ થઈ લપટાય;
જર જશ ને જોબન ખુએ, એ મૂરખનો રાય. ૧૦





# પ્રકરણ ૨૮ મું.

## ત્રણ ચીજો.

**દુનિયામાં કઇ કઇ ત્રણ ચીજો ઉપયોગી અને બીનઉપયોગી છે તે આ પ્રકરણમાં બતાવેલું છે.**

૧ દુનિયામા જર, જોરૂ, ને જમીન એ ત્રણે લડાઈ ઉઠાવનારાં ગણાય છે એ કાંઇ ખોટુ નથી. કહેવત છે કે "**જમીન જોરૂ ને જર, એ ત્રણે ટટાનાં ઘર.**"

૨ દુનિયાનો કારોબાર ત્રણ વસ્તુથી ચાલે છે. અક્કલ, અમલ, અને ડોળડમાક. તેમાં અક્કલ વિચારવંતને માટે, અમલ અધભણેલાને માટે અને ડોળડમાક ઉપરથી જોનાર અજ્ઞાન માણસને માટે.

૩ દુનિઆમાં પ્રિય લાગનારાં ત્રણ છે:—પારકું ધન હરણ કરવામાં પાંગળો, પારકી સ્ત્રીને કુદૃષ્ટિએ જોવામાં આંધળો, અને પારકી નિંદા કરવામા મુગો.

૪ સુધરેલા માણસના સદ્ગુણો ત્રણ છે:—જ્ઞાન, કરકસર, અને ઉદ્યોગ, કેમકે એ ત્રણે ગુણો જ્યાં હોય ત્યાંજ દોલત એકઠી થાય છે.

૫ બુદ્ધિવાનનાં ત્રણ હથિયાર ગણાય છેઃ-વાંચવું, લખવું અને શીખવું.
૬ આપણી સંભાળ રાખનારાં ત્રણ છેઃ-વિચાર, બુદ્ધિ અને અક્કલ.
૭ મોટાઈ ખોનારાં ત્રણ છે—આળસ, રોગ અને સ્ત્રીની સેવા.
૮ ખરાબી કરનારા ત્રણ છેઃ—કરજ, રોગ અને અગ્નિ; કેમકે એ ત્રણેનો લેશ માત્ર રહેલો ભાગ પળ વારમાં મોટી ખરાબી કરનારો થઇ પડે છે માટે એ ત્રણે જ્યાંસુધી ન વધ્યા હોય ત્યાંસુધીમાં તેનો અટકાવ નહિ કરનાર ગમે તેવો બળવાન હોય તથાપિ તેનાથી તે માર્યો જાય છે.
૯ સ્વર્ગમાં જવાના રસ્તા ત્રણ છે—સુકાળમા માન આપવાથી; દુકાળમા દાણા આપવાથી અને જંગલમા પાણી આપવાથી.
૧૦ હકીમના ત્રણ ગુણ—પુછવુ પ્રીતથી, જોવું રીતથી અને દવા આપવી ચિત્તથી
૧૧ નેક ઓરતના ત્રણ ગુણ—ઘરની સંભાળ, સ્વામીની સેવા અને બચ્ચાની કેળવણીની કાળજી.
૧૨ બદકાર બાયડીના ત્રણ અવગુણઃ—ખર્ચમા વધારો, આબરૂમા ઘટાડો અને બચ્ચાંઓની ખરાબી.
૧૩ હમેશા કષ્ટ અપનારા ત્રણ છે.—ક્રુરતા, કૃતઘ્નતા અને કૃપણતા.
૧૪ વિના અગ્નિએ બાળનારા ત્રણ છેઃ—ક્રોધ, કપૂત અને કલેશ.
૧૫ નાશવંત ત્રણ છે—માલ, ખજાનો અને જીંદગી.
૧૬ દુનિયામાં ત્રણ જણ હમેશા દુઃખી થાય છેઃ—નાદાન, નાહિંમતવાન, અને બૂરાં કામ કરનાર.
૧૭ ત્રણ ચીજો માણસમાં પુરતી હોતી નથીઃ—અક્કલ, આકીન, અને ઈશ્વરની ઓળખાણ.

૧૮ પરદેશ જવાથી ત્રણ વસ્તુ પ્રાપ્ત થાય છેઃ-વિદ્યા, કળા અને ધન.

૧૯ દુનિયામાં મોટાં કષ્ટ ત્રણ છેઃ-દુ.ખ, દરિદ્રતા અને પરઘેર રહેવું.

૨૦ તત્કાળ નાશ પામનારાં ત્રણ છે:-નદીને તીરે વૃક્ષ, મત્રી વિનાનો રાજા અને પારકા ઘરમાં સ્ત્રી.

૨૧ ધનની સાથે ત્રણ વસ્તુ જાય છે-માન, બુદ્ધિ અને કાન્તિ.

૨૨ મિત્રના ત્રણ ગુણ-દુઃખમાં, દુકાળમાં અને રાજ્યદ્વારે સહાય કરવી.

૨૩ દુનિયામા યાત્રાનાં સ્થળ ત્રણ છેઃ-માતા, પિતા અને ગુરૂ.

૨૪ દુનિયામાં કરેલો ઉપકાર ભુલી જનારાં ત્રણ છેઃ-પરણેલો પુત્ર માને, શિખવેલો શિષ્ય ગુરૂને અને રોગ મટ્યા પછી રોગી વૈદ્યને.

૨૫ ઘરની ગુપ્ત વાત પ્રસિદ્ધ થવાના ત્રણ દ્વાર છે-અનાડી સેવક, અજ્ઞાન સ્ત્રી અને અસાવધતા.

૨૬ દુનિયામા વેપાર શિખવાનાં ત્રણ દ્વાર છેઃ-વાચન, વાતચિત અને નિરીક્ષા.

૨૭ દુનિયામાં ત્રણ ચીજો કોઈથી દૂર કરી શકાતી નથીઃ-બાદશાહોની અક્કલની ખામી, સગાંવહાલાંની દુશ્મનાઇ અને ધંધાવાળાની અદેખાઇ.

૨૮ કવિતાના ત્રણ ગુણઃ-નીતિ, વિદ્યાવૃદ્ધિ અને સદાચરણમાં પ્રીતિ.

૨૯ જગતમાં ત્રણ મોટા ગણાય છેઃ-ઇશ્વર, રાજા અને ગુરૂ.

૩૦ મૂર્ખના ત્રણ અવગુણઃ-બેસવાની ડાળ ભાંગવી, કરજ કરીને વરો કરવો અને વગર વિચારનાં કામ કરવાં.

૩૧ રાજાઓમાં ત્રણ જ્ઞાન જોઇએ-નીતિશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર અને તર્કશાસ્ત્ર.

૩૨ જગતમાં ત્રણ વસ્તુ ત્રણ વસ્તુ વિના મેળવી છકાતી નથીઃ– ઇનસાફ વિના બાદશાહી, અક્કલ વિના ઇનસાફ અને વિદ્યા વિના અક્કલ.

૩૩ રાજાની તીજોરી ત્રણ પ્રકારે તર થાય છેઃ–અદલ ઇનસાફ, ખેતીનો સુધારો અને નિમકહલાલ નોકર.

૩૪ રાજાઓએ ત્રણ વાત હમેશાં તપાસવીઃ–નોકરોનું કામ, લશ્કરને ખોરાક અને રૈયતની ચર્ચા.

૩૫ મંત્રીનાં ત્રણ કામઃ–રાજ્ય અને રૈયત વચ્ચે એકસંપી રાખવી, રાજ્યની ઉપજ ખર્ચનો હિસાબ પક્કો રાખવો અને ખેતી વગેરે લોકોપયોગી કામમાં મદદ કરવી.

૩૬ ત્રણ વસ્તુ મેળવ્યા વગર રહે તેની જીંદગી વ્યર્થ જાય છે –બાળવયમાં વિદ્યા, યુવાનીમાં ધન અને વૃદ્ધાવસ્થામાં ધર્મ.

૩૭ ત્રણ વસ્તુ ત્રણ જણા પાસેથી મેળવવાની આશા કદી રાખવી નહિઃ–નબળાઓથી ફત્તેહ, આળસુઓથી મદદ અને કૃપણ પાસેથી ધન.

૩૮ પ્રમાણિકપણાથી ત્રણ વસ્તુ હાંસલ થાય છેઃ–નચિંતાઇ, નિર્ભયતા અને સલામતી.

૩૯ જગતમાં ત્રણ ગયાં સારાંઃ–તાવ, તામસ અને તલાટી.

૪૦ જગતમાં ત્રણ આવ્યાં સારાંઃ—વહાણ, વિવાહ ને વરસાદ.

૪૧ ઇનસાનનો આધાર ત્રણ વસ્તુ ઉપરજ છેઃ—શ્વાસ, જ્ઞાન અને કામ.

૪૨ દુનિયામાં ત્રણ વસ્તુઓથી સંતોષ પમાતો નથીઃ—સુખ, જીંદગી, અને જ્ઞાન.

૪૩ ઇશ્વર મેળવવાના ત્રણ રસ્તા છેઃ—બૂરાં કામોથી વેગળાઇ, સાચી ભક્તિ અને સત્યતા.

૪૪ જગતમાં નાખુશી પેદા કરનારાં ત્રણ છેઃ—નસીબ ઉપર રાજી થવું, એકઠું કરી રાખવાની કોશીશ કરવી અને ઇશ્વરની ભક્તિ નહિ કરવી.

૪૫ જગતમાં ત્રણ મોટી બલાઓ ગણાય છેઃ—ભુંડી ઓરત, ભુંડાં પડોશી અને ભુંડાં છોકરાં.

૪૬ જગતમાં ખુશી પેદા કરનાર ત્રણ છેઃ-સંતોષ, ઉદ્યોગ અને સરલતા.

૪૭ પરદેશમાં સુખી થવાનાં ત્રણ લક્ષણ છેઃ—સદાચરણ, સચ્ચાઈ અને નમ્રતા.

૪૮ જગતમાં ત્રણ વસ્તુ દૂર કરવાની ઔષધી મળતી નથીઃ—આળસ, સ્વભાવ અને ઘડપણ.

૪૯ જગતમાં ત્રણ ન કર્યા સારાં પણ કર્યા નહિ સારાંઃ-વ્યાકરણ વિનાનું ભણવું, ભાગેલી હોડીવડે તરવું અને રોગ વિના ઔષધ લેવું.

૫૦ **યાદ રાખજો** કે ગરીબનાં દુઃખો ટાળ્યા સિવાય નામ પ્રસિદ્ધ થતું નથી, સ્વભાવને શાંત રાખ્યા સિવાય કામ સિદ્ધ થતું નથી અને દાન કર્યા સિવાય માન મળતું નથી.

૫૧ જે કોઈ માણસ ઓરત સાથે લડે અને ફાવે નહિ, કામનો પ્રારંભ કરે અને પાર પડે નહિ, અને વાવણી કરે પણ કાપણી કરે નહિ તેને હુશિયાર જાણવો નહિ.

૫૨ **યાદ રાખજો** કે જે અયોગ્ય કર્મમાં પ્રીતિ રાખે તે છતી આંખે પણ આંધળો છે, જે હિતનાં વચન સાંભળે નહિ તે છતે કાને પણ બહેરો છે અને જે વખત વિચારીને બોલતો નથી તે વાચા છતાં પણ મુગો છે.

૫૩ નીચની સોબતથી ત્રણ વસ્તુ જાય છેઃ—આબરૂ, ધન અને જીંદગી.

૫૪ જગતમાં ત્રણની પરીક્ષા ત્રણથીજ બરાબર થઇ શકે છેઃ—અગ્નિથી સોનાની, સોનાથી સ્ત્રીની અને સ્ત્રીથી પુરૂષની.

૫૫ જગતમાં મદ ઉત્પન્ન કરનારાં ત્રણ છેઃ—ધન, અમલ અને વિદ્યા.

૫૬ જગતમાં વૃદ્ધિ પામનારાં ત્રણ છે.—અનુભવથી ડહાપણ, કસરતથી બળ અને વિવેકથી માન.

૫૭ જગતમાં દ્રવ્યનો નાશ કરનારાં ત્રણ છેઃ—આળસ, કુબુદ્ધિ અને કુચ્છંદ.

૫૮ જગતમાં પ્યાર ઉપજાવનારા ત્રણ છે.—હિંમત, નમ્રતા અને સ્નેહ

૫૯ સુવર્ણ સમ પૃથ્વીના ફુલ ત્રણ જણા લે છે'—શૂરો, વિદ્વાન્ અને સેવા કરીને સ્વામીને પ્રસન્ન કરનાર સ્ત્રી.

૬૦ જગતમાં ધિક્કારવાયોગ્ય ત્રણ છેઃ—ક્રુરતા, કૃતઘ્નતા અને મગરૂરી.

૬૧ દુનિયામાં ત્રણ વસ્તુને કબજામાં રાખનાર વીરલાજ હોય છેઃ—સ્વભાવ, જીભ અને ચાલચલગત. **ધ્યાનમાં રાખજો કેઃ—**

**(૧) સ્વભાવ હોય બૂરો તેનો થાય ચૂરો.**

**(૨) જીભ હોય ઝેરી તેનો મુલક બધો વેરી.**

**(૩) ચાલ હોય ખરાબ તેજ પીયે શરાબ.**

૬૨ દુનિયામાં ગુસ્સો ચડાવનારા ત્રણ છેઃ—હિંમત, વાજું અને વચનબાણ.

૬૩ સુખમાં વૃદ્ધિ કરનારાં ત્રણ છેઃ-સદ્ગુણી સ્ત્રી, સુમિત્ર અને સારી વિદ્યા.

૬૪ જગતમાં ત્રણ પ્રકારના ખરેખરા ઉદાર ગણાય છેઃ-નવીન પુસ્તકો વાંચવાને આંખથી, સાચી વાતો સાંભળવાને કાનથી અને વાપરવાને વિવેકથી જે ઉદાર હોય તેજ ખરો ઉદાર કહેવાય છે.

૬૫ મિત્રાઇ કરવાને નાલાયક ત્રણ છેઃ—કુડો, કપટી અને કુલક્ષણવાળો.

૬૬ દુનિયામાં શોભા વધારનારાં ત્રણ છેઃ—ખુબસુરતી, સાલસપણું અને સ્વતંત્રતા.

૬૭ દુનિયામાં સંગ્રહ કરવાલાયક ત્રણ છેઃ—સુમિત્રો, સંતોષ અને આરોગ્યતા.

૬૮ દુનિયામાં ત્યજવાલાયક ત્રણ છેઃ—મિથ્યા ભાષણ, આળસ અને મસ્કરી.

૬૯ દુનિયામાં નિર્ધન ત્રણ છેઃ—સ્ત્રી, સેવક અને કંજુસ.

૭૦ દુનિયામાં અનર્થ કરાવનારાં ત્રણ છેઃ—કામ, ક્રોધ અને લોભ.

૭૧ દુનિયામા ત્રણથી કદિ અંતરપટ રાખવો નહિઃ—સદ્‌ગુણી સ્ત્રી, વિશ્વાસુ નોકર અને પ્રમાણિક મિત્ર.

૭૨ ધર્મના પ્રકાર ત્રણ છેઃ—દયા, દાન અને દીનતા એજ ધર્મ.

૭૩ રાજાઓએ ત્રણ સાથે કદી એકાંત કરવી નહિઃ—મૂર્ખ, આળસુ, અને ખુશામતીઓ.

૭૪ સંતાપ ધરવાથી ત્રણ વસ્તુ જાય છેઃ—રૂપ, બળ અને જ્ઞાન.

૭૫ રાજાઓએ ત્રણ અવસ્ય ત્યજવાં જોઇએઃ—ક્રોધ, લોભ અને અન્યાય.

૭૬ ત્રણનો તત્કાળ નાશ થાય છેઃ—જરતો ખોરાક ખાવાથી રોગનો, કુસંપથી લક્ષ્મીનો અને લડાઇથી જાનમાલનો.

૭૭ ત્યજવાલાયક ત્રણ છેઃ—પરધન, પરનિંદા અને પરસ્ત્રી

૭૮ જગતમાં ત્રણ જણાને સુખ હોતું નથીઃ—જેનું ખેતર નદીને કાંઠે, જેની સ્ત્રી પારકે હાથે અને જેને ઝાઝું કરજ માથે.

૭૯ જગતમાં એજ સત્ય મનુષ્ય કહેવાય કે જે, અતિસુખ પ્રાપ્ત થયે બ્હેકી જતો નથી, બીજાને દુઃખ થતું જોઇને રાજી થતો નથી, અને આપ્યા પછી સંતાપ ધરતો નથી.

૮૦ સંગ્રહ કરવાલાયક ત્રણ છેઃ-સારાં પુસ્તકો, સારા ગુણો અને સારા પુરૂષોની સંગત.

૮૧ પાસે રહેનારાને વશ થનારાં ત્રણ છેઃ-રાજા, સ્ત્રી અને જાનવર.

૮૨ યાદ રાખજો કે આશા ધૈર્યનો નાશ કરે છે, ક્રોધ લક્ષ્મીનો નાશ કરે છે અને કૃપણતા કીર્તિનો નાશ કરે છે

૮૩ જગતમાં જીવતા છતાં મુઆ ત્રણ ગણાય છેઃ-આળસુ, કંજુસ અને મૂર્ખ.

૮૪ જગતમાં ઉતાવળે કરી લેવાનાં ત્રણ છેઃ-ફાટેલાને સાંધવું, રૂઠેલાને મનાવવું અને ધર્મ.

૮૫ દુનિયામા વશ રાખવાલાયક ત્રણ છેઃ-મન, સ્ત્રી અને વ્યાકુળતા.

૮૬ ધણી વિનાનાં નાશ પામનારાં ત્રણ છે. સ્ત્રી, ઢોર અને મીલકત. કહેવત છે કેઃ—

**(૧) "ધણી વિનાનાં ઢોર સુનાં."**

**(૨) "નાથ વિનાની નાર તેને વંઠતાં શી વાર."**

**(૩) "માલિક વિના માલ જાય."**

૮૭ જગતમાં બીજાનું બુરૂં ચાહી પોતાનુજ ભલું કરનારા ત્રણ છે— કંજુસ, કપટી અને કુલક્ષણા.

૮૮ જગતમાં ભરોસો નહિ રાખવાલાયક ત્રણ છેઃ-રાજા, જુઠો, અને ભુખ્યો; કેમકે જુઠો જાળમાં ફસાવે છે, ભુખ્યો પ્રાણ લે છે અને રાજા સર્વસ્વ લઇ લે છે.

૮૯ દુનિયામાં ત્રણ જણ પાસે જુઠું બોલનાર પોતાનો સ્વાર્થ ખોઇ બેસતાં વાર લગાડતો નથીઃ-રાજા, ગુરૂ અને વૈદ.

૯૦ ઉતાવળે પ્રસિદ્ધ થનારાં ત્રણ છેઃ-સખાવત, સ્ત્રીને કહેલી ગુપ્ત વાત, અને જાર કર્મ.

૯૧ જગતમાં થોડા હોય તોપણ ઘણા વર્તાનારાં ત્રણ છેઃ-જાર કર્મ, કરજ અને જુદાઈ.

૯૨ દુનિયામાં અમૃત સમાન ત્રણ વસ્તુઓ લાગે છે. સગાં વહાલાંનો મેળાપ, શિયાળાનો તાપ, અને રાજાઓનુ માન.

૯૩ દુનિયામાં અપમાન નહિ સહન કરનારા ત્રણ છેઃ-સિંહ, સારો પુરૂષ, અને હાથી; કારણકે તેઓનુ જે ઠેકાણે એકાદ વાર જો અપમાન થયુ તો તે ઠેકાણે પાછાં કદી પણ આવતાં નથી.

૯૪ દુનિયામાં ધિક્કારને પાત્ર થયા છતાં પણ પોતાનુ ઠેકાણું નહિ છોડનારાં ત્રણ છે -શ્વાન, કાગડો અને નિર્લજ.

૯૫ દુનિયામાં ઠગ ત્રણ છેઃ-પશુમાં શિયાળ, પક્ષીમાં કાગડો અને મનુષ્યમાં હજામ.

૯૬ સંસારથી કંટાળેલાને આનંદ આપનારાં ત્રણ છેઃ-સ્ત્રી, બાળક અને સાધુ.

૯૭ ઘરમાં ભરાઇ રહેનારા ત્રણ છેઃ-આળસુ, બીકણ અને લોભી.

૯૮ ત્રણ જણને વારંવાર બોલાવવા નહિઃ-કામમાં પડેલો પારધી, એકાંતમાં બેઠેલો પંડિત અને મૂર્ખ.

૯૯ ત્રણ જણને સુતાં જગાડવાં નહિઃ-રાજા, મધમાખ અને પારકું કુતરૂં.

૧૦૦ મિત્રાઈનાં મૂળીયાં ત્રણ છેઃ-મળતો સ્વભાવ, સંપ અને સત્કાર.

૧૦૧ મિત્રાઈ તોડાવનારાં ત્રણ છેઃ-માંહોમાંહે લેણદેણ, ક્રોધભરેલી વાણી અને વિશ્વાસઘાત. કહેવત છે કે **"જ્યાં ભાણા વહેવાર ત્યાં નાણા વહેવાર સારો નહિ."**

૧૦૨ અલ્પ સુખ આપનારાં ત્રણ છેઃ–વાદળાંની છાયા, દુષ્ટની મિત્રાઈ અને સ્ત્રીનું યૌવન.

૧૦૩ દુનિયામાં ધનની ગતિ ત્રણ છેઃ–દાન, ભોગ અને નાશ. તેમાં ધ્યાનમાં રાખજો કે પેહેલી બે ન થઈ તો ત્રીજી તો અવશ્ય થવાનીજ.

૧૦૪ જ્યાં જાય ત્યાં પોતાનો દેશ કરી બેસનારા ત્રણ છેઃ–વિદ્વાન, પરાક્રમી અને અક્કલબાજ.

૧૦૫ વિચારના પ્રકાર ત્રણ છેઃ–પોતાનો કરેલો, બીજાનો લીધેલો અને સામાને પોતાનો વિચાર આપેલો તે.

૧૦૬ પોતાનાજ આધારપર જીવનારા ત્રણ છેઃ–સિંહ, સત્પુરૂષ અને શૂરો

૧૦૭ પારકા આશ્રયપર જીવનારાં ત્રણ છેઃ–સ્ત્રી, બાળક અને બીકણ.

૧૦૮ જગતમાં ત્રણ જણને ત્રણ વસ્તુ પ્રાપ્ત થવાથી બહુ ખરાબી થાય છેઃ–મંદાગ્નિવાળાને ભારે ભોજન, નીચને ભારે હોદ્દો અને દુર્બુદ્ધિવાળાને ભારે રાજ્ય.

૧૦૯ રાજ્યરૂપી વૃક્ષનાં ફળ ત્રણ છેઃ–યશ, પુણ્ય અને સુખ.

૧૧૦ માણસો વિવેક વિના ચોર, સંપ વિના કાતર અને ઉત્સાહ વિના આળસુ જલદીથી થાય છે.

૧૧૧ જ્ઞાન વૃદ્ધોના ઉપદેશથી મળે છે, પ્રતિષ્ઠા રાજાની સેવાથી મળે છે અને યશ દાનથી મળે છે.

૧૧૨ કુલટા સ્ત્રી, કુમિત્ર અને કપટી એઓની પ્રીતિ વિજળીના ચમકારા સમાન છે, કેમકે તે ઉત્પન્ન થઇ કે તુરત નાશ પામે છે.

૧૧૩ જ્ઞાનોદય, વેપારોદય અને દેશોદય કરવામાં સંપીલા માણસોની બહુ જરૂર હોય છે.

૧૧૪ મોટાઇ મેળવી આપનારા ત્રણ છેઃ–ઉદ્યોગ, સખાવત અને ઇશ્વરની ભક્તિ.

૧૧૫ સખાવત ત્રણ પ્રકારે થાય છેઃ–તન, મન અને ધનથી.

૧૧૬ વિવેકના સ્થંભ ત્રણ છેઃ–સત્યતા, નમ્રતા અને મધુર વાણી.

૧૧૭ જેની દોલત જાય તેનું ઘણું જાય, જેનો દોસ્ત જાય તેનું તેથી પણ વધારે જાય, પણ જેની હિંમત જાય તેનું તો સઘળું જાય.

૧૧૮ બીમારી લાવનાર ત્રણ છેઃ–આળસ, અનિયમિત ખોરાક અને અસ્વચ્છતા.

૧૧૯ સ્થિર નહિ રહેનારાં ત્રણ છેઃ–દુર્ગુણ, સદ્‌ગુણ અને વખત.

૧૨૦ મનશક્તિ છે તે માણસનો વજીર છે, દોલત છે તે માન છે, પણ અદેખાઈ છે તે લોઢાના કાટ જેવી છે; કેમકે તે માણસનો ઘાણ કાઢ્યા સિવાય રહેતી નથી.

૧૨૧ માણસની હુશિયારી ત્રણ વાતમાં વખણાય છેઃ–ધર્મમાં વાકેફગાર, દુઃખમાં ધીરજ અને ગુજરાન ચલાવવામાં યુક્તિઓ વાપરવી.

૧૨૨ આળસથી ત્રણ વસ્તુઓ જાય છેઃ–વિદ્યા, હુન્નર અને અક્કલ.

૧૨૩ જગતમાં ત્રણ વસ્તુ ફળદાયક છેઃ–દેવતાનું વચન, વિદ્યા અને ધર્મ.

૧૨૪ લોક ત્રણ છેઃ–સ્વર્ગ, નરક અને પાતાળ.

૧૨૫ દુનિયામાં ફર્યા વિના ફળદાયક નહિ થનારાં ત્રણ છેઃ–ઘંટી, ઘાણી અને ઉઘરાણી એ ત્રણે ફરે પાકે.

૧૨૬ જગતમાં ત્રણ વસ્તુ સાચી માનવી નહિ.–ઓરમાઈ માનુ હેત, ગણિકાની લાજ અને વ્યસનીની પ્રીતિ.

૧૨૭ વિદ્યા વિનાનો બ્રાહ્મણ, સૈન્ય વિનાનો રાજા અને ધન વિનાનો વણિક એ કદી પણ શોભતા નથી.

૧૨૮ દ્રવ્યહીણ મનુષ્યોનો ગણિકા ત્યાગ કરે છે, અપાળક રાજાનો પ્રજા ત્યાગ કરે છે, અને ફળ વિનાના ઝાડનો પક્ષીઓ ત્યાગ કરે છે.

૧૨૯ જગતમાં ખારીલા ત્રણ છેઃ–પંડયો, પાડો ને કુતરો, એ ત્રણે જાત કજાત.

૧૩૦ જગતમા સંપીલાં ત્રણ છેઃ–નાગર, કાગડ ને કુકડો એ ત્રણે જાત સજાત.

૧૩૧ જગતમાં ફોગટીયાં ત્રણ છેઃ–ડોશી, જોષી ને વટેમાર્ગુ, એ ત્રણે ફોગટીયાં.

૧૩૨ દુનિયામાં રોકડીઆ ત્રણ છેઃ—વૈદ્ય, વેશ્યા અને વકીલ, એ ત્રણ રોકડીઆ.

૧૩૩ વકીલના ત્રણ ગુણઃ–સત્યતા, સમયસૂચકતા અને સતોષ.

૧૩૪ જુવાનીની કદર વૃદ્ધ જાણે છે, તદોરસ્તીની કદર આજારી જાણે છે, અને નચિંતાઈની કદર કંગાળો જાણે છે.

**૧૩૫ યાદ રાખજો કે મોટી આગ ઓલવી જરા ચીણગારી જતી મેલવી, વિદ્વાન મિત્ર ત્યજીને મૂર્ખની મિત્રાઇ કરવી અને સાપને મારીને તેના બચ્ચાને પાળવું એ અક્કલવંત મનુષ્યોનું કામ નથી.**

૧૩૬ **યાદ રાખજો કે** મોટાઇ, પંડિતપણું અને કુલિનતા એ જ્યાં-સુધી શરીરમાં કામ ઉત્પન્ન થયો નથી, ત્યાંસુધીજ ટકી રહે છે. કહેવત છે કે **कामातुराणां न भयं न लज्जा** ॥ મતલબ કે **"કામાતુર ન ઓળખે, લોભી ન ગણે લાજ"** એ કહેવત ખરી છે. કહ્યું છે કેઃ—

### દોહરા.

**કામી કુળ ન ઓળખે, લોભી ન ગણે લાજ;**
**મરણ વેળા ન ઓળખે, ભુખ ભરખે અખાજ.**

સત્ય શીલ ડહાપણુ ગયું, ગયુજ નિર્મળ નામ;
સૌ વેતે પુરે ગયુ, જ્યારે પ્રગટયો કામ.
પુત્ર મિત્ર વ્હાલો નહિ, નહિ રત્ન નહિ દામ;
પ્રિય પિતા વ્હાલો નહિ, જ્યારે પ્રગટયો કામ.
નાત જાતનો ભય નહિ, નહિ ગોત્ર ગુણગ્રામ.
રાજ્ય પ્રજાનો ભય નહિ, જ્યારે પ્રગટયો કામ.

**સામળભટ.**

૧૩૭ જગતમાં ત્રણથી પાછા હઠી જવું:–વહેતું પાણી, મહાન પુરૂષનો ગુસ્સો, અને સળગતી આગથી દૂર રહેવું.

૧૩૮ સુખથી સુનારા ત્રણ છેઃ–સત્યવાન, સંતોષી, અને સારાં કામ કરનાર.

૧૩૯ ત્રણ વસ્તુ નુકસાનકારક સમજવીઃ–ક્રોધાયમાન સ્ત્રી, અગ્નિનો ભડકો અને કડાઇનું છિદ્ર.

૧૪૦ શત્રુનો નાશ કરનારાં ત્રણ છેઃ–હિંમત, હથિયાર અને દારૂગોળો.

૧૪૧ પુજવાયોગ્ય ત્રણ છેઃ–માબાપ, રાજા અને ગુરૂ.

૧૪૨ ત્યજવાલાયક ત્રણ છેઃ–કલંક ઓરત, કપુત છોકરો અને કુટિલ મિત્ર.

૧૪૩ નાશ નહિ પામનારા ત્રણ છેઃ–આકાશ, સૂર્ય અને પૃથ્વી.

૧૪૪ ત્રણને ઘરમાં રાખવાંઃ–છોરૂ વિનાની બ્હેન, નિમકહલાલ નોકર અને પ્રમાણિક મિત્ર.

૧૪૫ કામી ત્રણ વસ્તુથી ભ્રષ્ટ થાય છેઃ–લક્ષ્મી, પ્રાણ અને કીર્તિ.

૧૪૬ સુધારાના સ્થંભો ત્રણ છેઃ–જ્ઞાન, કરકસર અને ઉદ્યોગ.

૧૪૭ ઉદ્યોગનાં અંગભૂતો ત્રણ છેઃ–વાંચન, વાતચિત અને નિરીક્ષા.

૧૪૮ માન મેળવવાના મુખ્ય રસ્તા ત્રણ છેઃ–(૧) સામાને માન આપવું, (૨) સૌ સાથે સંપીને ચાલવું અને (૩) પ્રમાણિક થવું.

૧૪૯ જગતમાં ત્રણ કાચાં સારાંઃ–નાર, ચાર ને ચાકર એ ત્રણ કાચાં ભલાં.

૧૫૦ જગતમાં ત્રણ પાકાં સારાંઃ–પાન, પટેલ ને પ્રધાન એ ત્રણ પાકાં ભલાં.

૧૫૧ દુનિયામાં ત્રણ જણા હમેશાં હાડમાર થાય છેઃ–કજીયાખોર, ખોટા ભભકો રાખનાર અને નિંદાખોર.

૧૫૨ જેને દયા નથી તે દૈત્ય છે, જેને લાજ નથી તે ખુની છે અને જેને લાગણી નથી તે પાપી છે.

૧૫૩ ઇર્ષ્યાવાળાને પારકો નાશ વહાલો હોય છે, નિર્દયને અનીતિ વહાલી હોય છે, અને આળસુને ગદાઇ વહાલી છે.

૧૫૪ શાક ખાધાથી રોગ વધે છે, દુધ ખાધાથી શરીર વધે છે અને ઘી ખાવાથી ચરબી વધે છે, માટે એ ત્રણે અતિશય ખાવાં નહિ.

૧૫૫ ધનનો કાતર કૃપણ ગણાય છે, મનનો કાતર અવિશ્વાસુ ગણાય છે અને કામનો કાતર આળસુ ( એદી ) ગણાય છે. માટે આળસુ થવું નહિ.

૧૫૬ પૈસા કરતાં પણ વધારે કિમતી ત્રણ છેઃ—ઓલાદ, ઇજ્જત અને અક્કલ.

૧૫૭ દુનિયામા મોટી કસોટી ત્રણ છે—ભેદની કસોટી જ્ઞાન, કજાતની કસોટી અમલ અને કંગાળની કસોટી પૈસો છે.

૧૫૮ જગતમાં ત્રણથી દૂર રહેવાય તો વધારે સારૂઃ—દુશ્મન, દુષ્ટ અને દોજખ.

૧૫૯ ગધેડામા મુખ્ય ગુણો ત્રણ છેઃ—ભાર સ્હેવો, હડવું નહિ, અને સતોષ રાખવો.

૧૬૦ જગતમાં કાળના પ્રકાર ત્રણ છેઃ—ભૂત, ભવિષ્ય અને વર્તમાન.

૧૬૧ ધર્મના કાંડ ત્રણ છેઃ—કર્મકાંડ, જ્ઞાનકાંડ અને ઉપાસના.

૧૬૨ સ્રીની જાતિ ત્રણ છે.—મુગ્ધા, મધ્યા અને પ્રૌઢા.

૧૬૩ જીંદગીના ભાગ ત્રણ છેઃ—બાળાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા.

૧૬૪ દરેક વસ્તુના વર્ગ ત્રણ છેઃ—ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ.

૧૬૫ સ્રીના પ્રકાર ત્રણ છેઃ—કુંવારી, સધવા અને વિધવા.

૧૬૬ દિવસના ભાગ ત્રણ છેઃ—સવાર, બપોર અને સાંજ.

૧૬૭ ગણિતના પ્રકાર ત્રણ છે.—અંક, બીજ અને રક્ષા.

૧૬૮ કર્મ ત્રણ પ્રકારનાં છેઃ—સંચિત, ક્રિયામણ અને પ્રારબ્ધ અથવા તો નિત્યકર્મ, નૈમિત્તિકકર્મ અને કામકર્મ.

૧૬૯ હમેશાં ત્રણની ગરજ વધારે પડે છેઃ—રાજાની, ન્યાયની અને પૈસાની.

૧૭૦ રાજ્ય ચલાવવામા ત્રણ વસ્તુની પુરી જરૂર પડે છેઃ–રાજાની, સરદારની અને કાયદાની.

૧૭૧ ગુણના પ્રકાર ત્રણ છેઃ–રજોગુણ, તમોગુણ અને સત્વગુણ.

૧૭૨ દર્શન ત્રણ પ્રકારનાં છેઃ–સ્વપ્નદર્શન, ચિત્રદર્શન અને સાક્ષાત્દર્શન.

૧૭૩ નાડીના પ્રકાર ત્રણ છેઃ–આદિ, મધ્ય અને અંત.

૧૭૪ રોગનાં મૂળ ત્રણ છેઃ–વાત, પિત્ત અને કફ.

૧૭૫ કલાકના ભાગ ત્રણ છેઃ–કલાક, મિનિટ અને સેકંડ.

૧૭૬ હિંદુઓમાં દેવ ત્રણ છેઃ–બ્રહ્મા, શિવ અને વિષ્ણુ

૧૭૭ બ્રાહ્મણને ત્રણ ચીજ બહુ વ્હાલી હોય છેઃ–પાણી, પત્થર ને પાંદડાં.

૧૭૮ જનોઈ પેહેરવાનો હક્ક ત્રણનેજ મળે છેઃ–બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય.

૧૭૯ વ્યાપાર કરવામાં ત્રણ ચીજની પુરી જરૂર છેઃ–હામ, દામ અને ઠામ.

૧૮૦ ગરદન મારવાયોગ્ય ત્રણ ગણાય છેઃ–**"ઉંચા જોયો બળદીયો, નીચા જોઈ નાર, એકલહટો વાણીઓ, એ ત્રણને ગરદન માર."**

૧૮૧ દરેક વસ્તુનાં રૂપ ત્રણ છેઃ–નક્કર, પ્રવાહી અને હવાઇ.

૧૮૨ શક ચલાવનારા ત્રણ થઈ ગયા છેઃ–શાલીવાહન, વિક્રમ અને યુધિષ્ઠિર.

૧૮૩ વિજ્ઞાનશાસ્ત્રના ભાગ ત્રણ છેઃ–યાંત્રિકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્ર.

૧૮૪ માણસને ત્રણ વસ્તુ પાયમાલ કરે છેઃ–જુઠાઈ, કરજ અને કપટ.

૧૮૫ ગુજરાતી અક્ષરોના પ્રકાર ત્રણ છેઃ–મુળાક્ષર, બારાક્ષરી અને જોડાક્ષર.

૧૮૬ ગુજરાતી શબ્દાલંકારના પ્રકાર ત્રણ છેઃ–ઝડ, ઝમક અને અક્ષરસગાઇ.

૧૮૭ દરેક ભાષામાં વાતચિત કરતાં હમેશાં ત્રણ પુરૂષ આવે છેઃ–બોલનાર, સાભળનાર અને જેના વિષે બોલવામાં આવે તે.

૧૮૮ ત્રણ અપશુકનીયાં ગણાય છે.–ગીધ, ગધેડો અને ઘુવડ.

૧૮૯ રાજ્યની સ્થિતિ ત્રણ છે–જય, સમાધાની અને નાશ.

૧૯૦ ભણવાના પ્રકાર ત્રણ છેઃ–વાંચવું, લખવું અને શિખવું.

૧૯૧ વિલાયતમાં પાર્લામેન્ટની સભા ત્રણ બંધનથી થયેલી છેઃ–રાજા, અમીર અને રૈયતથી.

૧૯૨ બેશરમ ત્રણ છેઃ–દરવાન, સરવાન અને ગદ્દેવાન.

૧૯૩ હિંદુસ્તાનમાં મોટામાં મોટાં શહેરો ત્રણ છેઃ–મુંબાઇ, મદ્રાસ અને કલકત્તા.

૧૯૪ વરસના ભાગ ત્રણ છેઃ–શિયાળો, ઉનાળો અને ચોમાસુ.

૧૯૫ ઉમરની ગણત્રીના પ્રકાર ત્રણ છેઃ–દિવસ, માસ અને વરસ.

૧૯૬ હલકાઇ બતાવનાર ત્રણ છેઃ–વખત વિનાનુ હસવું, સ્ત્રી સાથે લડવું અને નીચની સેવા કરવી.

૧૯૭ નકામાં ત્રણ છેઃ–ઇનસાફ વિનાનો રાજા, અક્કલ વિનાનો ઇનસાફ અને વિદ્યા વિનાની અક્કલ.

૧૯૮ દુશ્મનના હાથમાં જલદીથી સપડાઇ જનાર ત્રણ છેઃ-કિલ્લા વગરનો રાજા, મદ વગરનો હાથી અને દાઢ વગરનો સર્પ.

૧૯૯ અકળ ત્રણ છેઃ-ઇનસાફ વિનાનો રાજા, પાણી વિનાનાં વાદળાં અને શાહી વિનાનો ખડીઓ.

૨૦૦ ત્રણ જેમ સાદાં તેમ સારાંઃ-દાદ, દાવો ને પ્રશ્ન.

૨૦૧ ત્રણથી ત્રણનો વધારો થાય છે-અનુભવથી અક્કલ, કસરતથી બળ અને ઉદ્યોગથી કળ.

૨૦૨ પાણીનાં રૂપ ત્રણ છેઃ-પ્રવાહ, વરાળ અને બરફ.

૨૦૩ મીઠી નિદ્રા આપનારાં ત્રણ છેઃ-સંપ, સતાન અને શાંતિ.

૨૦૪ માણસના પ્રકાર ત્રણ છે.-મરદ, સ્ત્રી અને વ્યંડળ.

૨૦૫ ત્રણ જણાને ઠગ જાણવાઃ-માણસમાં ચાડીઓ, પક્ષીમાં કાગડો, અને પશુમા શિયાળ.

૨૦૬ વિદ્યા શીખવાના પ્રકાર ત્રણ છેઃ-ખત, મેહેનત અને બુદ્ધિ.





# પ્રકરણ ૨૯ મું.

## ઉપયોગી સવાલ જવાબ.

સવાલ—દુનિયામાં ડાહ્યો કોણ?
જવાબ—જે પોતાને શિખવે તે.
સવાલ—મોટામાં મોટો તવંગર કોણ?
જવાબ—જે પોતાને મળ્યું હોય તેમાં સંતોષ રાખે તે.
સવાલ—સૌથી બળવાન કોણ?
જવાબ—જે પોતાને જીતી શકે તે.
સવાલ—જગતમાં જીત્યું કોણ?
જવાબ—જેણે પોતાના મનને જીત્યુ તે.
સવાલ—જગતમાં માન કોણ પામે છે?
જવાબ—જે બીજાને માન આપે તે.
સવાલ—મનુષ્યનો જીવ લેનારો મોટો રોગ કયો?
જવાબ—ચિંતા, કેમકે "ચિંતા કરતાં ચિત્તા ભલી."
સવાલ—જગતમાં મોટો દરિદ્રી કોણ?
જવાબ—જેણે તૃષ્ણા છોડી નહિ તે.

સવાલ—જગતમાં જીવતો મુઓ કોણ?

જવાબ—જેને કાંઇ ઉદ્યમ ન હોય તે.

સવાલ—જગતમાં આંધળો કોણ?

જવાબ—જે કામાતુર હોય તે, કેમકે ઘુવડ તો રાત્રે પણ દેખી શકે છે અને પક્ષીઓ દિવસે પણ દેખી શકે છે; પરંતુ એક કામાંધ માણુસ તો દિવસ કે રાતના કોઇ પણ ભાગમાં દેખી શકતો નથી. કહેવાય છે કે:—

**કામી કુળ ન ઓળખે, લોભી ન ગણે લાજ;**
**મરણ વેળા ન ઓળખે, ભુખ ભરખે અખાજ.**

સવાલ—મોતનો મિત્ર કોણ?

જવાબ—અભિમાન, કારણકે અભિમાની માણસનું મોત નિપજતાં વાર લાગતી નથી.

સવાલ—જગતમાં ભુંડામાં ભુંડો કોણ?

જવાબ—જે બીજાને ભુડા ગણે તે.

સવાલ—જગતમાં કાણો કોણ?

જવાબ—જેના પેટમાં વાત રહે નહિ તે.

સવાલ—જગતમાં સૌથી વધારે હેત ધરાવનાર કોણ?

જવાબ—માબાપ, કેમકે "**દરિયા સમાન રેત નહિ અને માબાપ સમાન હેત નહિ.**"

સવાલ—પૈસાદારને જોઇએ તે શું? ગરિબો પાસે છે તે શું? કંજુસો ખર્ચે છે તે શું? અને ઉડાઉઓ બચાવે છે તે શું?

જવાબ—કાંઇજ નહિ.

સવાલ—પૈસો મેળવવાનો સૌથી સહેલો ઉપાય શો?

જવાબ—ઉદ્યોગ અને તેની સાથે કરકસર.

સવાલ—ભીખારીઓની મોટામાં મોટી દોલત તે શું ?
જવાબ—આજીજી.
સવાલ—અજ્ઞાનપણાના ઘરમાં મોટો કોણ મનાય છે ?
જવાબ—વ્હેમ, કારણકે અજ્ઞાનીઓ વ્હેમી બહુ હોય છે.
સવાલ—પોતાની મેળે બનાવેલી હાથપગની બેડી અને ગળાની ફાંસી તે શુ ?
જવાબ—પોતાનુ કરેલું કરજ.
સવાલ—સર્વ ધર્મનુ મૂળ શુ ?
જવાબ—સત્યતા
સવાલ—મોટામા મોટો અને કારી જખમ કયો ?
જવાબ—કટુ વચન, કારણકે તલવાર છુરીનો ઘા રૂઝાય છે પરંતુ બોલરૂપી ઘા રૂઝાતો નથી.
સવાલ—સૌથી લાંબો દિવસ કયો ?
જવાબ—જે દિવસે અપવાસ હોય તે. કહેવત છે કે:—

**ભુખ રાંડ ભુંડી, આંખ જાય ઉંડી;**
**પગ થાય પાણી, ને આંસુ આવે તાણી.**

સવાલ—જગતમાં મોટો યોદ્ધા કોણ ?
જવાબ—જેણે કામને જીત્યો તે.
સવાલ—મોટામાં મોટું પાપ કયું ?
જવાબ—વિશ્વાસઘાતનું.
સવાલ—મોટામાં મોટો ઉદ્યોગ કયો ?
જવાબ—કરકસર, કેમકે "**સો સફર અને એક કસર.**"
સવાલ—અનેક ઉપાયો કરવા છતાં ન મટે તે શુ ?
જવાબ—સ્વભાવ.

સવાલ—જગતમાં સર્વથી મોટો રાજા કયો?
જવાબ—મેઘરાજા.
સવાલ—હમેશાં વિના અગ્નિએ બાળનારાં કોણ?
જવાબ—ભુંડી ઓરત, ભુંડાં છોકરાં, અને ભુંડાં પડોશી.
સવાલ—સારો વેહેપાર કયો?
જવાબ—જેમાં નુકસાન થાય નહિ તે.
સવાલ—સોનાથી પણ વધારે કિંમતી શુ?
જવાબ—સંતોષ.
સવાલ—દુનિયામાં જીવ્યો તે કોણ?
જવાબ—જેણે પારકાં દુઃખો કાપ્યા તે.
સવાલ—દુધથી ઉજળો કોણ?
જવાબ—સપુત.
સવાલ—કાજળથી કાળો કોણ?
જવાબ—કપુત.
સવાલ—ગળ્યામાં ગળ્યુ શુ?
જવાબ—ગરજ.
સવાલ—સૌથી સ્વાદિષ્ટ ભોજન કયું?
જવાબ—જે ખરી ભુખમાં ખવાય તે, કેમકે ગમે તેવી અમૃત સમાન રસોઈ હોય તથાપિ ભૂખ વિના તે ભાવતી નથી. કહેવત છે કેઃ—

**ભૂખ ગઇ ભોજન મિલ્યો, ઠંડ ગઇ મિલ્યો કથા;**
**જોબન ગયો ત્રિયા મિલી, એ તિનો આગ લગા.**

અને વળી ખરી ભૂખ હોય ત્યારે કહેવાય છે કેઃ—

**ભૂખ ન જાણે ભાવતું, ને પ્રીત ન જાણે જાત;**
**ઊંઘ ન જાણે સાથરો, જ્યાં સુતા ત્યાં રાત.**

અને વળી:—

**ભૂખ ન જાણે એઠો ભાત, તરસ ન જાણે ધોબી ઘાટ;**
**પ્રીત ન જાણે જાત કજાત, ઊંઘ ન જાણે ત્રુટી ખાટ.**

સવાલ—જગતમાં સૌથી વધારે વ્હાલું શું ?

જવાબ—પેટ, કેમકે **“ પેટ જેવું પાલું તેને કોઇ નહિ વ્હાલું. ”**

કહેવાય છે કે:—

### દોહરો.

સૌકો મળીને સત્ય કર્યું, વાત ન્યાયની નેટ;
સૌથી વ્હાલું જાણજો, પોતાનું જે પેટ.

**સામળભટ.**

કહેવાય છે કે:—

**વાંધાળું વચમાં પડયું, છે વ્હાલામાં વ્હાલું;**
**સવારે ભરીએ પણ, સાંજે ઠાલું ને ઠાલું.**

સવાલ—દુનિયામાં મોટી વાત કઈ?

જવાબ—જે સૌને યાદ રહે તે.

સવાલ—દરેક પુરૂષને મોટામાં મોટી જિજ્ઞાસા કઈ?

જવાબ—બાઇડીઓની.

સવાલ—અક્કલનો દુશ્મન કોણ ?

જવાબ—જે સમજીને ખોટે રસ્તે ચાલે તે.

સવાલ—એક વખત હાથથી ગયું તો પાછું મળેજ નહિ તે શું ?

જવાબ—વખત અને જુવાની; કેમકે ખોયેલો પૈસો મેહેનતથી પણ મેળવી શકાય છે, કટાઈ ગયેલું જ્ઞાન અભ્યાસથી પણ તાજું થાય છે, અને તંદુરસ્તી ઔષધથી પણ મળે છે; પરંતુ

ખોયેલો વખત અને ગયેલી જુવાની કશાથી પણ પાછાં મળી શકતાં નથી.

સવાલ—બુદ્ધિનો નાશ શાથી થાય છે ?

જવાબ—કાંઇ પણ ઉદ્યોગ નહિ કરવાથી; કેમકે બુદ્ધિ છે તે વરાળ વિનાના એક સરસમાં સરસ ઈંજીન જેવી છે; કારણકે વ-રાળ વિના ગમે તેવી ઉતાવળે ચાલનારૂં ઈંજીન એક તસુ પણ ખસી શકતું નથી તેમ ઉદ્યોગ વિના બુદ્ધિ જડ થઈ જાય છે અને કાળના ગમન સાથે લય પામી જાય છે.

સવાલ—રીવાજ તે શું ?

જવાબ—મૂર્ખ લોકોને મૂર્ખ રહેવાનુ મોટામાં મોટું બ્હાનુ અને સુધા-રાના કામમાં મોટામાં મોટી હરકત.

સવાલ—જગતમાં મોટામાં મોટું જંગલી જનાવર કયું ?

જવાબ—જીભ; કેમકે તેને કબજામાં રાખીશું તો બચાવ કરશે અને છુટી મુકીશુ તો કકડા કર્યા વગર રહેશે નહિ.

સવાલ—બધી દુનિયાને સુધારવાનો ઉપાય કયો ?

જવાબ—સૌએ પોતપોતાની ભુલો સુધારવી તે.

સવાલ—દુનિયામાં મોટો દરિદ્રી કોણ ?

જવાબ—જેના મનમાં વિશાળ તૃષ્ણા ભરી હોય તે.

સવાલ—મનુષ્યને સ્વર્ગમાં જતાં અટકાવનાર મોટા શત્રુઓ કોણ ?

જવાબ—કામ, ક્રોધ, મોહ, ને લોભ એ ચારે મોટા શત્રુઓ ગણાય છે.

સવાલ—દરેક માણસે ખરેખરી કમ્મર શેમાં કસવી ?

જવાબ—સ્વદેશના સુધારામાં.

સવાલ—ધન સંપત્તિનું મોટામાં મોટું સાધન શુ ?

જવાબ—સૌ સાથે સંપ રાખવો અને હળી મળીને ચાલવું.

સવાલ—જગતમાં સાચું ધન કયુ ?
જવાબ—જે પરોપકારાર્થે વપરાયુ તેજ સાચું ધન કહેવાય.
સવાલ—સાચી સગાઈ કઈ ?
જવાબ—(દંપતીની) વર વહુની.
સવાલ—મોટી લક્ષ્મી કઈ ?
જવાબ—જે સત્ય ધર્મથી મેળવી હોય તે.
સવાલ—સાચો સ્નેહી કોણ ?
જવાબ—જે પાપબંધનથી છોડાવે તે.
સવાલ—સાચો ભાઇ કોણ ?
જવાબ—જે ભીડ વખતે મદદ કરે તે.
સવાલ—નિંદાને પાત્ર કોણ ?
જવાબ—જે સ્વધર્મથી વિમુખ હોય તે.
સવાલ—જગતમાં લજ્જા કઈ ?
જવાબ—ખરાબ કામોમાં મચ્યા રહેવું તે.
સવાલ—મોટામા મોટી દવા કઈ ?
જવાબ—જેથી બધાને સુખ થાય તે.
સવાલ—છતે કાને બેહેરો કોણ ?
જવાબ—જે હિતનાં વચનો સાંભળે નહિ તે.
સવાલ—છતી વાચાએ મુગો કોણ ?
જવાબ—જે વખત વિનાનું બોલે તે.
સવાલ—છતી આંખે આંધળો કોણ ?
જવાબ—કામી.
સવાલ—છતે ધને નિર્ધન કોણ ?
જવાબ—કૃપણનો સરદાર.

સવાલ—છતે વેપારે દેવાળીઓ કોણ ?
જવાબ—જે હિસાબ રાખે નહિ તે.
સવાલ—છતે દીકરે વાંઝીયો કોણ ?
જવાબ—છોકરાને જે મૂર્ખ રાખે તે.
સવાલ—જગતમાં મોટી બલાઓ કઈ ?
જવાબ—ભુંડી ઓરત, ભુંડાં પડોશી અને ભુંડા છોકરા.
સવાલ—મોટો મૂર્ખ કોણ ?
જવાબ—જે બેસવાનીજ ડાળ કાપે તે.
સવાલ—પશુ સમાન કોણ ?
જવાબ—જે પોતાના સ્વાર્થને પિછાણે નહિ તે.
સવાલ—ખરી વિદ્યા કઈ ?
જવાબ—જે મ્હોંડે હોય તે.
સવાલ—મોટી કેળવણી કઈ ?
જવાબ—શીખવેલું શીખનાર ભૂલે નહિ તે.
સવાલ—ઉતાવળે અલોપ થનારાં કોણ ?
જવાબ—યૌવન, ધન, અમલ અને આયુષ્ય.
સવાલ—વિજળી કરતાં પણ વધારે વેગ કોનો ?
જવાબ—મનનો.
સવાલ—જગતમાં મદ ઉત્પન્ન કરનારાં કોણ ?
જવાબ—ધન, યૌવન, રૂપ, રાજ્ય, વિદ્યા, કુળ, બળ, અને શિલમદ એ આઠ પ્રકારના મદ ગણાય છે.
સવાલ—પુરૂષાર્થ કેટલા પ્રકારના છે ?
જવાબ—ચાર પ્રકારના. ધર્મ અર્થ, કામ અને મોક્ષ.
સવાલ—દશમો નિધિ કયો ?

જવાબ—વિવેક.

સવાલ—મનુષ્યને મોક્ષ શાથી થાય ?

જવાબ—મન, વચન અને કાયાએ પાપથી વિરક્ત થવાથી.

સવાલ—મોટામાં મોટું વ્રત કયું ?

જવાબ—બ્રહ્મચર્ય વ્રત.

સવાલ—દરેક માણસ એવો કયો બોજો ઉપાડવાની ઇચ્છા કરે છે, કે ઇચ્છા છતાં ઉપાડી શકતા નથી.

જવાબ—સત્ય; કેમકે સત્ય સાચવવું એ મોટામાં મોટો બોજો ઉઠાવવા બરાબર છે.

સવાલ—જગતમાં મોટામાં મોટો આરસો કયો ?

જવાબ—પોતાનુ દીલ, કેમકે દીલ છે તે સામાના દીલને તુરત પીછાણી શકે છે. કહેવાય છે કે "દીલ ભર દિલ" એ કાંઇ ખોટું નથી.

સવાલ—મોટામાં મોટી જંજાળ કઈ?

જવાબ—દોલતની.

સવાલ—દુનિયામાં કુળવાન કુટુંબ કયું ?

જવાબ—જે કુટુંબ વિવેકી અને નીતિવાળું હોય તે.

સવાલ—માણસને મોટો ધક્કો કયો ?

જવાબ—અંતઃકરણનો; કેમકે પૈસાથી પાયમાલ થયેલો માણુસ કોઇ વખત પણ પૈસાદાર થઇ શકે છે, કુટુંબ કબીલાથી નાશ પામેલો માણુસ કોઇ વખત પણ મેળવી શકે છે, પરંતુ અંતઃકરણના ધક્કાથી નાશ પામેલો માણુસ કાંઈ પણ મેળવી શકતો નથી; મતલબ કે તે પોતાનો જાન ખોઇ બેસે છે.

સવાલ—આખી દુનિયામાં ઉત્તમ સ્થાન કયું ?
જવાબ—જે સ્થાનકે મનને શાંતિ થાય તે.
સવાલ—જગતમાં ઉત્તમ સ્નાન કયું ?
જવાબ—જેથી મનનો મેલ ધોવાય તે.
સવાલ—સ્વર્ગનાં સુખો શાથી મળે ?
જવાબ—ધર્મ કરવાથી.
સવાલ—નરકકુંડમાં કોણ જાય ?
જવાબ—પાપી.
સવાલ—કહેછે કે કામધેનુ ગાય ઇચ્છિત ફળની દેનારી છે તે ગાય કઈ ?
જવાબ—વિદ્યા.
સવાલ—રોગીનો મિત્ર કોણ ?
જવાબ—ઔષધ.
સવાલ—મોટામાં મોટો વૈદ્ય કયો ?
જવાબ—જે દરદને પિછાણે તે.
સવાલ—દુનિયામાં મોટો મૂર્ખ કોણ ?
જવાબ—જે મિથ્યા મનોરથ કરે તે.
સવાલ—આકાશથી પણ મોટું કોણ ?
જવાબ—માબાપ.
સવાલ—જગતમાં બોબડો કોણ ?
જવાબ—જે પ્રશ્નકારી વચન બોલી જાણે નહિ તે.
સવાલ—વિદ્વાને ડરવું શાથી ?
જવાબ—લોક અપવાદથી.
સવાલ—જગતમાં લુણહરામી કોણ ?

જવાબ—જે કરેલા ઉપકારને ભૂલી જાય તે.
સવાલ—સ્ત્રીનો મુખ્ય ધર્મ શો ?
જવાબ—સ્વામીની સેવા.
સવાલ—રૂપાળી સ્ત્રી કઈ ?
જવાબ—જે પતિવ્રતાનો ધર્મ પાળે તે.
સવાલ—પોતાના પ્રાણથી પણ વહાલું શું ?
જવાબ—આબરૂ.
સવાલ—મોટી લગામ કઇ.
જવાબ—જીભને વશ રાખી શકાય તે.
સવાલ—મોતથી પણ વધારે દુઃખદાયક શું ?
જવાબ—અપમાન.
સવાલ—દુનિયામાં દુઃખદાયક ઘર કયું ?
જવાબ—જે ઘરમાં સ્ત્રીનું પરિબળ હોય તે.
સવાલ—મોટામાં મોટો વેપારી કયો ?
જવાબ—જે ઓછું આપે નહિ અને ખોટું બોલે નહિ તે.
સવાલ—જગતમાં પૈસાદાર કોણ ?
જવાબ—જે વરસે દહાડે પાઈ પણ બચાવે તે.
સવાલ—કરજવાન કોણ ?
જવાબ—જે આવક કરતાં વધારે ખર્ચ કરે તે.
સવાલ—સસ્તામાં સસ્તી વસ્તુ કઇ ?
જવાબ—જે મફત મળે તે.
સવાલ—દરરોજ જુઠું બોલનાર કોણ ?
જવાબ—જે વેપારી હોય તે.
સવાલ—સઘળાં માણસો મળતાં શેમાં અને જુદાં શેમાં હોય ?

જવાબ—આકારમાં મળતાં પણ આચરણમાં જુદાં હોય છે.
સવાલ—મોટો ઇલમ કયો ?
જવાબ—જે વસ્તુનું આપણને જ્ઞાન નથી તે વસ્તુ સામો માણસ આપણને બતાવી શકે તે.
સવાલ—દરેક માણસનો સારામાં સારો શણગાર કયો ?
જવાબ—ડહાપણ.
સવાલ—કોઇ પણ માણસનો અખત્યાર કેની પાસે ચાલતો નથી ?
જવાબ—મોત પાસે.
સવાલ—આખા જગતનો નાશ કયારે થશે ?
જવાબ—જ્યારે સત્યનો નાશ થશે ત્યારે.
સવાલ—મોટો એદી કોણ ?
જવાબ—આળસુ.
સવાલ—દુનિયામાં મોટી સમૃદ્ધિવાળો રાજા કયો ?
જવાબ—જે પોતાની પ્રજાને અદલ ન્યાય આપી સુખી કરે તે.
સવાલ—દુનિયામાં ઉતાવળે ચાલનારૂં કોણ ?
જવાબ—વખત.
સવાલ—બેશરમ કોણ ?
જવાબ—જુગારી.
સવાલ—મોટો દેવ કયો ?
જવાબ—પૈસો. કહેવત છે કે "**પૈસો હોઠ પરમેશ્વર છે.**"
સવાલ—જે ફેંકે તેનેજ વાગે એવું હથિયાર કયું ?
જવાબ—અદેખાઇ, કેમકે અદેખો માણસ અદેખાઇનું તીર ફેંકે છે તો બીજા ઉપર, પણ તેથી પોતેજ જખમી થાય છે.
સવાલ—મોટી અદાલત કઈ ?

જવાબ—જ્યાંથી વાજબી ન્યાય મળે તે.
સવાલ—ગુસ્સાનું મૂળ શું ?
જવાબ—પ્રથમ મૂર્ખાઇ અને છેવટે પસ્તાવો.
સવાલ—દુનિયામાં મોટો લ્હાવો કોણે લીધો ?
જવાબ—જેણે પરોપકાર કરી પારકાં દુઃખો કાપ્યાં તેણે.
સવાલ—હમેશાં ફતેહમંદ કોણ ?
જવાબ—નીતિ અને સત્યથી ચાલનાર.
સવાલ—મોટામાં મોટો અને પકડી નહિ શકાય તેવો ચોર કોણ ?
જવાબ—માણસનું મન.
સવાલ—જગતમાં મોટી નિશાળ કઈ ?
જવાબ—જેમાંથી નીતિવાન થવાય તે.
સવાલ—વૈદ્યને વહાલું શુ ?
જવાબ—રોગ.
સવાલ—વકીલને વહાલું શુ ?
જવાબ—કજીઓ
સવાલ—વેશ્યાને વહાલું શુ ?
જવાબ—દામ.
સવાલ—ઉદ્યોગીને વહાલું શું ?
જવાબ—કામ.
સવાલ—નવરાને વહાલું શું ?
જવાબ—નિંદા.
સવાલ—સ્ત્રીને વહાલું શું ?
જવાબ—પુરૂષ.
સવાલ—ખરાબમાં ખરાબ ધંધો કયો ?

જવાબ—ગુલામીનો.
સવાલ—મોટામાં મોટું બાણ કયું ?
જવાબ—કામબાણ.
સવાલ—માણસો કેટલી જાતનાં હોય છે ?
જવાબ—બે જાતનાં. (૧) અકલવાળાં. (૨) વગર અકલનાં.
સવાલ—તેજદાર ભાલો કયો ?
જવાબ—કલમ; કેમકે **"રેલમાં રોદો નહિ, ને કલમ સમાન ઘોદો નહિ."**
સવાલ—સારામાં સારૂં અને મોટું પુસ્તક કયું ?
જવાબ—જે વાંચવાથી સદાચરણી થવાય તે.
સવાલ—મોટું શેહેર કયું ?
જવાબ—જ્યાં વિશેષ હુન્નરકળા અને વેપાર હોય તે.
સવાલ—દુનિયામાં મોટો દયાળુ કોણ ?
જવાબ—જે બીજાનાં દુઃખો જોઈ શકે નહિ તે.
સવાલ—દુનિયામાં એવી કઇ મોટી ચીજ છે કે તેમાં સપડાયલો માણસ ભાગ્યેજ છુટી શકે ?
જવાબ—પ્યાર.
સવાલ—દુનિયામાં નકામી ચીજ કઈ છે ?
જવાબ—જેનો ઉપયોગ માણુસ જાણી શકે નહિ તે.
સવાલ—મોટો સખાવતી કોણ ?
જવાબ—જે પોતાની કમાઇ કરતાં ઓછી સખાવત કરે તે, કારણુકે જે માણુસ પોતાની કમાઇ કરતાં વધારે સખાવત કરે તે કરતાં એક ગરીબ માણુસ પોતાની અરધી રોટલીમાંથી કકડો આપે તે મોટો સખાવતી કહેવાય.

સવાલ—દુનિયામાં પુસ્તકોના વાંચનારા કેટલા ?
જવાબ—બે જણા. તેમાં એક ડાહ્યો અને બીજો મૂર્ખ, કેમકે ડાહ્યો ગુણ ખોળે છે અને મૂર્ખ ખોડ ખોળે છે.
સવાલ—દુનિયામાં મોટું વ્હાણ કયું ?
જવાબ—જે સહીસલામત પાર ઉતરે તે.
સવાલ—દુનિયામાં એવો કયો પોશાક છે, કે જે હમેશ પેહેરવાથી ફાટવાને બદલે ઉલટો મજબુત થાય અને તે પેહેરનારને તવંગર, તદુરસ્ત અને ડાહ્યો બનાવે ?
જવાબ—ઉદ્યોગ.
સવાલ—મોટામાં મોટો દીવો કયો ?
જવાબ—સૂર્ય.
સવાલ—બધી રાતો કરતાં મોટી રાત કઈ ?
જવાબ—જે રાતે ઉજાગરો કરવો પડે તે.
સવાલ—મોટામાં મોટી આગ કઈ ?
જવાબ—ચિંતા.
સવાલ—દુનિયામાં મોટો અને સારો હુનર કયો ?
જવાબ—જેથી બધાઓને લાભ મળી શકે તે.
સવાલ—સારામાં સારી અને રૂપવતી સ્ત્રી કઈ ?
જવાબ—જેનાથી તેનો પતિ સુખ અને આનદ પામે તે.
સવાલ—દુનિયામાં મોટામાં મોટી અને કિમતી દોલત કઇ ?
જવાબ—તંદુરસ્તીની.
સવાલ—જગતમાં સુખથી સુનારો કોણ ?
જવાબ—જે ઉધારનો વેપાર કરે નહિ તે.
સવાલ—સૌથી વધારે હર્ષનો દિવસ કયો ?

જવાબ—લગ્નનો. કહેવત છે કે "**વિવાહ સમાન હર્ષ નહિ, અને મુઆ સમાન શોક નહિ.**"
સવાલ—મોટામાં મોટો કાયદો કયો ?
જવાબ—જેથી દરેક માણસના જાનમાલનું રક્ષણ થાય તે.
સવાલ—જેનો પાર ન આવે એવો દરિયો કયો ?
જવાબ—મન.
સવાલ—માણસની પરીક્ષા શાથી થાય છે ?
જવાબ—બોલવા ચાલવા ઉપરથી અને તેનાં કર્તવ્યકર્મ ઉપરથી.
સવાલ—આપણી વસ્તુનો આપણે કેવી રીતે ઉપયોગ કરી શકીએ ?
જવાબ—જેથી બીજાને કશી હરકત થાય નહિ તેવી રીતે.
સવાલ—મોટામાં મોટું હથિયાર કયુ ?
જવાબ—જે હાજર હોય તે; કેમકે "**હાજર એ જ હથિયાર.**"
સવાલ—માણસનો પ્રાણ લેનારૂં ખંજર કયું ?
જવાબ—અપમાન; કારણકે અપમાનથી જીવવા કરતાં માનથી મરવું તે વધારે બેહેતર ગણાય છે.
સવાલ—દુનિયામાં મોટામાં મોટું અને અમૂલ્ય રત્ન કયું ?
જવાબ—આંખ.
સવાલ—માણસ કયા કૃત્યને માટે જવાબદાર થતું નથી ?
જવાબ—ઇશ્વરી કૃત્યને માટે.
સવાલ—પાપથી મુક્ત થવાનો રસ્તો કયો ?
જવાબ—ઇશ્વિરજ્ઞાન.
સવાલ—દુનિયામાં મોટામાં મોટો જુઠો કોણ ?
જવાબ—ખુશામતખોર.
સવાલ—કયા રાજામાં ઇશ્વરનો અંશ ગણાય છે ?

જવાબ—ન્યાયી રાજામાં.

સવાલ—સ્વતંત્ર કોણ?

જવાબ—જેને બીજાની કાંઇ પણ દરકાર નથી તે.

સવાલ—પરતંત્ર કોણ?

જવાબ—જે પારકા આધારે રહે તે.

સવાલ—મોટો સમુદ્ર કયો?

જવાબ—સંસાર.

સવાલ—મોટું ખેતર કયું?

જવાબ—જેમાં પાક સારો થાય તે.

સવાલ—સાચો અને ખરો સગો કોણ?

જવાબ—જે દુઃખની વેળાએ મદદ કરે તે.

સવાલ—દુનિયામાં સુખી કોણ થાય છે?

જવાબ—જે બીજાને સુખ આપે તે.

સવાલ—દુનિયામાં દુઃખી કોણ થાય છે?

જવાબ—જે બીજાને દુઃખ આપે તે.

સવાલ—મોટામાં મોટો રાજા કયો?

જવાબ—વરસાદ. કહેવાય છે કે **"રાજા તો મેઘ રાજા ઔર રાજા કાયકા?"**

સવાલ—ઉત્તમ દુધ કયું?

જવાબ—માનું. કહેવાય છે કે **"દુધ તો માયકા ઔર દુધ કાયકા?"**

સવાલ—મોટું ફુલ કયું?

જવાબ—કપાસનું. કહેવાય છે કે **"ફુલ તો કપાસકા ઔર ફુલ કાયકા?"**

સવાલ—લોક કેટલા છે ?
જવાબ—ત્રણ. (૧) સ્વર્ગ, (૨) મૃત્યુ અને (૩) પાતાળ.
સવાલ—માણુસનો ઇરાદો શાથી જણાય ?
જવાબ—તેના કૃત્ય ઉપરથી.
સવાલ—શત્રુને જીતવાનુ સારામાં સારૂ શસ્ત્ર કયું ?
જવાબ—નમ્રતા.
સવાલ—કોનાથી દૂર રહેવું અને સ્પર્શ પણ ન કરવો ?
જવાબ—દુષ્ટથી.
સવાલ—છતી દોલતે દુઃખીયો કોણ ?
જવાબ—ખરાબ તંદુરસ્તીવાળો.
સવાલ—દુનિયામાં મોટામાં મોટો શેઠ કયો ?
જવાબ—જેના આશ્રયથી ઘણાં માણુસો જીવતાં હોય તે.
સવાલ—પરમેશ્વરે માણુસને બે કાન અને એકજ જીભ કેમ આપી હશે ?
જવાબ—ઘણું સાંભળવાને બે કાન અને થોડુ બોલવાને એક જીભ, માટે સાંભળવું ઘણું અને બોલવું થોડું.
સવાલ—દૂરનો પ્રદેશ કયો ?
જવાબ—જે દેશમાં આપણાથી જઈ શકાય નહિ તે.
સવાલ—સૌથી વહાલુ બાળક કયું ?
જવાબ—જે પોતાનું હોય તે.
સવાલ—જગતમાં પારસમણી કયો ?
જવાબ—જેના સંગથી માણુસનો અભ્યુદય થાય તે.
સવાલ—મોટું ઝાડ કયું ?
જવાબ—જેનાથી ઘણા માણુસોને આશ્રય મળે તે.

સવાલ—સાૈથી મોટું અમૃત કયું ?
જવાબ—જેથી મરણુનો ભય જાય તે.
સવાલ—આપણા ઉપર આવી પડતી દરેક મુસીબતનુ મૂળ કારણ શુ ?
જવાબ—આપણીજ મૂર્ખાઇ.
સવાલ—દોલતના મંદિરનો દરવાજો કયો ?
જવાબ—ઉદ્યોગ.
સવાલ—મોટામાં મોટું વચન કયુ ?
જવાબ—જે પાળી શકાય તે.
સવાલ—મોટામાં મોટું શિક્ષણ કયું ?
જવાબ—દરેક માણસ પોતાની મેળે પોતાની ભુલો સુધારે એ સમાન જગતમાં મોટું શિક્ષણ નથી.
સવાલ—મોટા અને ખરો વિદ્વાન કયો ?
જવાબ—જે પોતાનો પ્રયાસ ચાલુ રાખે તે.
સવાલ—મોટા સુધારો કયો ?
જવાબ—જે બધા લોકો ગ્રહણ કરે તે.





# પ્રકરણ ૩૦ મું.

## પરચુરણ.

### અમૂલ્ય જવાહીર.

૧ "જો તમને કોઈ સોનાની બક્ષીસ આપે તે કરતાં શિખામણની બક્ષીસ આપે તો તેને વધારે કિંમતી ગણજો."

૨ "જો તમારે કરજદાર ન થવું હોય તો તમારો પૈસો તમારા હાથમાં આવ્યા પહેલાં કાંઈ ખર્ચ કરતા નહિ."

૩ "જો તમારે મિત્ર વધારવા હોય તો સામા માણસના સદ્‌ગુણનાં વખાણ કરજો એટલે તમારે જેટલા મિત્રો થશે તેટલા બીજાને થશે નહિ."

૪ "જો તમારે તમારી ખુબસુરતીમાં વધારો કરવો હોય તો તમે ડહાપણરૂપી શણગાર પ્રથમ પહેરો."

૫ "જો કદી તમારાથી ધર્મ થઇ શકતો ન હોય તો જેઓ ધર્મ કરી શકતા હોય તેઓની પાસેથી કરાવવાને ચુકશો નહિ."

૬ "જો તમે કોઇનું દુઃખ દૂર કરશો તો પછી પરમેશ્વર તમારૂં દુઃખ દૂર કર્યા વગર રહેશે નહિ."

૭ "જો તમે એકદમ ઉંચે ચડવા જશો તો પછી પછડાયા વગર રહેશો નહિ."

૮ "જો તમારી સ્ત્રી અને સંતતિ નીતિવાન હોય તો જાણજો કે તમે બધા કરતાં વધારેમાં વધારે સુખીઆ છો."

૯ "જો તમારાં બાળકોને તમે માનમરતબાથી બોલાવશો તો પછી બીજાઓ પણ તેમને માનમરતબાથી બોલાવ્યા વગર રહેશે નહિ."

૧૦ "જો તમે તમારૂ મન હમેશાં શાંત રાખશો તો પછી તમોને શાંત ઊંઘ આવ્યા વગર રહેશે નહિ."

૧૧ "જો તમે તવંગર થયા છો તો ખચીત ગરીબોની મદદર્થીજ થયા છો એમ માની તમારાથી બને તેટલી ગરીબોને મદદ કરતા રહેજો."

૧૨ "જો તમારા બોલ તમારે સાચા કરી બતાવવા હોય તો પ્રથમ તો તમેજ સાચું બોલવાની ટેવ રાખો."

૧૩ "જો તમારા મિત્રની ગેરચાલ તેનુ બુરૂં બોલવાથી સુધરે એમ તમને લાગતું હોય તોજ તેનુ બુરૂં બોલજો, પણ જો તેવી તમારી ખાત્રી ન જ હોય તો પછી ગમે તેનું પણ બુરૂં બોલવાની ટેવ રાખશો નહિ."

૧૪ "જો તમે ડાહ્યા હો તો કંજુસની મેહેરબાની કદી પણ કબુલ રાખતા નહિ; કેમકે તેઓ તમને "**આપે ઘણું પણ આપે થોડું**" એ કહેવત મુજબ ઉપકારના છટકામાં પકડશે કે તેમાંથી તમે કદી પણ છુટા થઇ શકવાના નથી."

૧૫ "જો તમારો મિત્ર પ્રમાણિક છે એવી તમારી ખાત્રી હોય તો

તેને એક ઉમદા જવાહીર જેટલો કિંમતી ગણી હમેશા તમારા હૃદયમાં રાખજો.”

૧૬ “જો તું તારો વખત વ્યર્થ ગુમાવીશ નહિ તો પછી તને સૌથી વધારે વખત મળ્યા વગર રહેશે નહિ.”

૧૭ “જો તમારે કોઇ માણસનો ખરેખરો સ્વભાવ જોવો હોય તો તે જ્યારે ભુખ અને થાકના શ્રમથી ઘેરાયેલો હોય ત્યારે જઇને તેને મળજો.”

૧૮ “જો તમે ખરા વખતનો ઉપયોગ કરી જાણતા ન હો તો જેઓ ખરેખરા ઉદ્યોગી હોય તેની પાસે જઇને કહો.”

૧૯ “જો તું તારાંજ આચરણ સારાં રાખીશ તો પછી તારી નિંદ કરનારની લવરી ઉપર કોઇ ધ્યાન આપશે નહિ.”

૨૦ “જો તમે પ્રથમ તમારી નજરેજ આબરૂદાર ઠરશો તો પછી લોકો તમને આબરૂદાર ગણ્યા વગર રહેશે નહિ.”

૨૧ “જો તું કોઇની એબથી જાણીતો થયો તો પછી તેને ખુલ્લી કરવામાં મોટાઈ માનીશ નહિ.”

૨૨ “જો તું શત્રુ વિનાનો કે મિત્ર વિનાનો હોઇશ તો જાણજે કે તારી જીંદગી કાંઇ પણ કામની નથી.”

૨૩ “જો તું તારી સ્ત્રીથી સંતોષ પામીશ તો પછી વ્યભિચારી થવા પામીશ નહિ.”

૨૪ “જો તું કંજુસ અને અધિકારીઓનો દેવાદાર થઇશ તો પછી ઉડાઉ અને કરજદાર થતો બચીશ.”

૨૫ “જો તમારે તમારા મિત્રની પરીક્ષા કરવી હોય તો તમારી પડતીની વખતે તેની મદદ માગવા જજો.”

૨૬ " જો તમે તમારી બુદ્ધિને સારા કામમાં નહિ વાપરશો તો પછી તે તમારો જીવ લેનારો એક રોગ થઇ પડયા વગર રહેશે નહિ."

૨૭ " જો તમારે માન મેળવવું હોય તો વિવેકી થાઓ; અને ધાન્ય મેળવવું હોય તો ઉદ્યોગી થાઓ."

૨૮ " જો તમારે તમારૂં કામ સારૂંજ કરવું હોય તો પ્રથમ તો તમે જાતેજ કરજો અથવા તો તમારી નજર તળેજ કરાવજો."

૨૯ " જો તું ઉદ્યોગમાં મચ્યો રહીશ તો પછી તારી જીંદગીનો તારે વિમો ઉતરાવવાની જરૂર રહેશે નહિ."

૩૦ " જો તમે ગમે તેવા ધંધાની પાછળ ખત અને હોંશથી લાગ્યા રહેશો તો પછી તેમાં ફતેહમંદ થયા વિના રહેશો નહિ."

૩૧ "જો પૈસો ઉડાવો નહિ તો માગનારનો તકાદો નહિ."

૩૨ " જો તમે વચન પાળવા સારૂજ પ્રાણ આપશો તો પછી નક્કી જાણજો કે તમે જીવતાજ છો."

૩૩ " જો તમારી પાછળ તમારે સારી કીર્તિ મુકી જવી હોય તો કાંઇ પણ સાર્થક કરજો."

૩૪ " જો તમારે લાંબામાં લાંબી જીંદગી અને મોટામાં મોટું સુખ ભોગવવું હોય તો હમેશાં ઉદ્યોગરૂપી ઔષધનું સેવન કરો."

૩૫ " જો તમે જ્ઞાનનીજ સોબત કરશો તો પછી એકાંતમાં કદી ગભરાવાના નથી."

૩૬ " જો તમે જુલમ કરીને ફાયદો મેળવશો તો પછી તે ફાયદાને ફાયદો નહિ પણ નુકસાન સમજજો."

૩૭ " ડાહ્યા માણસની અટકળ મૂર્ખ માણસની ખાતરી કરતાં વધારે બોજદાર હોય છે."

૩૮ "દરેક વસ્તુની સાથે તેના પ્રમાણમાં આનંદ જોડાએલો જ હોય છે."

૩૯ "જો તમે વ્યવહાર ચોખ્ખો રાખશો તો પછી તમારે ત્રીજોરી એકઠી કરવાની જરૂર રહેશે નહિ."

૪૦ "દુરાચરણી માણસને સદાચરણી માણસની પરીક્ષા હોતી નથી."

૪૧ "પોતાના કામને ઢીલમાં નાંખનાર માણસ પારકાનો માનીતો થઈ શકતો નથી."

૪૨ "એક મિથ્યાભિમાની માણસને જીતવાનો તેનાથી દૂર રહેવા સિવાય બીજો એકે રસ્તો હોતો નથી."

૪૩ "કાંઇ સ્વાર્થને માટે થયેલો દોસ્ત, પોતાનો સ્વાર્થ સર્યા પછી તને છોડી દીધા વગર રહેશે નહિ."

૪૪ "જે જલદીથી ગળે છે તે પચાવી શકતો નથી."

૪૫ "જ્ઞાનના વધારા કરતાં મરજી ઉપર લગામ રાખવી તે વધારે બહેતર ગણાય છે."

૪૬ "પશ્ચાત્તાપ દિલના શોચથી શરૂ થાય છે અને રેહેણીના સુધારામા તેનો અંત આવે છે."

૪૭ "વગર પૈસે પણ અનેક જાતનો પરમાર્થ થઇ શકે છે માટે પરમાર્થ કરવામાં પાછા હઠશો નહિ."

૪૮ "માગી લાવેલી વસ્તુ પાછી આપવાની ટેવ રાખજો; પણ તે પચાવી પાડવાથી પરહેજ રહેજો."

૪૯ "જેની કસુરોની ગણતરી કરી શકાય તેને મોટો માણસ જાણવો."

૫૦ "મોતને મિત્ર માનનારો માણસ અવિચારી કામોથી દૂર રહે છે."

૫૧ "મૂર્ખાઈની જાળમાં સપડાયલા માણુસનો છૂટકો વિચારવંત માણુસથીજ થઇ શકે છે."

૫૨ "જેને કીર્તિ જીવતો રાખે છે તે કદી પણ મરણ પામતો નથી."

૫૩ "સ્વર્ગમાં જવાનો રસ્તો નરકમાં જવાના રસ્તા કરતાં ઘણો વિકટ અને ભારે હોય છે."

૫૪ "જે પોતાને ટપકો આપતો નથી તેને કોઈ પણ જાતનો ઠપકો અસર કરી શકતો નથી."

૫૫ "સૌથી હુશિયાર માણુસ બીજાની વધારે સલાહ લેનારો હોય છે."

૫૬ "જે તારી ખોડ ખાંપણ તને ખુલ્લી કરી બતાવે તેનેજ તારો ખરો મિત્ર માનજે."

૫૭ "પઢવા પુછવામા કાયર માણુસ બેવકુફીના દરીયામાં ડુબેલો રહે છે."

૫૮ "હિતનાં વચનો કહેનાર કરતાં સાંભળનાર ઘણાજ થોડા હોય છે."

૫૯ "જે માણુસ પોતાની ભુલો કબુલ કરે છે તે પોતે પોતાનેજ સુધારે છે એમ જાણવું."

૬૦ "જો તારે તારૂં કામ પુરૂં કરવું હોય તો જાણજે કે મારે મરવુંજ નથી."

૬૧ "તમારા નાનામાં નાના શત્રુને પણ મોટો વિચારજો અને તેના તમારી પાછળના બોલવા ઉપર લક્ષ રાખશો એટલે તે તમોને ભાગ્યેજ પહોંચી શકશે."

૬૨ "જે માણુસને લાંબામાં લાંબી જીંદગી ભોગવવી હોય તેણે ભવિ-

ષ્યમાં આવતી આફતોને માટે હિંમતથી તૈયાર રહેવું જોઇએ."

૬૩ "મોતથી ડરનાર માણસને મોત જલદીથી વળગે છે; પણ તેને આવનાર છે એમ જાણી સત્ય કામો કરનારને તે નડી શકતું નથી."

૬૪ "જો તું ઉદ્યોગી અને સત્સંગીનો સમાગમ રાખીશ તો પછી આડે માર્ગે જવા પામીશ નહિ."

૬૫ "જે માણસની બુદ્ધિ તીક્ષ્ણ હોય છે તેની વિચારશક્તિ બહુ જબરી હોય છે."

૬૬ "જેને તારૂં દીલ ધિક્કારતું હોય તેનાથી તું ખબરદાર રહેજે."

૬૭ "કોઇ માણસની ચાલ તપાસવી હોય તો તેના સોબતીઓ કેવા છે તે પ્રથમ તપાસજો."

૬૮ "જે ચીજનો નાશ થયો તેને માટે મુઝાવા કરતાં જે ચીજ મળે તેની સંભાળમાં રહેવું તે વધારે બેહેતર ગણાય છે."

૬૯ "જે માણસ દુનિયાનો અનુભવી હોય છે તે ચડતીમાં ફુલાતો અને પડતીમાં ગભરાતો નથી."

૭૦ "મળેલી સંપત્તિમાં સંતોષ નહિ પામનારને આખી દુનિયા મળે તોપણ તે ધરાતો નથી."

૭૧ "આખા કુટુંબમાં એકજ ડાહ્યો હોય તે તારામંડળમાં ચંદ્રની માફક પ્રકાશ આપનારો ગણાય છે."

૭૨ "સૌ સાથે હળીમળીને ચાલનારે કરેલી કસુરો માફ થાય છે."

૭૩ "જેને સઘળાં માણસો સરખાં છે તેને સોબત કરવાની કાંઇ જરૂર નથી."

૭૪ "જરૂર વિનાની ચીજ ગમે તેટલી સસ્તી મળતી હોય તથાપિ તેને મોંઘીજ જાણવી."

૭૫ "લોભી માણસ પોતાની દોલતનો એક ટ્રસ્ટી તરીકે વહીવટ ચલાવનાર માત્ર ગણાય છે."

૭૬ "કોઈ સારા માણસની નિંદા કરનાર પોતે પોતાનીજ નિંદા કરે છે એમ જાણવું."

૭૭ "તમારો દોસ્ત તમારા મ્હોંડેજ તમારાં વખાણ કરે તે કરતાં તમારી પાછળ નિંદા કરે તે વધારે બેહેતર ગણાય છે."

૭૮ "તારા ગમે તેવા શત્રુને વશ કરવો હોય તો તું નરમાશરૂપી હથિયાર પાસે રાખજે."

૭૯ "તારાં સુખનો નાશ કરનારી વિપત્તિને જો તુ સભારીશ નહિ તો પછી તે તને નડી શકશે નહિ."

૮૦ "જો તુ તારા બાપદાદાની ચાલ અને રસમને ધિક્કારતો હોઇશ તો પછી તારી ચાલ અને રસમને તારી પ્રજા ધિક્કાર્યા વગર રહેશે નહિ."

૮૧ "વખાણને પાત્ર માણસોજ ઠપકાને સહન કરનારા હોય છે."

૮૨ "કરજ કરીને ઉઠવા કરતાં ભુખ વેઠીને સુવું તે વધારે બેહેતર ગણાય છે."

૮૩ "ગુસ્સો તથા ઉતાવળ સારી સલાહ તથા સારા વિચારને વારંવાર રોકે છે."

૮૪ "જો તમે વર્તમાનકાળનો સંભાળથી ઉપયોગ કરશો તો પછી તમારે ભવિષ્યમાં આવતી ધાસ્તી વેઠવી પડશે નહિ."

૮૫ "તમારા મોનો બોલ તમારા મોંમાં છે ત્યાંસુધીજ તમારો છે, પણ તે બહાર નિકળ્યા પછી તમે તેને પાછો લેઇ શકવાના નથી."

૮૬ "વિદ્યા એ ગરીબોની દોલત અને તવંગરોની શોભા છે."

૮૭ "વિદ્વાન લોકો વિદ્યાના બળથીજ અભણ માનવી ઉપર સરસાઈ ભોગવે છે."

૮૮ "વિદ્યા એવી છે કે મૂર્ખ માતબરને જ્ઞાની ગરીબને ત્યાં ખેંચી લાવે."

૮૯ "ગરીબાઇ એવી છે કે જ્ઞાની ગરીબને મગરૂર માતબરને ત્યાં તાણીને લેઇ જાય."

૯૦ "ગુરૂનાં કઠણ વચન સહન નહિ કરી શકનાર શિષ્ય પાવરધો નીકળે છે."

૯૧ "વિદ્વત્તા, નરમાશ અને નીતિવાળો મનુષ્ય સૌ કોઇનો સ્હેલાઇથી માનીતો થઇ શકે છે."

૯૨ "શરમ વિનાનુ મનુષ્ય ઇમાનદાર હોતું નથી."

૯૩ "હરામના પૈસાથી તવંગર થવા કરતાં હકના પૈસાથી ગરીબ રહેવું તે વધારે બેહેતર ગણાય છે."

૯૪ "મૂર્ખ માતબરના મીઠા શબ્દો કરતાં જ્ઞાની ગરીબના મોળા શબ્દો વધારે કિંમતી હોય છે."

૯૫ "માબાપની મેહેરબાની કરતાં ઉસ્તાદની ઇતરાજી વધારે સારી હોય છે."

૯૬ "સાંભળેલી વાત સાચી માનવા કરતાં નજરે જોયેલી વાત અરધી માનવી તે વધારે બેહેતર ગણાય છે."

૯૭ "સામાની તકસીર સાંભળીને ગુસ્સે થવા કરતાં તપાસીને ગુસ્સે થવું એ વધારે બેહેતર ગણાય છે.'

૯૮ "પોતાને બધાઓ કરતાં સુખી સમજનાર ખચીત સુખી જ હોય છે; પણ જે કોઇ પોતાને બધા કરતાં ડાહ્યો માને છે તે એક મોટામાં મોટો મૂર્ખ છે."

૯૯ "બડાઇના બોલ, બોલમાં ભારે, પણ તોલમાં હલકા હોય છે."

૧૦૦ "સામાનુ દિલ દુખાવીને દિલગીરી દેખાડવા કરતાં દિલગીરી દેખાડવીજ નહિ તે વધારે બેહેતર ગણાય છે."

૧૦૧ "દરેક માણુસે વધારે કામો માથે લેવા કરતાં એક કામ પુરૂ કરવું તે વધારે બેહેતર ગણાય છે."

૧૦૨ "પાપી માણુસ પાપનો દરવાજો બધ કરવા જાય છે પણ કરેલું પાપ બહાર આવી પાપીને તુરત પકડી પાડે છે."

૧૦૩ "બધી દુનિયાની દોલત કરતાં પણ તદુરસ્તીની દોલત ભારે અને વધારે કિંમતી હોય છે."

૧૦૪ "તંદુરસ્તી એ દરેક માણુસના સત્ય, સુખ અને સલામતીનુ સુંદર અને સોભાગ્યવંતું શિખર છે."

૧૦૫ "કંચનવાન થવા કરતાં કીર્તિમાન થવામાં વધારે ડહાપણુ માનજે."

૧૦૬ "દીકરા અને દોલત એ બંને કેળવ્યા વગર ભોગવી શકાતાં નથી."

૧૦૭ "બોલવા પછી પસ્તાવો કરવા કરતાં વિચાર કરીને બોલવું એ વધારે સલામતીભરેલુ ગણાય છે."

૧૦૮ "વિકારી થવા કરતાં વિચારી થવું એ વધારે ડહાપણભરેલું ગણાય છે."

૧૦૯ " સંસારના કામથી કંટાળેલા મનુષ્યને તેની પતિવ્રતા સ્ત્રીના સુંદર બોલો સિવાય બીજું એકે ઉત્તમ ઔષધ નથી."

૧૧૦ " જે ધંધો કરવામાં તારૂં મન અચકાતું હોય તે ધંધો બનતાં સુધી ન જ કરવામાં વધારે ફાયદો થાય છે."

૧૧૧ " જો તું તારી જીંદગી કુમાર્ગે કામે લગાડીશ નહિ, તો પછી સ્વર્ગનો રસ્તો પૂછવાની તારે જરૂર રહેશે નહિ."

૧૧૨ " સુખી થવાનો સૌથી સારો ઉપાય એ છે કે દિવસે કામ ઉપર બેસવું અને રાત્રે વિચાર ઉપર બેસવું."

૧૧૩ " તમે તમારી વાત બીજાને સભળાવવા કરતાં તેની વાત સાંભળવાની વધારે ખંત રાખજો; કેમકે તમારી વાત ઉપરથી તમારી ખામીઓ બીજાઓ જાણી લેશે, પણ જો તમે બીજાની વાત ઉપર ધ્યાન આપશો તો ખચીત તમારી ખામીઓ તમે પોતેજ સુધારી શકશો."

૧૧૪ "ઘણા લોકોની વચમાં કોઇને ઠપકો આપવો તે એક અદાવતનો અગ્નિ સળગાવવા બરાબર ગણાય છે."

૧૧૫ " એક નીચ માણસ મોટે મરતબે પહોંચે તે કરતાં એક બુનિયાદ માણસ હજારગણે હલકે દરજ્જે નીચે ઉતરે તે વધારે બેહેતર ગણાય છે."

૧૧૬ " એક મૂર્ખ અને અજ્ઞાન માણસ હાથી, ઘોડા અને પાલખી ઉપર બેસે તે કરતાં એક વિદ્વાન માણસ પગે ચાલે તે વધારે શોભે છે."

૧૧૭ " માતેલો મૂર્ખ કદમાં મોટો પણ કિંમતમાં ખોટો હોય છે; અને

દુબળો અક્કલવંત કદમાં નાનો પણ કિંમતમાં મોટો હોય છે. માટે બુદ્ધિમાનને નાનો વિચારશો મા."

૧૧૮ "તને જે લેહેજત આબરૂ ગયાથી મળે તેને અફીણ સમાન જાણજે."

૧૧૯ "જેઓ ઘણું બોલે છે અને વળી પુછયા વિના કોઇ વાતની ખબર આપે છે તેની જરૂર બેવકુફાઇ જાહેર થાય છે."

૧૨૦ જેઓ વાંચી કે વિચારી શકતા નથી તેઓને જેટલો થાક લાગે છે તે કરતાં એક ગરીબ મજુર આખો દહાડો પોતાના ગુજરાનને માટે જે મેહેનત કરે છે તેને ઓછો થાક લાગે છે."

૧૨૧ "કુદરતના કોપમાં આવી પડેલા માણસની મશ્કરી કરવી કે તેને માઠું લગાડવું એ **"પડ્યા ઉપર પાટુ અને દાઝ્યા ઉપર ડહામ દેવા બરોબર ગણાય છે."**

૧૨૨ "જો તું તારી રમતગમતોને માટે અતિશય ખર્ચ કરીશ તો તેનાથી તને જે ગમત મળશે તે કરતાં ખર્ચનો શ્રમ વધારે વેઠવો પડશે."

૧૨૩ "તારા તનને તું જેટલી મેહેનત આપે તે કરતાં તારા મનને થોડી મેહેનત આપજે."

૧૨૪ "જો તું પ્રથમ કસોટી ઉપર ચડયા પછી જ સામાની કસોટી કરીશ તો પછી તને તારી કિંમત જણાયા વગર રહેશે નહિ."

૧૨૫ "તું તારી ખુબસુરતી અને મોજમજાહને માટે જેટલો પૈસો ખર્ચે તે કરતાં તારી તંદુરસ્તીને માટે વધારે પૈસો ખર્ચજે."

૧૨૬ "જો તારૂં મન મજબુત હોય તો તું વિચાર કરવાની ટેવ રાખજે, હૃદય મજબુત હોય તો બધા ઉપર પ્યાર રાખવાની ટેવ

રાખજે, અને તારા હાથ પગ મજબુત હોય તો ઉદ્યમ કરવાની ટેવ રાખજે."

૧૨૭ **"ખાઇએ મનને ગમતું અને પહેરીએ ગામને ગમતું"** એ કહેવત તો ખોટી નથી; કેમકે મનને નહિ ગમતું ખાવાથી રોગ પેદા થાય છે અને ગામને નહિ ગમતું પેહેરવાથી નિંદા થાય છે."

૧૨૮ "જે આજે મળી શકે તેમ હોય તેને ભવિષ્ય ઉપર રાખીશ નહિ અને જેનો કાલે ખપ હોય તેને આજે વાપરી નાંખીશ નહિ."

૧૨૯ "તું તારા ચાકરની કસોટી કર્યા વગર તેનો એકદમ ભરોસો રાખીશ મા તેમજ કાંઈ કારણ વિના તેનો અવિશ્વાસ લાવીશ મા."

૧૩૦ "મૂર્ખ માણસો ડાહ્યા માણસોથી જે જ્ઞાન મેળવે તે કરતાં ડાહ્યા માણસો મૂર્ખાઓથી વધારે જ્ઞાન મેળવે છે."

૧૩૧ "જે માણસને તેના શત્રુઓ નિંદે અને મિત્રો વખાણે તેને ખરેખરો નસીબદાર જાણવો."

૧૩૨ "તમારા શત્રુ ઉપર કિન્નો લેવાથી તમે તેના બરોબરીયા ગણાશો, પણ જો તમે તેને માફી આપશો તો પછી તેનાથી શ્રેષ્ઠ ગણાયા વગર રહેશો નહિ."

૧૩૩ "કોઇનું બુરૂં કરવું તે સહેલામાં સહેલુ છે પણ દુઃખનાં રોદણાં રોયા વગર રહેવું તે સૌથી વધારે કઠણ છે."

૧૩૪ પોતાની છુપી વાત જાહેર કરવામાં મૂર્ખાઈ ગણાય છે પણ પારકી છુપી વાત જાહેર કરવાથી મૂર્ખાઇ અને દગલબાજપણું બન્ને જાહેર થાય છે."

૧૩૫ "રોગ મટાડવાના ઉપાયો કરવા કરતાં રોગ નહિ થવાની સંભાળ રાખવી તે વધારે બહેતર ગણાય છે."

૧૩૬ "મોજશોખની વસ્તુઓનો વધારે સંગ્રહ કરનારને જરૂરની ચીજને માટે ફાફાં મારવાનો વખત આવે છે."

૧૩૭ "વિચારમાં ગુંથાયલા માણસને પાખ હોય છે પણ આંખ હોતી નથી."

૧૩૮ "કામમાં ગુથાયેલા માણસને સુખ હોય છે પણ ભુખ હોતી નથી.'

૧૩૯ "સપ, સંપત્તિ અને શાંતિ મીઠી નિદ્રા આપે છે."

૧૪૦ "લખીને વિચારવા કરતા વિચારીને લખવું તે વધારે બહેતર ગણાય છે."

૧૪૧ "અદેખા અને ખારીલા માણુસ જેવા પોતાની જાતનેજ દુખ દેનારા ઘણા થોડા હોય છે."

૧૪૨ "રાજાની દોસ્તી કરવા કરતાં સર્પની દોસ્તી કરવી તે વધારે બહેતર ગણાય છે."

૧૪૩ "મૂર્ખ મિત્ર કરતાં દાનો દુશ્મન વધારે સારો ગણાય છે."

૧૪૪ "કોઇ માણુસને ભાગ્યશાળી કે ભાગ્યહીણુ કહેવો એ ઇશ્વર ઉપર આરોપ મુકવા બરાબર ગણાય છે."

૧૪૫ "ઘાતકી કામો કરીને રાજ્યગાદી મેળવવા કરતાં દયાનાં કામો કરીને વનવાસ વેઠવો તે વધારે બેહેતર ગણાય છે."

૧૪૬ "જેમ સંસારનો કાયદો તોડનારને સરકાર શિક્ષા કરે છે તેમ તંદુરસ્તીનો કાયદો તોડનારને કુદરત શિક્ષા કરે છે."

૧૪૭ "રાજ્ય પ્રકરણી બાબતોની પડખે ચડતાં પહેલાં તું તારી શક્તિનો વિચાર કરજે."

૧૪૮ "કોઇ વાર નજીવી જેવી ગફલતથી પણ મોટું નુકસાન પહોંચી જાય છે."

૧૪૯ "તીખું અને ઉતાવળું મનુષ્ય ઘણુંખરૂં ઇમાનદાર હોય છે."

૧૫૦ "જુદી જુદી જાતનું અધુરૂં જ્ઞાન મેળવવા કરતાં એકજ બાબતનું પણ સંપૂર્ણ જ્ઞાન મેળવવું તે વધારે બેહેતર ગણાય છે."

૧૫૧ "**મહેનત વિના મિઠાશ ક્યાંથી ?** એ કહેવત કાંઇ ખોટી નથી; કેમકે જે સખસ આખો દિવસ સખત મેહેનત કરે છે તેને તેનો ખોરાક મીઠો લાગ્યા વગર રહેતો નથી."

૧૫૨ "પારકી નિંદા કરવામાં મુગો માણસ મુગો નહિ પણ વાચાળ અને ડાહ્યો બંને ગણાય છે."

૧૫૩ "નીતિ અને સત્યનો સંગ્રહ રાખનારને ચાકર કે રક્ષક રાખવાની જરૂર રહેતી નથી."

૧૫૪ "સત્ય અને સંતોષીપણે ચાલનાર મનુષ્ય સિવાય જગતમાં બીજા કોઇને સુખી જાણવો નહિ."

૧૫૫ "ખાનપાનને ખાતર જીંદગી નથી પણ જીંદગીને ખાતર ખાનપાન છે."

૧૫૬ "પોતાના શરીરને અલંકારોથી શણગારવા કરતાં જ્ઞાનથી શણગારવું એ વધારે બેહેતર ગણાય છે."

૧૫૭ "જે બાબતનો ઠપકો તું બીજાને આપે તે બાબતની એબ તારામાં છે કે નહિ તે બાબતનો પ્રથમ વિચાર કરજે."

૧૫૮ "કોઈ પરાયા માણસનું મૂળ અને કુળ જાણ્યા વગર એકદમ વિશ્વાસ લાવવો એ અક્કલવંત માણસનુ કામ નથી."

૧૫૯ "જ્યારે લોભી માણસ આ દુનિયાની દોલત એકઠી કરવામાં રોકાય છે ત્યારે તેની પેલી દુનિયાની દોલત ખાલી થવા માંડે છે."

૧૬૦ "જુઠને પગ હોતા નથી પણ પાંખ હોય છે કે જે વડે કરીને તે ઘણે દૂર સુધી ઉડી શકે છે."

૧૬૧ "ગમે તેવો નબળો માણસ પણ દુશ્મનથી સાવચેત રહે તો તેને ખરેખરો જોરાવર સમજવો."

૧૬૨ આંખો આગળ છે અને કાન પાછળ છે માટે પ્રથમ આંખે જોએલી વાત માનવી અને પછીથી કાને સાંભળેલી માનવી."

૧૬૩ "જ્ઞાન વિનાનુ માણસ પાપ વિનાનુ હોતું નથી અને પાપ વિનાનુ માણસ જ્ઞાન વિનાનું હોતું નથી."

૧૬૪ "કાંઈ કરેલા ગુનાહનો ઈનકાર કરવો એ બેવડો ગુનોહ કરવા બરાબર ગણાય છે."

૧૬૫ "પાપથી છુટવા મરણ ઈચ્છવા કરતાં મરણ થયા પેહેલાં પાપથી છુટવું એ વધારે બેહેતર ગણાય છે."

૧૬૬ "તારો વખત બદલાયા છતાં પણ જે ન બદલાય તેનેજ તારો ખરેખરો મિત્ર માનજે."

૧૬૭ "જેવા તમારાં છોકરાંને કિંમતી ગણો તેવાજ તમારા બોલોને કિંમતી ગણશો તો ખચિત તમે સારામાં સારૂં બોલી શકયા વગર રહેશો નહિ."

૧૬૮ "જો તું તારી આંખો હૃદયમાં રાખીશ તો સુખી થઈશ પણ જો

તારૂં હૃદય આંખોમાં રાખીશ તો દુઃખ પામ્યા વગર રહીશ નહિ."

૧૬૯ "વચન આપવાની ઉતાવળ કરવા કરતાં તે પાળવાની ઉતાવળ કરવી તે વધારે બેહેતર ગણાય છે."

૧૭૦ "જેનુ ભોજન મોટુ તેને ભૂખ નાની હોય છે અને જેની ભૂખ મોટી તેને ભોજન નાનું હોય છે."

૧૭૧ "અનુભવ વિના અક્કલ અને પરિશ્રમ વિના પૈસો મેળવી શકાતાં નથી."

૧૭૨ "સામાની ખોડ ખાંપણ શોધી કહાડવી તે તો સ્હેલુ છે, પણ પોતાની ખોડ સુધારવી તે મહા મુસ્કેલ છે."

૧૭૩ "એક અભિમાની માણસ ઉંચી બેઠકે ચડી બીજાઓને પોતાથી નાના સમજે છે પણ તેજ પળે બીજાઓ તેને સૌથી નાનામાં નાનો અને હલકામાં હલકો ધારે છે તેની કશી ખબર પડતી નથી."

૧૭૪ "દુનિયાની જે વાત તું જાણે છે તે તું કહી શકીશ, પણ શુ શુ જાણવું બાકી છે એ વાત કહી શકવાનો નથી."

૧૭૫ "તું જેટલું ધારી શકે તેટલુ પાર પાડી શકે તો પછી જાણજે કે તારા જેવો કોઈ પણ નસીબદાર છેજ નહિ."

૧૭૬ "સુખની સદી સ્વમાની માફક વહી જતાં વાર લાગતી નથી; પણ દુઃખનો એક જ દિવસ આખા જમાના જેટલો મોટો લાગે છે."

૧૭૭ "જો તું જપ કરવાની ટેવ રાખીશ તો પછી તારે તપ કરવાની જરૂર રહેશે નહિ."

૧૭૮ "ધૈર્યવાન મનુષ્યનુ શરીરબળ અને બુદ્ધિબળ આખી અણીએ રહે છે."

૧૭૯ "સોનાનાં કડાં પહેરવાથી આપણા હાથને જેટલી શોભા મળે છે તે કરતાં દાન આપવાથી વધારે મળી શકે છે."

૧૮૦ "જો તારા માગવા પેહેલાં મોત આવે તો જાણજે કે તારા જેવો બીજો કોઈ નસીબદાર નથી."

૧૮૧ "તારૂં દરેક વચન તારી અક્કલનો એક આબેહુબ ફોટોગ્રાફ છે એમ જાણી બોલવા અગાઉ સારી પેઠે વિચાર કરજે."

૧૮૨ "સારાં છોકરાંઓ જીંદગીની જંજાળ વધારે છે ખરાં, પણ તેઓ મોતની યાદદાસ્ત વિસરાવે છે." ( બેકન )

૧૮૩ "દુનિયામાં ગરીબ અને તવંગર બંને દુઃખીયાં ગણાય છે કેમકે ગરીબ પૈસા મેળવવાની ફીકરથી દુઃખી હોય છે, અને પૈસાદાર તેની જંજાળથી દુઃખી રહે છે."

૧૮૪ "જેઓ થોડું જાણે છે તેઓ ઘણું બોલે છે, પણ જેઓ ઘણું જાણે છે તેઓ થોડું અને વળી વિચારીને બોલે છે."

૧૮૫ "કોઇ સારી સલાહ તથા સારા વિચારો આપનાર કરતાં સાંભળનાર વધારે ડાહ્યો ગણાય છે."

૧૮૬ "કોઇની મેળવેલી મેહેરબાની ભૂલી જવી અને બતાવેલી મહેરબાની કહી બતાવવી એ અવિવેકભરેલું ગણાય છે."

૧૮૭ "વાંચનાર! નક્કી જાણજે કે તારી દોલત તારા કબજામાં નથી પણ તું તારી દોલતના કબજામાં છે."

૧૮૮ "જે માણસમાં વિચાર કરવાની શક્તિ હોતી નથી તે માણસ પોતાની યાદદાસ્ત વિષે વધારે ફરીયાદ કરનારો હોય છે."

૧૮૯ "સૌથી મોટામાં મોટો અને આબરૂવાળો ધંધો નવા નવા હુન્નરો

શોધી કહાડવામાંજ રહેલો હોય છે."

૧૯૦ "આખી દુનિયા માંહેની કોઇ પણ વસ્તુ ફેરફાર વગરની હોતી નથી."

૧૯૧ "આપણા ઉપર આવી પડતી દરેક મુશીબતોનું મૂળ કારણ આપણીજ મૂર્ખાઈ હોવી જોઇએ."

૧૯૨ "મન અને વિચારની લગામ ઢીલી મુકનારને તે કયાંસુધી લેઇ જશે તે કહી શકાય નહિ."

૧૯૩ "દુનિયામા સૌથી ભલામાં ભલુ થવુ એ સૌથી કઠણમા કઠણ કામ ગણાય છે."

૧૯૪ "આળસાઇ છે તે દુનિયામાં બનતા બધાં ખોટાંમાં ખોટા કામોને જન્મ આપનારી એક માતા છે. માટે જો તું સુખી થવા ઇચ્છતો હોય તો આળસુ થઇશ નહિ."

૧૯૫ "જે પરમેશ્વરનો ડર રાખે છે તેને બીજાનો ડર રાખવાની જરૂર રહેતી નથી."

૧૯૬ "દરેક માણુસે પોતાની તગીને ઘટતા આકારમાં પુરી પાડવી એટલેજ દોલત મળી એમ સમજવુ જોઇએ, કેમકે દોલતથી જેટલી ગરજો સરે છે તે કરતાં ઉભી વધારે થાય છે."

૧૯૭ "તું ઉંઘ આવ્યા વગર સુઇશ નહિ, ભૂખ લાગ્યા વગર ખાઇશ નહિ, અને કામ વિના રહીશ નહી."

૧૯૮ "જે માણુસની મતલબ તું જાણુતો ન હોય તો પછી તેના કૃત્ય ઉપરથી મત બાંધજે."

૧૯૯ "મશ્કરીઓ ગમે તેવી મીઠી હોય તોપણુ તેનું મૂળીયું તો કડવાશભરેલુંજ હોય છે."

૨૦૦ "ચોખો વ્યવહાર, યોગ્ય ઉદારતા અને કરકસરનુ સેવન કરવાથી જ માણસ મોટે મરતબે પહોંચી શકે છે."

૨૦૧ "શરીર સુખી રાખવાને માટે યોગ્ય ખોરાક અમુક પ્રમાણમાં લેવાની ખાસ જરૂર છે પણ અનિયમિત અને અણુહીન ખોરાક લેવાથી ચેતતો રહેજે."

૨૦૨ "જો તું લડાઈમાં બહાદુરી મેળવીશ તો તને રાજા પાસેજ માન મળશે, પણ જો તું જ્ઞાનમાં બહાદુરી મેળવીશ તો તને આખી દુનિયામાં માન મળ્યા વગર રહેશે નહિ."

૨૦૩ "તુ બીજાને બોધ કરવા જતાં પેહેલાં તારી જીભને બોધ આપજે."

૨૦૪ "બેરોજગારી બુદ્ધિમાન કરતાં એક અક્કલ વગરનો પણ ઉદ્યોગી માણસ વધારે સારો ગણાય છે."

૨૦૫ "જો તારી આબરૂ બચતી હોય તો પછી તારો પ્રાણ આપવામાં પાછો હઠીશ નહિ, કેમકે આબરૂનુ જવું અર્ધું મોત બરાબર ગણાય છે." માટેજ કહેવાય છે કે **"મણનું માથું જજો, પણ નવટાંકનું નાક જશો નહિ."**

૨૦૬ "ચંચળ વૃત્તિનો ઉદ્યોગી માણસ ગમે તેવા ઉંડા સ્થળે રહેલી ઉદ્યોગની બારીકીઓ સ્હેલાઇથી શોધી શકે છે."

૨૦૭ "તુ ગમે તેવા ધંધા પાછળ પણ ખંત અને હોંશથી લાગ્યો રહીશ તો પછી તેમાં તું ફતેહ પામ્યા વગર રહીશ નહિ."

૨૦૮ "દ્રવ્યની સંપત્તિ છતા પોશાકનું હલકાપણું અને ગરીબાઈ છતાં ઉમદાપણું એ બંને લઘુતાપણું બતાવે છે. માટે તું સમાન વૃત્તિથી ચાલજે."

૨૦૯ "જે માણુસ તારી ખુબીઓ ભુલી જાય અને ખામીઓ યાદ રાખે તેને તારો હિતશત્રુ માનજે."

૨૧૦ "એક ગરીબમાં ગરીબ અને ભીખ માગનારની આખી જીંદગીનો પાયો તેની પતિવ્રતા સ્ત્રીના સુંદર બોલોમાં જ સમાયેલો હોય છે."

૨૧૧ "દુનિયામાં મોટામાં મોટો ધકો અંતઃકરણનોજ ગણાય છે, કેમકે અંતઃકરણની ઉદાસીથી દરેક સુલટી વસ્તુને ઉલટી કરવાથી જીંદગીનો નાશ થાય છે માટે તમે તમારૂં અંતઃકરણ મજબુત રાખો."

૨૧૨ "જો તમારાં બચ્ચાંઓને તમારે સારી રીતે સુધારવાં હોય તો તમે તેને દરેક પળે ઠંડા મિજાજથી બોલાવો."

૨૧૩ "જો તુ જાણુતો હોય કે મોત તારી પડોશમાં જ છે તો પછી તે આવ્યા અગાઉ સારાં કામો કરવાને ચૂકીશ નહિ."

૨૧૪ "તુ તારામાં જેટલા સારા ગુણો હોય તેને જેમ જેમ ખીલવતો રહીશ તેમ તેમ તેનાથી આનંદદાયક વસ્તુ પામ્યા વગર રહીશ નહિ."

૨૧૫ "જેને ઇશ્વરનો ડર ન હોય તેનાથી તું અવશ્ય ડરીને ચાલજે."

૨૧૬ "જેણે થોડુ ખાધું તેણે ઘણું ખાધુ એમ સમજવું, પણ જેણે ઘણું ખાધુ તેણે તો મુદ્દલ ખાધુ નહિ એમ જાણવું."

૨૧૭ "તું ભલો હોય તે છતાં લોકો તને બૂરો કહે તો ખુશી થજે પણ તું ભુંડો છતાં તને ભલો કહે તો નાખુશ થયા વગર રહીશ નહિ."

૨૧૮ "ઉમરે પહોંચ્યા પછી મેળવેલી અક્કલ કરતાં બાળવયમાં લીધેલો બોધ આપણાથી છુટો થઈ શકતો નથી."

૨૧૯ "તું તારા વિષે ઉંચો વિચાર બાંધવા પહેલાં પારકા વિષે સારા વિચારો બાંધવાની ટેવ રાખજે."

૨૨૦ " દરેક પુસ્તક વાંચીને તેનું મનન કરવું અને પછી તેનો બોધ વર્તનમાં ઉતારવો એ પ્રત્યેક લખી વાંચી જાણનાર મનુષ્યનું કર્તવ્ય છે. પ્રથમ વાંચન, પછી મનન અને છેલ્લે નિદિધ્યાસન એ પ્રમાણે જ્ઞાન મેળવી શકાય છે અને અંતરને સુધારી શકાય છે. જેઓ સુંદર પુસ્તકોથી ભરેલાં કબાટો માત્ર પોતાના ઘરની શોભાને માટેજ રાખે છે તેઓ વિદ્વાન્ કહેવાતા નથી, કારણકે તેઓ તો ભારવાહી ગર્ધવ એટલે ગધેડાના જેવા છે. એક ગધેડા ઉપરની ગુણમાં માટીની ઈંટો ભરી હોય અથવા તો જ્ઞાનથી ભરેલાં પુસ્તકોનો બોજો લાદ્યો હોય, તોપણ તેને ગોળ-ખોળની કશી સમજણ હોતી નથી કારણ કે તેને તો બન્નેનો ભાર એકસરખોજ લાગે છે; તેવી રીતે માત્ર ઘરમાં સુંદર પુસ્તકો રાખી બેસનારાઓ જેઓ તેમાંનું જ્ઞાન ગ્રહણ કરવાને તત્પર થતા નથી તેઓને મન એ પુસ્તકો માટીની ઇંટોની બરાબર છે. માટે જો પુસ્તકનો સદુપયોગ કરી શકાય તોજ તે રાખ્યાનું સાર્થક કર્યું લેખાય. "

हितं न वाच्यं अहितं न वाच्यं ।
हिताहितं नैव तु वाचनीयम् ॥
भेरण्डको नाम ऋषिर्महात्मा ।
हितोपदेशेन बलिं प्रविष्टः ॥



## આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનારા સદ્‌ગૃહસ્થોનાં મુબારક નામ.

---

### રંગુન.

| | | |
|---|---|---|
| ૫ | શેઠ હીરજી ઊમરશીની કું. | ગજોડ. |
| ૫ | શા. મણુશી માણુક | લઠેડી. |
| ૫ | શા. દામજી મુળજી | બારોઇ. |
| ૫ | શા. વેરશી કુરપાર | રામાણીઆ. |
| ૫ | શા. નરોતમભાઈ જેઠાભાઈ | |
| ૨ | શા. આશુ પુનશી | બારોઈ. |
| ૨ | શા. ગેલા નરશી | ગોધરા. |
| ૨ | શા. શામજી દેવશી | કોટડી. |
| ૨ | શેઠ ટોકરશી મુળજીની કું. | ભુજપુર. |
| ૨ | શા. ધનજી દેવશી | મુંદ્રા. |
| ૨ | રાવળ ભાઈશંકર શામજી | ભાવનગર. |
| ૨ | શા. લાલજી ભારા | તુમડી. |
| ૨ | શા. રવજી નાગશી | ,, |
| ૨ | શા. મોણુશી દેરાજ | એરાજા. |
| ૨ | શા. હીરજી ધારશી | દેશલપુર. |
| ૨ | શા. પુંજા ઠાકરશીની કું. | ભુજપુર. |
| ૨ | શા. વીરજી ડાયા દેવશી | સમાગોગા. |
| ૨ | શા. પ્રેમજી લધા | ખાખર મોટી. |
| ૧ | વેદાત મેગજી રામજી | લાઈજા |
| ૧ | શા. લખમશી વરજાગ | ગોધરા |

| | | |
|---|---|---|
| ૧ | શા. ઠાકરશી લખમશી | નલીઆ |
| ૧ | શા. તેજપાર રાયશી | પ્રજાઊ |
| ૧ | શા. લધા માવજી | દુમરા |
| ૧ | શા. કરમશી હેમરાજ | લઠેડી |
| ૧ | શા. સુરજી દેવશી | દુમરો |
| ૧ | ઠા. ત્રીકમજી લખમશી | વીરાણીઆ |
| ૧ | શા. મુળચંદ શામજી | ભુજ |
| ૧ | શા. દેવશી પદમશી કું. | ગુદાલા |
| ૧ | શા. વેલજી સુરજી | કુદરોડી |
| ૧ | શા. ઊમરશી હરશી | વદાલા |
| ૧ | શા. મોણશી દેવજી | લાખાપુર |
| ૧ | શા. વરજાગ હંશરાજ | ગુદાલા |
| ૧ | શા. ગાંગજી નાગશી | ટોડા |
| ૧ | શા. ઊમરશી વજપાર | દેશલપુર |
| ૧ | શા. અરજણ વજપાર | ભુજપુર |
| ૧ | શા. ધનજી મોમાઇઆ | ,, |
| ૧ | રાજગોર કરશનજી માવજી | ,, |
| ૧ | શા. નરશી લુંભા | ,, |
| ૧ | શા. ભીમશી પેથા | ,, |
| ૧ | શા. ખીમરાજ પેથા | ,, |
| ૧ | શા. વેલજી હંશરાજ | ,, |
| ૧ | શા. ડુગરશી વાગજી | ,, |
| ૧ | શા. મોનજી ધારશી | નવીનાર |
| ૧ | શા. વેલજી જીવન | ,, |
| ૧ | શા. મેગજી ભવાનજી | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શા. ભવાનજી બારમલ | ,, |
| ૧ | શા. મોમાઇઆ મેગરાજ | ,, |
| ૧ | શા. મુરારજી ડાયા | દેશલપુર |
| ૧ | ફ્રાફરીઆ પ્રાગજી અંદરજી | ,, |
| ૧ | શા. લાલજી ગેલા | ,, |
| ૧ | શા. ઊમરશી લખધીર | મોટી ખાખર |
| ૧ | શા. પુનશી ગાંગજી | ,, |
| ૧ | શા. દેવજી પચાણુ | નાની ખાખર |
| ૧ | શા. શામજી રાયશી | ,, |
| ૧ | શા. શવજી ગોણુપત | બેરાજા |
| ૧ | શા. શારગ જેશગ | રામાણીઆ |
| ૧ | શા. વજપાર ગેલા | બીદડા |
| ૧ | શા. રતનશી વજપાર | ,, |
| ૧ | શા. રામજી નરશી | ,, |
| ૧ | શા. વેલજી રતનશી | ,, |
| ૧ | શા કેશવજી આશધીર | તુમડી |
| ૧ | શા. શવજી દેવરાજ | ,, |
| ૧ | શા. શવજી પુજા | નાના આશંબીઆ |
| ૧ | શા. કોરશી વજપાર | મોટા આશંબીઆ |
| ૧ | શા. ડુંગરશી પુનશી | કોડાય |
| ૧ | શા. હીરજી હંશરાજ | કાદાકરા |
| ૧ | શા. મુરારજી જીવરાજ | ,, |
| ૧ | શા. ખીમજી ઠાકરશી | નાગલપુર |
| ૧ | શા. પુનશી દેવશી | રાએણુ |
| ૧ | શા. હીરજી કચરાની કું. | ગજોડ |

| | | |
|---|---|---|
| ૧ | શા. નેમીદાસ ભોજરાજ | માંડવી |
| ૧ | ઠા. નારણજી ડોસા | ભુજ |
| ૧ | ઠા. હરીરામ મનજી | ભુજ |
| ૧ | શા. ગેલા લીલાધર | મુદ્રા |
| ૧ | શા. છગનલાલ વશનજી | ભુજ |
| ૧ | શા. શામજી જીવન | છશરા |
| ૧ | શા. સુરજી કાનજી | ગજોડ |
| ૧ | શા. જીવરાજ દેવશી | કોટડી |
| ૧ | ખોજા દાઊદઅલી જાનમામદ | |
| ૧ | ,, મેરઅલી મુશાભાઈ | |
| ૧ | ,, મેરઅલી અબદુલકરીમ ભગત | |
| ૧ | ,, શેહરઅલી પીરભાઈ | |
| ૧ | ,, અબદલા ફાજલભાઈ | |
| ૧ | પારસી સી. એમ. કાવસજી | |
| ૧ | મી. ભગવાન પાશુની કું. | |
| ૧ | ,, વ્રજલાલ ભુખણદાસ | |
| ૧ | ,, શીવલાલ જગજીવન | |
| ૧ | ,, માનસીંગ કચરાની કું. | |
| ૧ | ,, મોતીચંદ મકનજી | |
| ૧ | ,, દશરથલાલ રણછોડ જોશી | |
| ૧ | ,, માધવલાલ ચુનીલાલ જોશી | |
| ૧ | ,, ત્રીભોવનદાસ વશરામ | |
| ૧ | ,, પ્રેમચંદ વશરામ | |
| ૧ | ડા. સુંદરજી દયાલજી | જોડીઆ |
| ૧ | ,, મુળજી શવચંદ | |

૧ ,, નારણશંકર મણીશંકર
૧ ,, જમનાદાસ જાદવજી
૧ ,, ડાયાલાલ પરશોતમ
૧ પારસી સોરાબજી બરજોરજી
૧ ઝવેરી મનસુખલાલ દોલતચંદ
૧ મહારાજ ત્રીભોવન નરાણજી

## મુંબઇ.

| | | |
|---|---|---|
| ૧૦ | ડા. આહમદભાઇ મેરઅલી મરચંટ એલ. એમ. એન્ડ એસ. | |
| ૩ | શા. સુરજી માઇઆ | કુદરોડી |
| ૨ | શા. ભાણજી રામજી | મુંદ્રા |
| ૨ | શા. મેગજી શોજપાર | |
| ૨ | ઠા. ખીમજી આશર વીરજી | |
| ૧ | શા. રવજી પાશુ | સમાગોગા |
| ૧ | શા. ગોણપત પાશુ | ,, |
| ૧ | શા. કાનજી નાગશી | ,, |
| ૧ | શા. કાનજી મોણશી | ,, |
| ૧ | શા. વીરજી રણશી | કુદરોડી |
| ૧ | મેમણ હારૂન જુશબ | નાગલપુર |
| ૧ | શા. પાશુ કાઇઆ | ભુજપુર |
| ૧ | શા. કેશવજી લાધા | આશબીઆ |
| ૧ | શા. વીરજી દેવશી | ,, |
| ૧ | શા. ગેલા હીરા | ફરાદરી |
| ૧ | શા. વરજાગ નેણશી | લાખાપુર |
| ૧ | શા. ભીમશી કાનજી | નવાગામ |

૧ શા. ઠાકરશી તેજુ લીલા કપાઇઆ
૧ શા. મુરજી રાણા છશરા
૧ ડા. કલ્યાણજી હીરજી મુદ્રા
૧ શા. લાલજી પાસુ ભુજપુર
૧ શા. વેલજી રાઘવજી સમાગોગા
૧ શા. માલશી ગણશી ,,
૧ શા. મેગજી કેશવજી ,,
૧ જાડેજા અરજણજી ભાયજી ,,
૧ શા. વેલજી ચના કપાઇઆ
૧ શા. ડુગરશી ડાયા દેવશી સમાગોગા
૧ શા. વેરશી રતનશી દેશલપુર
૧ શા. વજપાર હંસરાજ કાડાકરા

## કચ્છ ભુજ.

૧ મી. અમૃતલાલ વિ. જટાશંકર
૧ મહેતા અંબાશંકર વિ. કલ્યાણરાય ધોળકીઆ
૧ ચુનીલાલ વિ. પ્રભાશંકર
૧ પ્રીતમલાલ વિ. મુળશંકર
૧ જૈન હિતેચ્છુ મિત્રમંડળ
૧ શા. હીરાચંદ પરશોતમ
૧ શા. વીરચંદ લખમીચંદ

## સમાગોગા.

૧ શા. જીવરાજ કચરા
૧ શા. લખમસી મોણશી
૧ જાડેજા શવરાજજી ગોડજી

૧ સાધુ વલભદાસજી ગુરૂ આતમારામજી
૧ જાડેજા કરણશંગજી ભાભાજી

**અકયાબ.**

૧ શા. પુંજા આશુ
૧ શા. રવજી ધનજી
૧ શા. મેગજી ભોજરાજ
૧ શા. વીશનજી રતનશી
૧ શા. હરજીવન જીવરાજ
૧ મી. નુરમોહમદ તૈયબ
૧ શા. વીઠલદાસ નરભેરામ
૧ શા. શવજી રતનશી
૧ શા. વેલજી માલશી
૧ શા. મુલજી ભગવાનજી
૧ શા. ઊમરશી શવજી
૧ શા. ઘેલાભાઇ મણશી કું.

**ઘુળીઆ.**

૧ શા. કુંવરજી રાધા

**ખંડવા.**

૨ શા. લાલજી શવજી

**મુંદી.**

૧ શા. પ્રેમજી શવજી

**શણાવાદ.**

૧ શા. સોમચંદ કલ્યાણચંદ

**મોરબી.**

૧ ઝવેરી દુર્લભજી ત્રીભોવન

શેપુરા.

૬ શા ગોવનજી ખીમજી

જલગાલ મેરૂ.

૧૫ શા. દેવજી મેગજી તથા પાશુ મેગજી—વહાલા

કચ્છ ફેરાદરી.

૧ શા. કાનજી ગેલા હીરા

કચ્છ શાભરાઇ.

૧ શા. ચનાભાઇ માલશી

જંગબાર.

૫ હાજી લધાભાઇ હાશમ

૧ અલીભાઇ નથુ

---

અગાઉથી ગ્રાહક થનારાઓનો આભાર માનવા ઉપરાંત આ પુસ્તક છપાવતાં મને જે અડચણ હતી તે મદદ, મારા મિત્રો આશુભાઇ પુનશી તથા દામજીભાઇ મુલજી તથા મણશીભાઈ માણક તરફથી મળી હતી, તે માટે તેઓનો પણ ખાસ આભાર માનવામાં આવે છે.

બીજી કેટલીક મદદ વેલજીભાઇ રાઘવજી તથા છોટાલાલ છગનલાલ તથા ત્રીકમજીભાઇ લખમશી તરફથી મળી છે, તેમનો પણ આભાર માનું છું.

લી.

તેજશી કેશવજી વોરા.

# આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

આ પુસ્તક નીચેને ઠેકાણેથી વી. પી. થી અથવા રોકડી કીંમતે મળી શકશે.

રંગુન. શા. તેજશી કેશવજી વોરા, નં. ૯૧ મુગલ સ્ટ્રીટ પોસ્ટ બોક્ષ નં. ૩૭

મુંબઈ એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. પ્રીન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ, પોસ્ટ નં. ૨

મુંબઈ. ડૉ. અલીમામદ જુમાભાઇ બાના ભગત ખડક, નવો મોટો માળો, પોસ્ટ નં. ૩

મુંબઈ. શા. ગેલા હીરા. નારીલવાડી, મકનજી એ મીલ સામે. પોસ્ટ નં. ૧૦

અમદાવાદ. બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા.